# QUENTIN DURWARD

*TRANSLATED INTO GUJARATI*

**( IN THREE PARTS )**

## PART III.

WITH FOOT NOTES AND AN APPENDIX.

BY


KARAMALI RAHIM NANJIANI, B.A.,

*ASSISTANT PERSIAN TEACHER, ELPHINSTONE HIGH SCHOOL, BOMBAY*


---

# ક્વેન્ટિન ડરવાર્ડનો

**ગુજરાતી તરજુમો**

( ભાગ ત્રણમાં. )



## ભાગ ત્રીજો

ટીકા અને પૂરવણી સમેત.

બનાવનાર,


**કરમઅલી રહીમ નાનજીઆણી બી. એ.,**

આસીસ્ટન્ટ પરશિઅન ટીચર, એલફિન્સટન હાઈસ્કુલ.


---



---


**મુંબઈ**

ધી રાઈઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ

સંવત ૧૯૩૯—સન ૧૮૮૩

**કીમત રૂ. ૧-૨-૦. સાદી બાઈન્ડીંગની.**

**„ ૧-૬-૦. મજબુત પુઠાવાળી.**

# પ્રસ્તાવના.

---

આ ત્રીજો ભાગ વાંચનારની સમક્ષ મુકતાં મારે સંતોષ જણાવવો જોઇએ કે વાંચન શોખીનોને બીજો ભાગ મનપસંદ માલમ પડયો છે એવું મારા જાણવામાં આવ્યું છે; આ છેલ્લો ભાગ તેથી પણ રસિક લાગશે એવી આશા રાખી શકાય છે. આ ભાગ ઊતાવળે બહાર પાડવો એવી ઉત્કંઠા પૂર્વક સૂચના ઘણાક મિત્રો અને બીજા સદ્ગૃહસ્થો તરફથી કરવામાં આવી હતી. બનતી તાકીદ કર્યા છતાં, કેટલાંક દૂર ન થઇ શકી એવી અડચણોને લીધે, આ ભાગ બહુ ઝડપથી છપાઇ ન શકાયો તે માટે હું આગળથી થયલા ગ્રાહકો પાસેથી દરગુજર ઇચ્છું છું, પરંતુ પુસ્તકના કદ તરફ ધ્યાન પોંહચાડતાં તે બહુ મોડું તૈયાર થયું એમ નહી કહેવાશે.

વાંચનારને મારે પણ એક સૂચના કરવી જોઇએ. આગાથા સાધારણ વાર્તા કહાણીઓના જેમ તરત સમજાઇ જાય તેવી નથી. એમાં કેટલાક અણસારા એવી રીતના છે કે લક્ષપૂર્વક વાંચવા થકીજ તેનો પૂરો ગૂઢાર્થ સમજાય; એકંદર જોતાં દરેક ભાગ બે વાર તો અવશ્યે વાંચવો જોઇએ.

પહેલા અને બીજા ભાગના જેમજ આમાં પણ પાના તળે ટીકા અને છેડે પૂરવણી આપી છે તેના તરફ વાંચનાર ઉતાવળી નજર ફેરવશે તો (શ્રમ લઇ ધ્યાનથી વાંચે તો વધારે લાભકારક છે,) વખતનો બેરઉપયોગ થયો ગણાશે નહી.

લિ૦ ભાષાંતર કર્ત્તા.

મુંબઇ, એપ્રીલ ૧૮૮૩.

## પાત્રો

લીબેલફ્રે, અથવા હ્યુડોવિક લેસલી...ક્વેન્ટિનનો મામો.

લીગ્લોરીઆ.........................ઠાકોર ચાર્લ્સનો લોઓ.

ડી. હિમબરકોર્ટ }
ફિલીપ ડી. કૉમીનીસ } ............ઠાકોરના હજુરિયા.

કૉનરેડ..............................ડીલામાર્કનો મદદનીશ.

કાઉન્ટસ્ટીવન........................ક્રેવેક્રિઅરનો ભાણેજ.

# શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૭ | જાહ | જોઇ |
| ૧ | ૬ | ફ્રેવેસિઅર | ફ્રેવેસિઅરે |
| ૩ | ૧૨ | મિત્રાઈ | પિત્રાઇ |
| ૩ | ૧૩ | એવિચાર | અવિચાર |
| ૩ | ૩૨ | આશક | આ શક |
| ૬ | ૨૧ | શકય | શકયા |
| ૭ | ૩ | સંકોજ | સંકોચ |
| ૭ | ૨૨ | તેને | તેનો |
| ૧૩ | ૧૭ | બાદશાહે | |
| ૧૫ | ૨ | શખ્સ | શખ્સને |
| ૧૬ | ૧૧ | એવું | એવું |
| ,, | ૩૪ | શાદશાહ | બાદશાહ |
| ૨૪ | ૧૩ | ગેલ ડીસના | ડીસનો |
| ૨૭ | ૧૬ | ગુજરે | ગુજર્યો |
| ૩૨ | ૮ | શત્રુરૂઓએ | શત્રુઓએ |
| ૩૪ | ૨૦ | હરબર્ટને | હરબર્ટનો |
| ૩૭ | ૧૭ | નમતા | નમ્રતા |
| ૩૭ | ૨૩ | કરવી | કરવા |
| ૩૭ | ૨૪ | આગળા | આગળ |
| ૩૮ | ૧ | તેમા | તેમ |
| ૩૮ | ૧૫ | પેહેરાગીર | પેહેરેગીર |
| ૩૯ | ૧૨ | બીજો | બીજા |
| ૪૪ | ૧૩ | આર | ચોર |
| ૪૫ | ૩ | એવા | એવો |
| ૪૫ | ૧૩ | ટ્રાઈઅસ્યેલીજ, | ટ્રાઇએસ્યેલીસે |
| ૪૫ | ૧૪ | ચોવકું | ચોવટું |
| ૫૧ | ૧૨ | લેવાશે | નહી લેવાશે |
| ૫૧ | ૧૭ | મૃત્યું | મૃત્યુ |
| ૫૩ | ૫ | પોતાને | પોતાનો |
| ૫૩ | ૨૬ | બારવાળું | બારવાળા |
| ૫૩ | ૨૯ | પોતાના | પોતાની |
| ૫૯ | ૮ | વધારો | વધારે |
| ૫૯ | ૧૨ | જાઇએને | જાઇને |
| ૫૯ | ૨૧ | નેતે | તેને |
| ૬૨ | ૨૨ | રજયપદ | રાજયપદ |
| ૬૩ | ૨૧ | કાઢવવા | કઢાવવા |
| ૬૫ | ૩ | એને | અને |
| ૬૬ | ૬ | ખેવડો છે | ખેવડો |
| ૭૦ | ૨ | હ | હા |
| ,, | ૧૦ | રકવયર | રકવાયર |
| ૭૪ | ૧ | સુસાહરી | મુસાફરી |
| ૭૪ | ૧૩ | વાંધે | વાંધો |
| ,, | ૧૯ | માથ | માથા |
| ૭૫ | ૨૪ | વર્લ્યે | વર્લ્યો |
| ૭૬ | ૧૮ | મામાથ | મોમાથી |
| ,, | ૨૪ | સર્વેન | સર્વેની |
| ૮૨ | ૪ | કુરતાં | કરતાં |
| ૮૩ | ૭ | ભાંગથી | ભાંગા આવાજથી |
| ,, | ૮ | અક | એક |
| ,, | ૨૭ | ચાણેલા | ચણેલા |
| ,, | ૩૧ | મુકેની | મુકેલી |
| ૮૪ | ૧ | ગજય કર્ત્તા | રાજયકર્ત્તા |
| ૮૪ | ૪ | વિરુદ્ધ | વિરુદ્ધતા |
| ૮૬ | ૧ | અફસોસ ? | અફસોસ ! |
| ,, | ૨ | રખડનારા | રખડનારીઓ. |
| ૮૮ | ૫ | દરબારના | દરબારમાં |
| ૮૯ | ૧૩ | તેમ | તેમાં |
| ૯૩ | ૧૦ | મળતાં | મળતા |
| ૯૫ | ૨૭ | બાંકા | બાકાં |
| ૧૦૬ | ૯ | તેને | તને |
| ૧૧૨ | ૧૨ | એમે | અમે |
| ૧૧૨ | ૧૭ | કૃતઘની | કૃતઘ્ની |
| ૧૧૪ | ૨૩ | મહાવિકરિણી | મહાધિકારિણી |
| ૧૧૭ | ૧૩ | પ્રારબ્ધે | પ્રારબ્ધ |

S. (अंबरचैल) ઓર. જનમતી વખતે કેટલાકને માથા ઉપર ઓર ચોટેલી રહે છે. એ કેટલાક લોકો સુભાગ્યની નિશાની ગણે છે.
S. (अनुषंगी) જે બીજાની સાથે જોડાયલું હોય તે.
S. (असंगत) સંબંધ વિનાનું.
En. (કમીશનર) અમુક કામ કરવા અખત્યાર મળ્યો હોય કે સોંપરત થઇ હોય તે. અમીન.
S (चक्रवर्ति) તે લડાયક જમાનામાં મોટા રાજાઓ તાબા તળેના નાના રાજાઓ પાસેથી ખંડણી નહી લેતા પણ તેને બદલે જરૂરી વખતે સીપાઇઓની અમુક સંખ્યા સાથે હાજર થવાની શરત કરતા. એવી શરતે જાગીર ધરાવનાર વૅસલ (vassal) કહેવાતા, અને જાગીર આપનાર સુઝરેન (Suzerain) અથવા ફ્યુડલ લૉર્ડ કહેવાતા.
S. (दंभीपणु) ઢોંગ, ડોળ.
S. (न्यूनता) ખામી.
S. (निमित्त) આરોપ, બહાનું.
A. (મૌસૂફ) જેનું વર્ણન કર્યું હોય, જેના ગુણ ગાયા હોય તે. વસ્ફ (એટલે ગુણ) ઉપરથી.
En. (સ્ક્રુ) પેચવાળો ખીલો.
A. (સગીર) ઉંમરે પહોંચેલું નહી તે.
A. (સુલતાના) રાણી. એ શબ્દ સુલતાનની નારી જાતી છે.
A. (ઇસ્તકબાલ) દૂરથી આવનારનો સત્કાર કરવા સામા જવું તે. એ શબ્દ કબલ એટલે આગળ એ ઉપરથી નીકળેલો છે.
S. (कृत्रिम) કરેલું—ઉપજાવેલું, ઢોંગ ભરેલું. (સંસ્કૃત કૃ એટલે કરવું.)
S. (घ्राण) ત્રાણ ઉત્પાદક—ઉપજાવનાર. નીપજામણ.
S. (प्रशंसा) વખાણ, તારીફ.
S. (विनोद) આનંદ; ખુશીને વખતે વાતચિત કરવી તે.
S. (सामुद्रिक) શરીર ઉપરની રેખાઓ જોઇ સ્વભાવ કે દૈવ પરખવાની વિદ્યા.

# ક્વેનટિન ડરવાર્ડ

## ભાગ ૩ જો

### પ્રકરણ ૨૫ મું (ચાલુ)

### અણનોતર્યા પરોણા

**ક્રેવેસિઅરે** તેઓને સભ્ય રીતે સલામ કરી કહ્યું "ગૃહસ્થો, જો મારી ખબર જેટલીજ કીમતી તમારી ખબરછે એમ હું ધારૂં તો વાજબી રીતે અદલ બદલ કરૂં.

બેહુ શિકારીઓ એક બીજા તરફ જોઈ હસ્યા; અને એમાંથી વડાએ પોતાના સોબતી તરફ ફરી કહ્યું "**ક્રેવેસિઅર** વેપારી મુલક 'ફ્લેમેન્ટ' માં થઈ આવ્યાછે, અને ત્યાંના બધા પેચ શીખી આવ્યાછે. એમની સાથે સોદા કરશું તો આપણને ભારે પડશે.

**ક્રેવેસિઅર** કહ્યું "ગૃહસ્થો ઠાકોરે વાજબી રીતે **મારા** માલની વ્હેંણી કરાવવી જોઈશે; કેમકે જકાત બજાર ભરાયા પેહેલાં લેવાયછે તેથી એ માલ હું જકાત રીતે આપીશ. પણ મને કહો કે તમારી ખબર સારીછે કે નરસી ?

જે શખ્સ પ્રત્યે તે ખાસ કરીને બોલતો હતો તે ચંચળ દેખાવનો હતો ને તેની આંખ ઉપરથી આનંદી જણાતો હતો, પણ મ્હો અને ઉપલો હોઠ ડહાપણ અને ગંભીરતા સૂચવતાં હતાં; તેના ચેહેરાના દેખાવ ઉપરથી માલમ પડતું કે આ પુરૂષ ઝડપથી અવલોકન કરી તર્ક બાંધી શકેછે પણ નિશ્ચય કરવામાં તેમજ અભિપ્રાય દર્શાવવામાં ધીમો અને વિચારવંત છે. આ **ક્રોબાટ** નો દીકરો 'હેનાલ્ટ' નો પ્રખ્યાત '**નાઈટ**' હતો જે ઇતિહાસ અને ઇતિહાસ કર્ત્તાઓમાં ફિલિપ્ડી કામિનિસના માન પામેલા નામથી ઓળખાતો, અને જે 'ડયુક ચાર્લસ **બહાદૂર**' ની સોડમાં રેહતો અને તેનો સૌથી માન પામેલો સલાહકાર હતો. તે અને તેનો સોબતી 'બેરન્ડી **હમબરકોર્ટ**' જે સમાચારથી જાણીતા હતા તે કેવી પ્રકારનાછે એવો જે સવાલ ક્રેવિસિઅરે પુછ્યો હતો તેના ઉત્તરમાં તેણે કહ્યું "એ ખબરની તરેહ ઇન્દ્ર ધનુષ્યની માફક ચિત્ર વિચિત્રછે, **જુદે જુદે** સ્થળથી જોતાં, કાળા વાદળની સાથે અથવા સ્વચ્છ આકાશની સાથે મુકાબલો કરતાં; એમાંથી પણ તરેહવાર રંગ નિકળેછે. **જુહ** નબીના નાવ કેડે ફરાંન્સમાં કે બરગંડીમાં આવું **ઇન્દ્ર ધનુષ્ય કોઈવાર** નજરે પડ્યું નથી.

ક્રેવેસિઅરે જવાબ દીધો " મારા સમાચાર ધૂમકેતુના જેવાજ શોકચિંતક, અનિયમિત, અને ભયાનકછે. એટલુંજ નહીં પણ એમાંથી વધારે મોટી અને ભયંકર ખરાબીઓ નિપજવાની છે તેની એ અગમચેતી આપેછે એમ સમજવું જોઇએ." કામિનિસે પોતાના સાથીને કહ્યું "આપણી ગાંસડીઓ ખોલવી જોઇએ નહિંકાં બીજો કોઇ આવી એજ માલ બતાવશે તો આપણે પછાત રહી જઇશું, કેમકે આપણી પાસે જે ખબરછે તે જાહેરછે.—ક્રેવેસિઅર, ટુંકામાં કહું તો, સાંભળીને અચરત થાઓ કે લુઇ બાદશાહ પેરોનમાંછે."

**કાઉન્ટે** અચરત થઇ કહ્યું " શું ઠાકોર એકપણ લડાઇ કર્યા વગર પાછા હટી ગયા? અને ફ્રેન્ચ લોકોએ શેહેરને ઘેરો ઘાલ્યો તે છતાં તમે સુલેહ વખતના પેહેરવેશ પેહેરી અહીંઆં આવ્યાછો? કેમકે શેહેર લેવાયું હોય એમતો હું ધારી શકતો નથી." **ડી હુમબરકોર્ટે** કહ્યું " ખચીત નહીંજ તો. બરગંડીનો વાવટો એક તસુ પણ હટયો નથી તેમ છતાં લુઇ અહીંછે."

ક્રેવેસિઅરે કહ્યું "ત્યારે તો ઇંગ્લાંડનો એડવર્ડ રાજા પોતાના તીર અંદાઝો સાથે દરીઓ ઓળંગી આવી ચઢયો હશે, અને પોતાના પૂર્વજોની માફક તેણે **પોઇટીઅરસ**ની બીજી લઢાઇ મારી હશે. **કામિનિસે** કહ્યું " એમ નથી, ફ્રેંચ ધજા જરાપણ નીચી પડી નથી. તેમ ઇંગ્લાંડથી કોઇ વહાણ પણ આવ્યું નથી. એડવર્ડ, લન્ડનના શેહેરીઓની સ્ત્રીઓ સાથે મોજ મજાહ કરવાથી પરવારે,ત્યારેજ ૧ **બ્લાક પ્રિન્સ**ના જેમ લઢાઇ કરવાને તેને સુઝેતો? જે ચમત્કારિક વાત બનીછે તે સાંભળો હું કહું. તમે જાણોછો કે તમે અમારી પાસેથી ગયા તે વખતે ફ્રાન્સ અને બરગંડીના **કમીશનરો**ની જે મસલહત માટે સભા મળી હતી તે ચુંથાઇ ગઇ હતી અને સમજુતી થવાનો સંભવ જણાતો નહતો."

" ખરૂં, અને લઢાઇ સિવાય બીજો આપણો ખ્યાલજ નહતો." કામિનિસે કહ્યું " તે પછી જે કાંઇ બન્યું છે તે એટલું તો સ્વપ્ન સમાનછે કે મને તો એમજ લાગેછે કે હું એમાંથી જાગૃત થઇશ અને એ સ્વપ્નનુંજ હતું એવું જોઇશ. એકજ દિવસ થયો ઠાકોરે મંત્રસભામાં વધારે ઢીલ થવાની વિરૂદ્ધ એવું તો જોશ ભરેલું ભાષણ કીધું કે બાદશાહને યુદ્ધામંત્રણ મોકલવું અને એકદમ ફ્રાન્સ ઉપર ચઢી જવું એમ ઠરાવવામાં આવ્યું. **ટ્રાઇસિન્ડોઓર** જે એ કામ વાસ્તે મુકરર થયો હતો તે પોતાના અધિકારને લગતો પોશાક પેહેરી સ્વાર થવા પોતાનો પગ રિકાબમાં મુકેછે એટલામાં જોઇ લ્યો મજા, ફ્રેન્ચ રાજ્યદૂત **માન્ટજાય** છાવણીમાં આવી લાગ્યો. અમે તો એમજ ધારી બેઠા કે લુઇએ યુદ્ધામંત્રણ કરવામાં પેહેલ કરી, અને જે શખ્સે પ્રથમથીજ લઢાઇ જાહેર કરવામાં અટકાવ થાય એવી સલાહ આપી હતી તેના ઉપર ઠાકોર કેવા કોપાયમાન થશે તેના વિચારમાં પડયા. પરંતુ સત્વર રાજ્યસભા બોલાવવામાં આવી અને તે રાજદૂતે અમને ખબર આપી કે લુઇ એક કલાકના પંથ ઉપર પછવાડે છે. અને ઝગડાઓનો અરસપરસ સંવાદ વડે ફડચો લાવવા નાનકડા રસાલા સહિત બરગંડીના ઠાકોર ચાર્લસની મુલાકાત લેવા ધારેછે? આ સાંભળી અમે કેવા હેરત પામ્યા હોઇશું"? ક્રેવેસિઅરે કહ્યું " મારા સાહેબો તમે મને અચરતીમાં નાખોછો તોપણ તમે જેટલી વકી રાખી હશે. તેટલો હું અજાબ

---

૧ ઇંગ્લંડના ત્રીજા એડવર્ડનો દીકરો.

થયો નથી, કેમકે પૂર્ણ વિશ્વાસ પામેલા પાદરી બેલ્યુ, હું છેલ્લી વેળાએ જ્યારે 'પ્લેસિઝલીટૂર્સમાં હતો તે વખતે તેણે મને ઇશારો કર્યો હતો કે હું લુઇના ખાસ દૂષણોનો લાભ લઇ બરગંડીને યોગે એવી એને સ્થિતીમાં લાવી મુકવા સમજાવી દઇશકે જેથી ઠાકોર સુલેહના કોલકરાર પોતાની મરજી મુજબ કરીલે. પણ મને લેશ ભાર એવો ખ્યાલ નહોતો કે 'લુઇ' જેવો કસાયલો શિયાળ રાજી ખુશીથી આવા ફાંદામાં સપડાઇ શકશે. એ વિષે બરગંડિઅન સલાહકારો શું બોલતા હતા ?" હુમબર કોર્ટે કહ્યું "તમેજ અનુમાન કરો તેમ તેઓ વિશ્વાસનો ભંગ ન કરવા ઘણું બોલતા હતા પણ આવી મુલાકાતથી લાભ લેવા બાબતતો થોડુંજ બોલતા હતા. પરંતુ દેખીતું હતું કે તેઓ છેલ્લી બાબત વીષેનોજ વિચાર કરતા હતા; અને બાહેરની તાલમેલ રાખી તેમ થઇ શકે એવી યુક્તિ શોધવા માટેજ માત્ર ચિંતાતુર હતા."

ક્રેવેસિઅરે કહ્યું "અને ઠાકોર એ બાબત શું બોલતા હતા" કામિનિસે જવાબ દીધો "હમેશ મુજબ એમનું બોલવું ટુંકું પણ બહાદુરી ભરેલું હતું. તેમણે સવાલ કર્યો તમારામાંથી કોણ હાજર હતું જે વખતે માન્ટલેરીના યુદ્ધ પછી હું અને મારા મિત્રાઇ લુઇ વચ્ચે મુલાકાત થઇ અને જે વખતે હું અવિચારપણે અડધી કુંડી માણસો સાથે પારિસની મોરચા વાળી છાવણીમાં એની જોડે પાછો ફર્યો, જેથી મારૂં અંગ એના અખત્યારમાં મુકયું હતું, તે વખતે કોણકોણ હાજર હતા? મેં જવાબ દીધો, અમારામાંના ઘણા ખરા હાજર હતા. અને તે વખતે એણે જે આપણને ત્રાસ દેખાડયો હતો તે અમે કોઇ કાળે વિસરનાર નથી. ઠાકોરે કહ્યું "વારૂ તે વખતે મારી મુર્ખાઇ માટે તમે મને ઠપકો આપ્યો હતો અને હું કબુલ કરૂંછું કે કોઇ માથાના ફરેલ છોકરાની પેઠે હું વર્ત્યો હતો. પણ તેમાં એટલું છે કે મારા સ્વર્ગવાસી પિતા તે વખતે હૈયાત હતા તેથી મારો પિત્રાઇ લુઇ મને કબજે કરે તેમાં એટલો ફાયદો એ ન મેળવે, જેટલો ફાયદો હમણાં એને કબજે કરવાથી મને મળે; પરંતુ એમ છતાં પણ જેવી રીતે ખાલેસ દિલથી હું વર્ત્યો હતો તેવા ખાલેસ દિલથી આ પ્રસંગે મારો બાદશાહી બંધવ આવ્યો હોય તો હું એને બાદશાહી આવકાર આપીશ. જો આ વિશ્વાસના ડોળથી મને ઠગી ભૂલથાપ આપી પોતાની કોઇ પ્રપંચી મતલબ સાધવાની એ મરજી રાખતો હશે તો બરગંડીના **સેંટજોર્જ**ના સમ ખાઇ કહુંછું કે એના જીવની એને ફિકર થઇ પડવાની. એમ કહી પોતાની મુછને તાવ દઇ, પગ જમીન ઉપર અફાળી આવા વિલક્ષણ પરોણાને ઇસ્તકબાલ જવા અમને સ્વાર થવા હુકમ કર્યો. કાઉન્ટ આફ ક્રાવિસિઅરે કહ્યુ "અને તે પ્રમાણે તમે એને ભેટયા કે? ચમત્કારો હજુ બંધ પડયા નથી; એની સ્વારીમાં માણસો કેટલા હતા ? ડી. હમ્બરે કોર્ટે જવાબ દીધો "ઓછામાં ઓછા માણસો. એકાદ બે કુંડી સ્કાટીશ ગાર્ડ, થોડાએક **નાઇટો** અને તેના ઘર ખટલાના ગૃહસ્થો—તેઓમાં **ગેલીઓટી** સૌથી ભપકાદાર જણાતો હતો."

ક્રેવિસિઅરે કહયું "એ શખ્સ કોઇપણ પ્રકારે પાદરી બેલ્યુની સાથે સંબંધ ધરાવેછે. એમાં ફેર નહી. આશક ભરેલું પ્રપંચનુ એણે જે પગલું ભરયુંછે તે વિષે નક્કી કરતી વખતે બાદશાહને સમજાવવામાં એની શામિલગીરી હોય તેમાં હું અજબ થાઊં નહીં. સાથે કોઇ ઊંચી પ્રદવીના ઉમરાવ પણ ખરાકે ?"

કામિનિસે જવાબ દીધો "**ઓર્લીયન** અને **કુનાય** સાથેછે ખરા."

ક્રાવેસિઅરે કહ્યું "ગમે તેમ થાઓ, હું કુનાયની સાથે શરાબની મજલિસ કરવાનો પણ અમે એમ સાંભળ્યું છે કે એની અને **ડયુક આવ ઓરલીઅન**ની બદનામી થઇછે અને તેઓ કેદ પડયાછે." હમ્બર કોર્ટે કહ્યું "ફ્રેન્ચ અમીરો વાસ્તે મેલી ખુશનુમા એકાંતવાસની જગ્યા, લાચિસનોકિલ્લો તેમાં બેઉને નજર કેદ રાખ્યા હતા. પણ અહીંઆં પોતાની સાથે તેડી લાવવા સારૂ લુઇએ તેમને છુટા કર્યાછે. કદાચ એમ હોય કે ઓરલિઅનને પોતાની પાછળ મુકી જવાનું એને પસંદ ન હોય, ખરૂં પુછાવો તો એની સ્વારીના બીજા માણસોમાંથી હું ધારૂંછું કે તેનો સોબતી કોટવાલ અને એના રસાલાના બે ત્રણ માણસો અને તેનો હજામ ઓલિવર સૌથી અગત્યના પુરૂષ ગણાય. મારાસમ, એ આખા મંડળનો પોશાક એવો તો કંગાળ હતો કે જેમ એક બુઢો વ્યાજખોર ખૂબ ચઢી ગએલું લેણું ઉઘરાવવા ૧ **બેલીફ** લઇ નિકળી પડે તેવો બાદશાહ જણાતો હતો." ક્રેવેસિઅરે પુછ્યું "એણે પોતાનો ઉતારો કયાં કર્યોછે?" કામિનિસે જવાબ આપ્યો "એતો વળી સૌથી અદ્ભૂત વાતછે. આપણા ઠાકોરે બાદશાહી ગાર્ડને એકાદ શેહેરનો દરવાજો અને સોમ નદી ઉપર મછવાનો પુલ નાખવા કહયું અને બાદશાહ વાસ્તે એક તવંગર શેહેરીનું બાજુનું ઘર આપવા માંગ્તો હતો; પણ ત્યાં જતાં પોતે ફ્રાન્સમાંથી કાઢી મુકેલા બે અમીરોની ધજા જોઇ, આ પોતાના હાથે નસાડી મુકેલી અને રાજ્યથી નારાજી થયલી આસામીઓની પડોસમાં રેહવાનું થશે એ ખ્યાલથી ભડકી ગયો, તેથી 'પેરોન' કિલ્લામાં રહેવાનું માગી લીધું અને એ પ્રમાણે ત્યાં તેણે પોતાનો ઉતારો કર્યો છે." ક્રેવેસિઅર બોલી ઉઠયો "ખુદા પનાહમાં રાખે, આતો સિંહના ગુફામાં હિમ્મત કરવાથી સંતોષ ન પામતાં તેના મ્હોમાં માથું ઘાલવા સરીખુંછે. આ ખંધા પ્રપંચીને સાપના દરમાં છેક તળિયાં સુધી હાથ ચલાવ્યા વગર ચેનજ નહી પડેતો." કામિનિસ બોલ્યો "અરે હજીતો ડી. હમ્બરકોર્ટે તમને **ગ્લોરીઓનું** ભાષણ કહી સંભલાવ્યું નથી. મારા મત પ્રમાણે એનું બોલવું સૌથી વધારે ચંચળાઇ ભરેલું હતું."

ક્રેવિસિઅર બોલ્યો "એ અકકલના ભંડારે શું કહ્યું?" કામીનીસે જવાબ દીધો "બાદશાહની પધરામણી વાસ્તે તેને આવકાર આપવા ભેટ તરીકે વાસણો અને કીમતી રકાબીઓ વગેરે ઝડપથી મોકલવા ઠાકોર હુકમ આપતો હતો, એટલામાં **ગ્લોરીઓ** બોલ્યો 'દોસ્ત ચાર્લ્સ તારા નાનકડા મગજને એ બાબત વિષે તસદી ના આપ; તારા પિત્રાઇને તુંજે બક્ષિસ આપી શકે તેના કરતાં હું વધારે લાયકની અને ઉમદા આપીશ; અને તે બક્ષિસ મારી ટોપી ઘંટ અને મારો દંડછે, કેમકે ધર્મના સમ, પોતાને તારા કબજામાં લાવવાથી એ મારા કરતાં પણ મૂર્ખાઇમાં સરસ નિવડયોછે'. ઠાકોર બોલ્યો 'પણ હું એને પસતાવાને કારણે નહી આપું તો પછી કેમ?' 'તો પછી, ખરેખર એ ટોપી અને દંડ, ચાર્લ્સ હું તનેજ આપું, કેમકે આપણે ત્રણમાંથી મૂર્ખનો સરદાર તું પોતેજ થાય."

હું ખાત્રીથી કહુંછું કે આ તાણાથી ઠાકોરની ઉપર ભારે અસર થઇ. તેના ચેહરાનો રંગ બદલી ગયો અને હોઠને કરડતો મેં એને જોયો. નેક ક્રેવેસિઅર, હવે અમારા સમાચાર પૂરા થયાછે. તમે શું ધારોછો, એ શાને મળતા આવેછે?"

---

૧ સમન પહોંચાડનાર અને વારંટ બજાવનાર કામદાર.

ક્રેવેસિઅરે કહ્યું "એક દારૂથી ઠાંસી ઠાંસીને ભરેલી સુરંગને મળતા આવેછે અને મને ડર લાગેછે કે એમાં મારે સળગેલી સળી લઇ જવી પડશે. તમારી અને મારી ખબર સાગુ અને દેવતા મિસાલછે જે સાથે મળેતો સળગી ઉઠયા વગર રહે નહી, અથવા તો જે રસાયન પદાર્થના મિશ્રથી લાગલોજ ભડકો થાય તેના જેવીછે. ગૃહસ્થો, મારા દોસ્તો, મારી લગામની બાજુએ આવો—લીજના ધર્મા ધિકારીના અમલ તળેના પ્રગણામાં શું બન્યુંછે તે જ્યારે તમે સાંભળશો ત્યારે તમારૂં એવું મત થશે કે નર્કવાસમાં મુસાફરી કરવી જેવી સલામતી ભરેલીછે તેવીજ સલામતી ભરેલી એની આ કવખતની પેરોનની મુલાકાતછે."

એ બે અમીરો કાઉન્ટની બેઉ બાજુએ નજીક આવ્યા. 'શાનવાલ્ટમાં' અને લીજમાં કેવા બનાવ બન્યા હતા તેનું વૃતાંત તેઓએ લક્ષ દઇ સાંભળ્યું, અને અધવચમાં અવાર નવાર આશ્ચર્ય સૂચક ચિન્હો અને શબ્દો માનમાન અર્ધ દબાવી શકતા. તે પછી કવેનટિનને બોલાવવામાં આવ્યો અને ધર્માદ્ધિકારીના મૃત્યુની કેફિયત વિષે તેને ફરી ફરી તપાસ્યો એટલે સુધી કે કવેન્ટીને વધારે સવાલોનો જવાબ આપવા ના પાડી, કેમકે એ પ્રશ્નો શાવાસ્તે પુછાતા હતા અને કોણ જાણે તેના જવાબોનો શો ઉપયોગ થાય તેથી તે અજાણ્યો હતો. હવે તેઓ સોમ નદીના ફળવંત અને સપાટ કાંઠા ઉપર આવી લાગ્યા. ત્યાંથી **પેરોનલાગ્યુસેલ** અને તેની જોડમાંના લીલા છમ મેદાન આગલ આવી પોહોંચ્યા. એ મેદાનો, બરગંડીના ઠાકોરનું શુમારે જે પંદર હજારનું લશ્કર છાવણી મારી પડયું હતું, તેથી ઉજળાં ઉજળાં દેખાતાં હતાં.

---

# પ્રકરણ ૨૬ મું

## મુલાકાત

રાજાઓ એક બીજાની મુલાકાત લે તે વખતે પોતાની પદવી તથા મહત્વ જાળવવા માટે, પોતાના સર્વ મનોવિકાર જાહેરમાં ન લાવતાં, સભ્યાચારને અનુસરીને, લાગણીઓને પૂર્ણ અંકૂશમાં રાખવી પડે, તે બાદશાહી દરજ્જાનો ખાસ હક ગણવો કે તેને એક જાતની શિક્ષા સમજવી એ એક સવાલછે. સૌ કોઇ જાણેછે કે એમ કરવું એ દરબારી રીતછે, નહીંકાં તે અત્યંત દંભીપણામાં ખપે તેમાં નવાઇ નહી. તેઓ જો એ લોકાચાર મર્યાદાનું ઉલંઘન કરી પોતાના જુસ્સાઓનો ઉભરો ખુલ્લી રીતે દર્શાવે તો તેઓનું પોતાનું મહત્વ લોકોની નજરમાં બેશક ઘટે. જ્યારે પેહેલા ફ્રાન્સિસ તથા ચાર્લસ એ બે નામાંકિત હરીફોએ એક બીજા ઉપર છચોક જૂઠાણાનો આરોપ મુકી પોતાની વચ્ચેના વાંધા સામસામી કમર કસી છડેછડી લડાઇ કરીને પતાવવાની ઇચ્છા કીધી હતી ત્યારે એ પ્રમાણે ખસુસ કરી જોવામાં આવ્યું હતું.

ચાર્લસ પોતાના જમાનાનો સૌ કરતાં વધારે ઉતાવળીઓ અને અધીરો રાજ્યકર્તા હતો. તોપણ લઇનો તાબેદાર હોવાથી તેણે જે કૃપાદ્રષ્ટિથી જાતે પધરામણી કરી અને

માન આપ્યું હતું તેથી પોતાના ચક્રવર્તિ રાજા પ્રત્યે બહુજ અદબથી વર્ત્તવા જાણે તે જાદુની આડમાં બંધાઇ રહયો હોય એવું એને જણાયું. તે પોતાનો અમીરી પોશાક પહેરી, મોટા મોટા અમલદારો અને મુખ્ય નાઈટો અને અમીરો સાથે રાખીને, પોતાની રંગીલી સ્વારી સહિત, અગિયારમાં લુઇને ઇસતકબાલ કરવા ગયો. તેનો રસાલો સંપૂર્ણ રીતે સોના રૂપાથી ઝગઝગતો હતો; કેમકે ઇંગ્લાંડના દરબારની દોલત યાર્ક અને લેનકેસટર પક્ષની લડાઇઓથી ખાલી થઇ જવાથી, અને ફ્રાન્સના દરબારનો ખરચ ત્યાંના રાજાની કરકસરને લીધે ટૂંકો હોવાથી, બરગંડીના દરબારની દોલત તે વખતે યુરોપમાં સૌથી વધારે દીપતી હતી. જ્યારે ચાર્લસનો રસાલો એ પ્રમાણેનો હતો ત્યારે લુઇનો રસાલો સંખ્યામાં બહુ થોડો અને મુકાબલે હલકો દેખાવનો હતો; તેમ રાજાનો પોતાનો દેખાવ, તેના જુના ઘસાઇ ગયલા ઝભ્ભાએ કરીને તથા તેની હમેશાની પેહરવાની જુની ઊંચી કોરની અને બુટ્ટાદાર ટોપીએ કરીને અજબ રીતે નોખો પડી રહયો હતો; અને બાદશાહી ઝભ્ભા અને મુગટવાળા ઉમદા પોશાકથી શોભતો ઠાકોર પોતાના સરસ યુધ્ધાશ્વ ઉપરથી ઉતરીને તથા એક ઘુટણે પડીને, લુઇ જ્યારે પોતાના તુરકી ચાલે ચાલતા નાના ઘોડા ઉપરથી ઉતર્યો ત્યારે તેની રકાબ ધરીરાખવા તૈયાર થયો તે સમયે અતિ વિલક્ષણ હાસ્યજનક તમાશો થઇ રહયો હતો. એ બે રાજ્યકર્ત્તા વચ્ચેનો પરસ્પર આવકાર જોકે તદન ખરા ભાવ વિનાનો તોપણ કૃતિમ સ્નેહ તથા આદરવચનથી ભરપૂર હતો. પરંતુ ઠાકોરને પોતાનાં આવાજ, ભાષણ તથા આચરણમાં આવશ્યક ડોળ ઘાલવાનું કામ, તેના સ્વભાવથી પ્રતિકૂળ હોવાને લીધે, અતિઘણું કઠિણ થઇ પડયું. આણીમેર રાજા દરેક પ્રકારનું ખરૂંખોટું ડોળ ઘાલવાનું કામ તેના જાતી સ્વભાવનું જાણે અંગજ હોય તેવો જણાતો હતો અને તે એટલે સુધી કે તેના દંભીપણામાં તે વખતે કેટલું ખરૂં અને કેટલું ખોટું તે વચ્ચેનો ફરક, તેની સાથે બહુ પરિચય રાખનારા પણ પારખી શકય ન હોય.

નીચેનો દ્રષ્ટાંત આવા બે મોટી પદવીના રાજ્યકર્ત્તા પ્રત્યે વાપરવો અછાજતો ન ગણાય તો તે બરાબર લાગુ પડતો છે. જેમ કોઇ પરદેશી, શ્વાનપ્રકૃતિ અને ચાલચલગતથી પૂરો પાવરધો કોઇ જબરા બળવાન ભસ્તા કુતરાને કાંઇ કારણસર રાજી રાખવા ઇચ્છતો હોય પણ મનમાં ડરતો હોય કે રખેને જરા અવિશ્વાસ દેખાડયો અથવા એને માઠું લગાડયું તો એ ચીરીજ નાખશે એવી સ્થિતિ લુઇની સમજવી. કુતરો અંદરથી ઘુરકયા કરે, દાંત બતાવ્યા કરે, પણ આવી ઘુસનારના ભલા સ્વભાવ, ને તેની મમતાને લીધે તેના ઉપર એકદમ ધસારો કરતાં શરમાયા કરે, તેના લાડથી શાંતી તો ન પામે તોપણ તે સહન કર્યા કરે, પરંતુ વાટ જોયા કરે કે હુમલા વાસ્તે જરા વાજબી કારણ મળ્યું તો પોતાના મિત્રનો ટોટોજ પીસવો. ઠાકોરના બદલાઇ ગયલા આવાજ, તેના સંકોચ, ને જુસ્સા ભરેલા ચાળાથી બેશક રાજા સમજી ગયો કે એ બાઝી અતિ સંભાળથી રમવાની છે, અને આવું કામ માથે ઉઠાવ્યું તે માટે એક કરતાં વધુ વાર પસ્તાયો હોય તેમાં નવાઇ નહી. પણ હવે પસ્તાવો શા કામનો? હવે તો ચલાકીથી કામ કાઢી

લેવાનું રહ્યું હતું, અને એ વાતમાં બાદશાહથી કોઇ ચડે તેમ ન હતું. જે વલણથી લુઇ ઠાકોરની સાથે વર્તતો હતો તે એવી રીતનું હતું કે જાણે એક માનવંતા અને અજમાવેલા દોસ્તની સાથે ખરા ભાવથી જરા પણ સંકોચ રાખ્યા વગર સમજુતી કરતો હોય; ને જાણે તે મિત્રથી કોઇ અસાધારણ બનાવથી દિલ જરા ખાટું થઇ ગયું હોય પણ તે કારણ હવે રહ્યું નહીં હોય અને ગઇ ગુજરી વિસરાઇ ગઇ હોય. બાદશાહ એવું જાહેર કરતો હતો કે આવી રીતે વિશ્વાસ રાખી મેં જે દ્રઢ મન રાખી મારા માયાળુ અને ભલા પિત્રાઇની ખાતરી કરવા સારૂં પગલું ભર્યુંછે તે જો વેહેલું ભરર્યું હોત તો સારૂં. એવી રીતે પોતાને જાણે ઠપકો આપતો હોય અને જે વિરોધ ઉપજાવનારા બનાવ બન્યા હતા તે, ફ્રાન્સમાંથી જ્યારે તે પોતાના પિતાની ઇતરાજીથી દેશનિકાળ થયો હતો તે વખતે ઠાકોરે જે મેહેરબાની કરી હતી તેની સાથે સરખાવતાં, કુછ બિસાદમાં નહીં હોય અથવા નહીંજેવા સમજી વિસરી ગયો હોય તેવી રીતની એની બોલવાની લઢણ હતી. વળી **ગુડ ડયુક આવ બરગંડી** (ઠાકોર ચાર્લસના પિતા **ફીલોપને** એ નામ સાધારણ રીતે આપવામાં આવતું) વિષે વાત કાઢી પિતાની પેઠે તેણે માયા બતાવી હતી તેના હજારો દાખલા યાદ કરી તે વર્ણન કરવા લાગ્યો.

તે બોલ્યો "પિત્રાઇ હું ધારૂંછું કે તમારા પિતા પ્યાર રાખવામાં તમારી અને મારી વચ્ચે થોડોજ ફેર રાખતા, કેમકે મને યાદછે કે એક વખતે અકસ્માતથી હું શિકારી ટોળકી સાથે જંગલમાં રહી ગયો હતો ત્યારે એ **ગુડ ડયુકે** જાણે તમે મોટા ભાઇના સંરક્ષણ વાસ્તે બેદરકાર રહયા હો તેમ મને જંગલમાં મુકી દેવા વાસ્તે તમને ઠપકો દીધો હતો." બરગંડીના ઠાકોરનો ચેહેરો કુદરતી રીતે કઠોર અને દ્રાષ્ટ હતો અને બાદશાહે જે કહ્યું તેની સત્યતાનો સભ્ય અંગિકાર કરવા જ્યારે હસવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેના મ્હોંના ચાળા ખરેખર ભયંકર હતા. તે મન સાથ કહેવા લાગ્યો. "અરે ઢોંગીઓના સરદાર! અમારા કુટંબથી તને જે લાભ થયોછે તેને બદલો તે કેવી રીતે વાળ્યો તે જો તને યાદ આપતાં મારી પ્રતિષ્ઠાને બાધ આવતો ન હોય તો કેવું સારૂં!"

રાજાએ બોલવું ચાલુ રાખ્યું કે "આપણી વચ્ચે સગપણ ને ઉપકારની જે ગાંઠછે તે મારા ભલા પિત્રાઇ, જો આપણને જોડી રાખવાને બસ નહી હોય તો આપણી વચ્ચે વળી ધર્મક્રિયાનું સગપણછે, કેમકે તમારી સુંદર દીકરી 'મેરી' જે મારી પોતાની પ્રિય દીકરીઓ જેવીજ મને પ્યારીછે તેનો હું ધર્મપિતાછું; અને સાધુઓએ કૃપાથી (તેઓના પવિત્ર નામ કાયમ હોજો) જે મને એક નાનકડી ફુલ કળી મોકલી હતી જે ત્રણ મહિનાના અરસામાં કરમાઇ ગઇ તેને તમારા પિતાજીએ ધર્મકુંડની આગળ ધરી હતી અને પારિસમાં કોઇ વખતે ન થયલી તેવા ભપકા અને દમામથી 'બાપટિઝમ' ની ક્રિયા કરી હતી. મારા અતિ પ્રિય પિત્રાઇ જે વખતે હું દેશનિકાલ થઇ નિરાધાર થયો હતો તે વખતે મારા નાઉમેદ થયલા જીગર ઉપર ડયુક ફિલિપ અને તમારી ઉદારતાથી જે ઊંડી નહીં ભુંસડાય એવી છાપ પડી રહી છે તે કોઇ કાળે હું ભુલવાનો નથી." કાંઇક જવાબ આપવો પોતાની ફરજ છે એમ સમજી, ઠાકોરે કહ્યું "ખુદાવંદ આવા ન-

જીના ઉપકારનો અંગિકાર કરી બરગંડીના રાજાને તમે જે માન આપો છો તે હું પુરતી રીતે સમજુ છું એમ દેખાડવા મારે કહેવું જોઇએ કે આપના બોલેલા શબ્દાર્થીજ બરગંડીએ કાંઇ એ બાબતમાં ખરચ કર્યો હોય તેનો જોઇએ તે કરતાં વધારે બદલો વળી રહયો છે."

રાજાએ જરા હસીને કહ્યું પિત્રાઇ જે શબ્દો તમારા મનમાં છે તે મને યાદ છે તે વખતના લાભના બદલામાં હું ધારૂં છું કે હું આવી રીતના શબ્દો બોલ્યો હતો; હું નિરાશ્રિત રખડનાર હોવાથી મારૂં પોતાનું, મારી સ્રીનું, અને મારા બચ્ચાનું અંગ તે સિવાય ભેટ કરવા મારી પાસે બીજું કાંઇએ નથી.' વારૂં અને હું ધારૂં છું કે મારૂં વચન મેં ઠીક પાળ્યું છે. ઠાકોર બોલ્યો "ખુદાવંદ આપે જે ફરમાવ્યું તેમાં હું વાંધો લેવા ધારતો નથી પરંતુ"—

બાદશાહ વચ્ચે બોલી ઉઠયો પરંતુ તમે પુછવા માંગોછો કે મારા શબ્દો અને મારા કૃત્યો કેવી રીતે મળતાં આવે છે. જુઓ આવી રીતે. મારાં બચ્ચાં જોઆચિમનું શરીર બરગંડીઅન ખાકમાં વિશ્રાંતી ભોગવે છે મારૂં પોતાનું અંગ આજ સવારેજ જરાપણ આંચકો ખાધા વગર તમારા કબજામાં મુકયું છે— અને મારી સ્રીની બાબતમાં ખરેખર, પિત્રાઇ હું ધારૂં છું કે વચગાલે જે લાંબો વખત ગુજર્યો છે તે ધ્યાનમાં લેતાં મને વચન પળાવવા તમે કવચિતજ આગ્રહ કરશો. તે આપાણ ૧ શુભ તેહવારે ( એ બોલતી વખતે તે ક્રુસ પાડી થોડા બંદગીના શબ્દો ભણ્યો ) જનમી હતી તેને આજે પચાશેક વરસ થયાં- પણ તે કાંઇ ઝાઝી દૂર નથી; રીમ્સ શેહેર કયાં છેટે છે ? જો આપની એવીજ મરજી હોય કે મારો કોલ મારે અક્ષરે અક્ષર પાળવો તો તે આપાણી સમક્ષ થોડાજ વખતમાં હાજર થશે. બાદશાહે બરગંડીના ઠાકોર પ્રત્યે સ્નેહ અને મિત્રાચારી દેખાડવા જે નિર્લજ કોશેશ કરી તેથી ઠાકોર ગુસ્સે તો થયો પણ આ વિચિત્ર રાજાના તુરંગી જવાબથી હસવા વગર રહયો નહીં; અને જેમ વખતે વખત તેનો જુસ્સો ઉભરાઇ આવતો તેથી શબ્દો જેવા ભાંગા તુટા નિકળતા તેવું આ પ્રસંગે એનું હસવું પણ હતું. અયોગ્ય રીતે લાંબો વખત સુધી અને મોટે મોટે હસ્યા પછી તેવીંજ લઢણથી તેણે જવાબ દીધો તે એવી મતલબનો કે રાણીને ન બોલાવવી પણ રાજાની વડી દીકરી જે પોતાના રૂપ વાસ્તે વખાણાયલી હતી તેને બોલાવવા પોતાની ઇચ્છા બતાવી.

બાદશાહે શક ભરેલા હાસ્યથી કહ્યું "ભલા પિત્રાઇ હું ખુશીછું કે તમારી પ્રસન્નતા મારી નાની દીકરી જોનના ઉપર નહીં થઇ. જો તેમ થાત તો તમારી અને ઓર્લિઅનના મારા પિત્રાઇ વચ્ચે ભાલાની અથડા અથડી થાત અને જો તેમાંથી કાંઇ નુકસાન થાત તો બેહુ રીતે એક ભલો મિત્ર અને વહાલો પિત્રાઇ મારે ખોવો પડત." ચાર્લસે કહ્યું "નહીં, નહીં, ખુદાવંદ, ઇશકમાં પડી ડયુક આફ ઓરલીઅને જે રસ્તો લીધોછે તેમાં મારા તરફથી એને કાંઇ નડતર થવાની નથી; જે વસ્તુ વાસ્તે હું મારો

૧ Annunciation or Lady day

ભાલો ઉગામું તે સીધી અને સુંદર હોવી જોઇએ." શાહજાદો જોનના શરીરના કદરૂપા પણાના આ ઘાતકી ઇશારાથી લુઇ કાંઇ પણ માઠું લગાડે એવો ન હતો. ઉલટો તે તો ખુશી થયો કે જે મસ્ખરીમાં પોતે પ્રવિણ હતો તેમાં તે ગમત સમજી સંતુષ્ટ થાયછે. એ પ્રમાણે તે વાતચિત એવી તો ઢબથી ચલાવતો કે ચાર્લસ, બાદશાહ તરફ એક પ્યારા અને સમજુતી થઇ ગયલા મિત્રની પેઠે વર્ત્તે એ તો તેને અશક્ય લાગુ હતું કેમકે તેના તરફથી વારંવાર તેને નુકસાન પોંહચેલું હતું અને આ વખતે પણ તે સાચા દિલથી અંહી આવ્યો હોય એ શક ભરેલું હતું, તોપણ કોઇ રમુજી પરોણા પ્રત્યે ખરા ભાવથી મેઝબાન તરીકે વર્ત્તવામાં તેને કાંઇ મુશ્કેલી લાગી નહીં. આથી કરીને અરસ પરસ માયાળુ લાગણીની જે ન્યૂનતા હતી તે બે રંગીલા સોબતીઓ વચ્ચે હાસ્ય વિનોદની જે વાતચિત ચાલે તેવી વાતચિતથી પુરી પડતી હતી. ઠાકોર ભોળો હોવાથી તેમ વળી, તેની ચાલ ચલણ જરા તોછડી કહીએ તો ગેરવાજબી કહેવાય નહીં, તેથી એ લઢણ તેને સ્વાભાવિક હતી; અને લુઇને પણ તે સ્વાભાવિક હતી કેમકે કોઇ પણ લઢણથી જો કે તે મંડળીમાં વાતચિત ચલાવી શકે તોપણ પોતાના અમર્યાદ કાંટાઓ દર્શાવવા અને મસ્ખરી કરવા એ તેની ચાલ ચલણને બહુ અનુકૂળ હતું. 'પેરોનનાં **ટાઉન હાલમાં** જમણ વખતે જેવી રીતે તેઓ ત્રાહિતપણે મળ્યા હતા તેવીજ રીતે સારા ભાગ્યે વાતચિત ચાલુ રાખી શક્યા હતા; લુઇને સેહેલાઇથી માલમ પડ્યું કે આ રીતિ બરગંડીના ઠાકોરને જે પ્રકારે શાંત રાખવા પોતાના બચાવ માટે અવશ્યનું હતું તે વાસ્તે એ સૌ કરતાં લાભકારી હતી. તથાપિ ઠાકોરની આસપાસ જે ઊંચી પંકતીના અને મોટો અખ્તિયાર અને વિશ્વાસનો ઓધ્ધો ધરાવનારા ફ્રેન્ચ અમીરો હતા તેથી કરીને તેને જરા ચિંતા ઉપજી. એ અમીરો એની સખ્તાઇ અને એના અન્યાયથી અંહી નાસી આવી રહ્યા હતા. એ લોકોના ક્રોધ અને વેરથી બચવાને માટે અમે આગળ કહી ગયા તેમ ઉતારો કરવાને બદલે ગામમાં પેરોનના કિલ્લામાં ઉતારો કરવા તેણે માંગી લીધું. ઠાકોર ચાર્લસે ભયાનક હાસ્યથી આ માગણી કબુલ રાખી. આ હાસ્ય જે આસામીને લાગુ પડતું હતું તેને વાસ્તે લાભસૂચક કે હાનીસૂચક હતું તે કહેવું મુશ્કેલછે.

પણ જ્યારે રાજાએ જરા પણ શક ઉત્પન્ન ન થાય એવા વિવેક, નરમાસ અને ચતુરાઇથી એવી ઇચ્છા જાણાવી કે સ્કાટીશ તીરઅંદાઝોને ઠાકોરના તરફથી રખેવાલી માટે શેહેરનો જે દરવાજો સોંપાયો હતો તેને બદલે પેરોનના કિલ્લા આગળ તેઓ પેહેરો ભરે, ત્યારે ઠાકોરે પોતાના કઠોર સાદથી અને કુઢંગી રીતથી નીચે પ્રમાણે જવાબ આપ્યો અને બોલતી વખતે મૂછોને મરોડ આપવાની તથા ખંજર અથવા તલવાર જે કાંઇ હોય તે હાથમાં ધરવાની તથા વારમવાર તેને થોડીક ખેંચી કાઢી મ્યાનમાં નાખવાની જે તેની ટેવ હતી તેથી આ તેનો જવાબ વધારે ભયસૂચક જણાયો. "નહીં, મારા સરદાર, સેંટ મારટિનના સમ એમ તો નથી બનવાનું તમે તમારા તાબેદારની છાવણીમાં ને તેના શેહેરમાં છો એમ તમારા સંબંધમાં લોકો મને કહેછે; મારો કિલ્લો અને શેહેર તમારાં છે અને મારા માણસો પણ તમારા છે તેથી શેહેરના દરવાજા આગળ કે કિલ્લાના બચાવની જગાએ

મારૂં લશ્કર હોય કે તમારા તીરંદાઝો હોય એ એક સરખુંજછે. સેંટ જ્યાર્જના સમ એમ નહીં થાય. પેરોનનો કિલ્લો એક કુમારિકા જેવો છે એટલે કે તે કોનાથી જીતાયો નથી તેથી મારી ગફલતથી તેની લાજ ખોવા દઇશ નહીં. મારા રાજકીય પિત્રાઇ જો આપની એવી મરજી હોય કે કુમારિકાઓ પોતાની પ્રતિષ્ઠા કાયમ રાખે તો તેમને બહુ સંભાળથી જાળવવી જોઇએ." બાદશાહે જવાબ વાળ્યો બચિત મારા ભલા પિત્રાઇ; અને હું તમારા વિચારને તદન મળતો છું આ નાના શેહેર વાસ્તે તમારા કરતાં મને વધારે કાળજી છે કેમકે ભલા પિત્રાઇ, તમે જાણો છો કે સોમ નદિ ઉપર આવેલા જે શેહેરો તમારા પિતા ( જેની યાદગીરી ભલાઇ માટે અમર થઇ છે ) પાસે ગીરવી મુકવામાં આવ્ય હતાં તેથી પૈસા આપી છોડી શકાય તે માંહેલું પેરોન શેહેર છે અને તમને સત્ય કહુ તો પ્રમાણિક કરજદારની માફક દરેક પ્રકારના કરજ ચોખ્ખાં કરી નાખવાં એવો નિશ્ચય કરી આવ્યો છું અને તેથી, હું કેટલાક ભારબરદારી ખચ્ચર રૂપાથી લાદીને લઇ આવ્યો છું; અને એ રૂપું મારા ભલા પિત્રાઇ એટલું છે કે તમારા રાજકીય અને બાદશાહી ખાતાનું ત્રણ વરસનું ખરચ એમાંથી નિકળે.

ઠાકોર પોતાની મૂછને મરોડ આપી કહ્યું હું એમાંથી એક પઈ પણ લેનાર નથી. મારા રાજકીય પિત્રાઈ નાણાથી શેહેર છોડવવાનો દિવસ હવે વટી ગયો છે; અને એ હકક ખરેખર અમલમાં આવવા દેવો એવું પ્રથમથીજ ધાર્યું નહોતું; કેમકે એ શેહેરો મારા પિતાજીએ, તમારા ખાનદાનના હકમાં ભલું થયું કે કોઇ ખુશ હાલમાં બેઠા હતા તે વખતે મારા મોટા બાવાનું ખૂન ભૂલી જઈ બદલા તરીકે કબુલ રાખ્યા અને ઈગલાંડ સાથે સંપ તોડી તમારા પિતા સાથે કર્યો; જો તેઓએ એમ ન કર્યું હોત તો સોમ નદિ તો શુ પણ લ્વાર નદિની પેલી મેરના શેહેરો પણ તમે પોતે રાખી શક્યા ન હોત. એક બારગી તમે એ માંહેલા દરેક પથ્થરને બદલે તેટલા વજનનું સોનું આપો તોપણ હું એમાનો એક પથ્થર પણ નહીં આપું હું ઇશ્વરનો આભાર માનુછું, ને મારા વડવાઓની બહાદુરી અને ડહાપણ માટે તેમનો પણ આભાર માનું છું કે બરગંડીનું રાજ્ય તાબાનું છે તોપણ તેની મેહેસૂલ એટલી છે કેઆપના જેવા રાજા મારા મેહેમાન છે તેવું છતાં મારા વારસાનું સાટું કરવાની ફરજ પડયા વગર મારો મોભો હું જાળવી શકું તેમછે

બાદશાહે આગળની પેઠેજ ઠાકોરના મોટા ઘાંટા અને જોશ ભરેલા ચાળાની દરકાર ન કરતાં નરમાસ અને વિનયથી જવાબ દીધો મને જણાય છે કે ફ્રાન્સના તમે એવા તો ભલા મિત્ર છો કે તેની કોઇ પણ ચીજથી તમે છુટા પડવા ઇચ્છતા નથી. પણ રાજ સભામાં જ્યારે આ બાબત ચર્ચાશે ત્યારે આપણને લવાદની જરૂર પડશે અને તે **સેંટપાલ** થાય તો કેમ ? ઠાકોરે કહ્યું " **સેંટપાલ** કે **સેંટ પીટર** કે પંચાંગ માંહેલા કોઇ પણ **સેંટ**ના ઉપદેશથી હું પેરોન આપી દેવાનો નથી. લુઇએ જરા હસી કહ્યું " નહીં નહીં હું કોના વિષે કહું છું કે તે તમે સમજ્યા નહીં. હુ **લુઈ ડી**

**લકસમબરગ**, આપણા વિશ્વાસુ **કાન્સટેબલ પોલ** વિષે બોલું છું. ખરેખર આ મેળાવડામાં એના ભેજાંની અગત્ય છે, ફ્રાન્સમાં સૌ કરતાં સરસ એનું ભેજું છે. તે જો હોય તો આપાણી તકરારનો નિવેડો તરત આવી રહે ને આપાણી વચ્ચેથી વિરોધ નિકળી જાય." "સેન્ટ જ્યોર્જ આફ બરગંડીના સમ હું અચરત થાઊં છું કે જે માણસે ફ્રાન્સ અને બરગંડી બેહુ સાથે બેવફાઇ કરી અને ખોટી પ્રતિજ્ઞા લીધી, જેણે લવાદનું ડોલ ઘાલી આપણી વારંવારની તકરારમાં ઝઘડાને વધારે સળગાવી ભડકો કર્યો તેને વાસ્તે આપ એવી રીતે બોલો છો. હુ સમ ખાઇ કહું છું કે જે કાદવ વાળી જગ્યામાં તે સંતાઇ રહેછે તેમાં તે વધારેવાર આશ્રય ભોગવી શકસે નહીં."

બાદશાહે હસીને ધીમે સાદે કહ્યું "પિત્રાઇ એટલા ગરમ ના થાઓ, આપણી તકરારનો નિવેડો આણનાર મેં જ્યારે કાન્સટેબલના ભેજા વાસ્તે ઇચ્છા બતાવી ત્યારે તમારે એમ સમજવું કે એના ધડનો મારે કાંઇ ખપ નથી, તેતો ભલે સેન્ટપાલમાંજ રહે." બાદશાહના ટોલ ટપાથી ઠાકોરને જે વારમવાર મરજી ઉપરાંત હસવું આવતું તેવીજ રીતે ખડખડ હસી તે બોલ્યો " મારા રાજકીય પિત્રાઇ, હું તમારા બોલવાનો ભાવાર્થ હવે સમજ્યો." પછી જમીન ઉપર પાની અફાળી કહ્યું "એ અર્થ લઇએ તો હું કબૂલ કરૂં છું કે પેરોનમાં એનું ભેજું ઉપયોગી થઇ પડે."

આવી આવી રીતની વાતચિત જેમાં મશ્કરી અને કામની બાબતોનું મિશ્રણ હતુ તે કાંઇ એમ ન સમજવું કે ઉપરા ઉપરી થઇ; ત્યાંના **ટાઉનહાલમાં** ઝિયાફત વખતે તેમ પાછળથી ઠાકોરના મકાનમાં મુલાકાત થઇ તે પ્રસંગે જેમ જેમ તક આવતી ગઇ તેમ તેમ, ટાકણું જોઇ એક પછી એક આવી બારીક બાબતો બાદશાહ લાવતો ગયો. જો કે આપણે કબૂલ કરીએ કે તેઓ વચ્ચેના વાંધા અને ઠાકોરનો તામસી સ્વભાવ ધ્યાનમાં લેતાં, રાજા અતિ જોખમમાં ઉતર્યો હતો અને તેનો પરિણામ કેવી રીતનો થશે તે શક ભરેલું હતું, તોપણ તેની સાથે આપણે એમ પણ કબુલ કરવું જોઇએ કે અજાણ્યા કિનારા ઉપર આવી પડેલા કોઇ પણ સુકાનીએ એના જેવું ચાતુર્ય અને એના જેવી દ્રઢતા વાપરી નહીં હોય; બહુજ ચંચળાઇ અને ચોકસાઇથી પોતાના હરીફનું મન અને તેનો સ્વભાવ માપી જોતા અને પ્રયોગને પરિણામે જ્યારે તેણે જાણ્યું કે સહી સલામત લંગરવાની જગ્યાને બદલે પાણીથી ઢંકાયલી ખડકો અને રેતીની જોખમ ભરેલી ટેકરીઓ છે ત્યારે તેણે જરા પણ ધાસ્તી કે શક બતાવ્યો નહીં. આખરે એક દિવસ પુરો થયો. એ દિવસ, લુઇને જે ધ્યાન સંભાળ ખબરદારી અને નેમથી વર્ત્તવું પડ્યું તેથી, ખરેખર તેને કંટાળા ભરેલો લાગ્યો હશે. તેમ ઠાકોરને પોતાની જુસ્સા ભરેલી લાગણીઓ દબાવી રાખવાની ટેવ ન હોવાથી તેને પણ એક સંકટનો દિવસ થઇ પડ્યો હતો. ઠાકોર રાત્રિ વખતે બાદશાહથી રીતસર વિદાય થયો તેવોજ જે જુસ્સાઓ તેણે લાંબો વખત સુધી દાબી રાખ્યા હતા તેનો ઉભરો બાહેર કાઢવા લાગ્યો. અને તેના મશ્કરા લીગ્લોરીઓએ કહ્યું તેમ, તે રાત્રિએ ઘણાક સમ અને

મમા અઆના વચનો, જેઓને વાસ્તે કદી નહીં ધારેલા તેવાઓને માથે ઉતરવા લાગ્યાં. જે અપશબ્દો પોતાના બાદશાહી પરોણા પ્રત્યે, વિવેક સાચવતાં, તેની ગેરહાજરીમાં પણ નહીં બોલી શકાય તેનો વરસાદ બીચારા નોકરો ઉપર વરસવા લાગ્યો. તેના મશ્કરાના ઠઠાથી તેની ગરમ પ્રકૃતિ ઉપર કાંઇક અસર થઇ અને શાંત પડી મોટેથી હસ્યો, મશ્કરાને એક સોનાનો સિકકો ફેંક્યો, પોતાનાં લુગડાં ઉતરાવ્યાં, મસાલેદાર શરાબનો એક પ્યાલો પીધો અને બિછાને જઇ ભર નિદ્રામાં પડયો.

ચાર્લસ પથારીએ ગયો તેના વર્ણન કરતાં લુઇ રાજા પોઢવા ગયો તે વખતની તેની સ્થિતિનું વર્ણન વધારે લક્ષ આપવા યોગ્ય છે; કેમકે ક્રોધ અને અવિચારી જુસ્સાઓ આપણા સ્વભાવનો, બુધ્ધીને લગતો નહીં, પણ પશુઓને લગતો ભાગછે તેથી એક જબરાં અને બળવાન મગજમાં ચાલતી ક્રિયાઓ સાથે સરખાવતાં તેમાં કાંઇ દમ જેવું નહીં ગણાય. લુઇએ પેરોનના કિલ્લામાં જે ઉતારો પસંદ કર્યો હતો ત્યાં ઠાકોરના રાજગૃહાધિકારીઓ અને નકીબો તેને વળાવી આવ્યા અને દરવાજા આગળ તીરઅંદાઝો અને લશ્કરી માણસોની મજબૂત ટુકડીએ તેનો સત્કાર કર્યો, ઘોડા ઉપરથી. ઉતરી ૧ ઉર્ધ્વસેતુ ઓળંગવા એક અસાધારણ લંબાઇ અને પોહોળાઇવાળી ખાઇ ઉપરથી થઇને ચાલતાં તેની નજર પેલેરગીરિ ઉપર પડી, અને ક્રામિનિસ જે તે વખતે બરગંડીના બીજા અમીરોની જોડે સાથે ચાલતો હતો તેને કહ્યું "એ લોકોને સેંટ એન્દ્ર્યુના ક્રુસ છે પણ મારા સ્કાટિશ તીર અંદાઝોને છે તેવા નથી." તે ચતુર બિરગંડિઅનને બાદશાહની બોલવાની ઢબ ઉપરથી એવું માલમ પડયું કે લુઇના મનમાં કાંઇક વ્યગ્રતાછે જે એનાથી બની શકત તો મારાથી સંતાડત. તેણે જવાબ આપ્યો "ખુદાવંદ, આપના રક્ષાણ અર્થે, સ્કાટિશ તીરઅંદાઝો જેમજ તેઓ પોતાનો જીવ આપવા તત્પર છે એવું આપને જણાશે. મારા સ્વામીને **ગોલ્ડન ફ્લીસનો** જે પટ્ટો મળેલો છે તેનું એ સેન્ટ એન્દ્ર્યુનું ક્રુસ, અનુષંગી છે."

પોતાના યજમાનના માન ખાતર લુઇએ જે પટ્ટો પેહર્યો હતો તે દેખાડી કહ્યું "શું હું જાણતો નથી ? મારા માયાળુ ભાઇ અને મારી વચ્ચે જે ભાઇચારો છે તેની એ એક પ્યારી ગાંઠ છે. **શીવલરી**માં તેમજ વિવાહ સગપણમાં ૨ અમે ભાઇ છઇએ. જન્મ સગપણ ગણીએ તો અમે ૩ પિત્રાઇ છઇએ; અને પડોસી નાતા અને માયાળુ લાગણીના બંધનથી અમે મિત્ર છઇએ.—મારા ભલા અમીરો અને ગૃહસ્થો, આ બાહેરના ચોક કરતાં આગળ ચાલવાની તમારે જરૂર નથી. આના કરતાં વધારે ખિદમત બજાવવા હું તમને રજા નથી આપતો; તમે જોઇએ તેટલો વિવેક કર્યો છે."

હમબરકોર્ટે કહ્યું "આપને ઊતારા સુધી મૂકી આવવા અમને ઠાકોરનો હુકમ છે. અમને આશા છે કે અમારા સ્વામીની આજ્ઞા પાળવા અમને આપ પરવાનગી આપશો."

---

૧ ઉપાડી લેવાય તથા પાછો મુકી શકાય એવો પુલ. (Drawbridge)

૨ લુઇ ચાર્લસનો બનેવી થતો હતો.

૩ જુઓ વંશાવળી પુરવણીમાં.

" આ નજીવી બાબતમાં હું આશા રાખું છું કે એમની આજ્ઞા પાળવા કરતાં મારી મરજી વધારે રાખશો. સાહેબો, આજે મારી તબીઅત કાંઇ સુસ્ત જણાય છે—હું કાંઇક થાકી ગયો છું. મહા આનંદની સાથે મહેનત તેમજ મોટી પિડા જોડાયલી હોય છે. હું આશા રાખું છું કે આવતી કાલે તમારી મુલાકાતથી હું વધારે આનંદ મેલવીશ.—અને **સીનિઓર ફિલિપ આંવ કામિનિસ** તમારી મુલાકાતથી પણ—મેં એમ સાંભળ્યું છે કે તમે આ જમાનાના ઇતિહાસવેત્તા છો; અમે ઇતિહાસમાં અમારૂં નામ રાખવા ઇચ્છાતૂર છઇએ તેથી અમારે તો તમારી સાથે બહુ સભ્યતાથી વર્ત્તવું જોઇએ કારણ કે લોકો કહે છે કે તમારી મરજી થાય છે ત્યારે તમારી કલમની આણી બહુ તીક્ષ્ણ રહે છે;—સલામ, અમીરો અને ગૃહસ્થો તમને બધાને સલામ."

બરગંડીના અમીરો લુઇની રીત ભાત ચતુરાઇ ભરેલી સભ્યતા અને વિનયથી બહુ ખુશ થઇ વિદાય થયા. અને બાદશાહને તેઓએ ખાસ હજુરીઆમાંથી ફકત એકાદ બે સહિત પેરોનના કિલ્લાના બાહેરના ચોકના મેહેરાબ તળે મૂકી ગયા તે વખતે ખુણામાં આવેલા એક મોટા બુરૂજ તરફ તે નિહાળતો હતો. એ બુરૂજ **ડાનજોન** એટલે કે મેહેલનો મુખ્ય અને સૌથી મજબુત ભાગ હતો. આ ઊંચી અંધારી અને જબરી ઇમારત કિવન્ટિન ડર્વાડ જ્યારે ચાર્લિરાય અને પેરોન વચ્ચે હતો ત્યારે તેને તેજ ચંદ્ર પ્રકાશથી સાફ દેખાતી હતી; અને એ પ્રકાશ વાંચનાર જાણે છે તેમ બહુ તેજસ્વિ હતો. બાદશાહે એની દીવાલ અતિશય જાડી, બારીઓ બહુ નાની, અને તેમાં લોખંડના સળિયાં હતાં. આ જબરીને કઢંગી ઇમારતનો કાળો અને ભયસૂચક છાયો આખા ચોક ઉપર પડતો હતો. જાણે તેમાં કાંઇ અશુભ સૂચક હોય તેવી રીતે બાદશાહે ત્રાસ પામી કહ્યું " આ મારા ઉતારા વાસ્તેતો નહીંજ હોય!" જે બુઢો નોકર તેની ખિદમતમાંજ હતો તેણે જવાબ દીધો " નહી, ઇશ્વર ન કરે! ખુદાવંદ આપની ઓરડીઓ આ પાસેની નીચી ઇમારતમા તૈયાર કરેલી છે જેમાં રાજા જૉન પોએટીઅર્સના યુધ્ધ પેહેલાં બે રાત્રિ સુતો હતો."

બાદશાહ મનમાં બોલ્યો " હં! એ પણ કાંઇ સારા સુકન નહીં ગણાય." " પણ મારા વૃધ્ધ મિત્ર પેલા બુરૂજ વાસ્તે તેં શું કહ્યું? અને હું તેમાં નહીં રહું એવી ઇચ્છા ઇશ્વર આગળ તેં કેમ બતાવી? ઉપરીનોકરે જવાબ દીધો " જહાંપનાહ એ બુરૂજ વાસ્તે હું કાંઇ સંકટચિંતક કહાણી જાણતો નથી; માત્ર એટલુંજ કે પેહેરેગીરો કહેછે કે રાત્રિ વખતે બતીઓ જોવામાં આવે છે અને વિચિત્ર રીતના અવાજો સંભળાયછે; અને એમ બને તે વાસ્તે કારણો છે કેમકે અસલ એ દરબારી બંદીખાના તરીકે વપરાતો અને તેમાં જે જે કૃત્યો થયલાં છે તે વિષે ઘણી ઘણી વાતો ચાલેછે." લુઇએ વધારે સવાલો પુછ્યા નહીં; કેમકે બંદીખાનાના ભેદો ગુપ્ત રાખવા તેને સૌ કરતાં વિશેષ કારણ હતું. જે કોટડીઓ તેના ઉપયોગ માટે મુકરર કરેલી હતી તેના બારણા આગળ સ્કાટિશ ગાર્ડની નાની ટુકડી ઉભેલી હતી. એ કોટડીઓ જોકે તે બુરૂજ

પછી બાંધવામાં આવી હતી તોપણ તે જુની અને ભયંકર હતી. સ્કાટિશ ગાર્ડ લુઈના રક્ષણ માટે રહે, એ માગણી જોકે ઠાકોરે નાકબુલ રાખી હતી, તોપણ પાછળથી તેમ કરવાનો હુકમ આપ્યો હતો; વફાદાર લાર્ડ ક્રાફર્ડ તેઓમાં આગેવાન હતો બાદશાહ બોલ્યો "ક્રાફર્ડ, મારા પ્રમાણિક અને વિશ્વાસુ ક્રાફર્ડ, આજે તું ક્યાં હતો? શું બરગંડીના અમીરો એવા અવિવેકી છે કે દરબારમાં બિરાજનાર સૌથી બહાદુર અને ઊંચા ખાનદાનના ગ્રહસ્થ વાસ્તે બે દરકાર રહે? ઝિયાફત વખતે મેં તમને દીઠા નહીં." ક્રાફર્ડે જવાબ દીધો જહાંપનાહ મેંજ ના પાડી. મારો વારો હવે ગયો છે. એવો પણ વખત હતો જ્યારે બરગંડીના સૌથી સરસ પીનાર સાથે તેના પોતાનોજ શરાબ પીવા હરીફાઇ કરવાની હિમ્મત રાખતો; પણ હવે તો માત્ર ચાર પાઇન્ટ જેટલાંથી મને નિશો ચઢી જાય છે અને હું ધારૂં છું કે એ બાબતનો મારો દાખલો લેવા મારા સાથીઓને બોધ કરશો."

"તું તો હમેશ સાવચેત રહે છે; પણ ખરેખર તારા હાથ નીચે આટલા થોડા માણસ હોવાથી તને મહેનત તો બહુ ઓછી છે; અને ઝિયાફતના વખતમાં જોખમના વખત જેટલોજ આત્મસંયમ રાખવાની તમારે એટલી જરૂર નથી." મારા હાથ નિચે થોડા માણસો છે તેથી તો એ લુચ્ચાઓને વ્યવસ્થામાં રાખવા એ વધારે અવશ્યનું છે; અને આ મામલાનો છેડો ખાવા પીવામાં આવશે કે લડાઇમાં તે વાત તો હુ વૃધ્ધ માણસ કરતાં ઇશ્વર અને આપ ખુદાવંદ વધારે સમજો છો. બાદશાહે ઉતાવળે પણ ધીમે સાદે પૂછ્યુ "ખચિત કોઇ ભય આવવાનો છે એવી તને ખબર તો નથી?" "નહીં હું જાણતો નથી; જો મને ખબર હોત તો ઠીક, કેમકે જુનો **અલે આરચીબાલ્ડ** વારંવાર એમ કહેતો કે જે ભયની આપણને આગળથી ખબર હોય છે તેનો હમેશ બચાવ થઇ શકે છે ખુદાવંદ આજ રાત્રને વાસ્તે સાંકેતિક ચિન્હ શુ કહો છો?" "આપણા મેજબાન અને ક્રાફર્ડ તું શરાબનો શોકીન છે તેના માન ખાતર **બરગંડી** સંકેત સમજવી."

ક્રાફર્ડે કહ્યું "જો વિશ્વાસ મૂકી શકાય એમ હોય તો મારે ઠાકોરની સાથે કે શરાબની સાથે કાંઇ વાંધો નથી. સલામ, મારા વિશ્વાસુ સ્કાટ, સલામ." એમ કહી બાદશાહ પોતાના ઓરડાઓમાં વટી ગયો. તેના સુવાના ઓરડાના બારણા આગળ લીબાલાફ્રે પેહેરો ભરતો હતો. જેવો બાદશાહ એની પાસેથી પસાર થયો તેવોજ તેણે કહ્યું "અહિયાં મારી પાછળ આવ." જેમ એક પૂતળું પૂતળાં નચાવનાર ખેલાડીની મરજી માફક ગતિમાં આવે તેમ બાદશાહના કહેવા મુજબ તે તીરઅંદાઝ ઓરડીમાં લાંબા લાંબા પગલાં ભરી દાખલ થયો અને ચુપ ચુપ ગતિ વગર બાદશાહના આજ્ઞા સાંભલવા સ્તબ્ધ રહી ગયો.

બાદશાહે પુછ્યું "પેલા રખડતા **નાઈટ** તારા ભાણેજ તરફથી કોઇ કાગળ તને મળ્યો છે? તે તો એક શૂરવીરની પેઠે સાહસકામ કરવા મેદાન પડયો હોય અને પોતાની શૂરાતનના નમુના દાખલ બે બંદીવાનો મોકળી દઇ પોતે ગુમ થઇ ગયો." બાલેફ્રેએ કહ્યું "ખુદાવંદ, મેં પણ એ વિષે કાંઇક સાંભળ્યું. અને હું આશા રાખુંછું કે તેમ કરવામાં

તેણે કાંઇ ગુનાહ કર્યો હોય તો, ખરૂ માનજો કે, મારા કહેવાથી અથવા મારો દાખલો લઇ તેણે એમ નથી કર્યું; કેમકે આપના બહુ વિખ્યાત ખાનદાનના કોઇ પણ શખ્સ ઘોડા ઉપરથી ઉતારી પાડવો એવી હિમ્મત મેં કદી કરી નથી. હું હમેશ મારી સ્થિતિ જોઇ વર્ત્તું છું અને"– બાદશાહે કહ્યું એ બાબત વિષે વધારે ના બોલ. તારા ભાણેજે તો પોતાની ફરજ અદા કરી.

બાલાફ્રે બોલ્યો "હા ખરેખર મેંજ એને એ સૂચના આપી હતી. મેં તેને કહ્યું હતું કે કવેનટિન ગમે તે બને પણ તારે યાદ રાખવું કે તું સ્કોટિશ તીરઅંદાઝોની ટોળીનો સિપાહી છે અને ગમે તે બને તેની દરકાર ન કરતાં તારે તારી ફરજ બજાવવી."

લુઇએ કહ્યું "એને કોઇ સરસ બોધ કરનાર મળ્યો હશે એમ મેં અટકળ કરી; પણ મેં જે તને પ્રથમ સવાલ કર્યો કે તારા ભાણેજ વિષે હાલ તે કાંઇ સાંભળ્યું છે તેનો જવાબ આપ; કેમકે એ બાબતની મારે અગત્ય છે." પછી પોતાના હજુરીઆ તરફ ફરી કહ્યું "મારા માણસો તમે જરા વેગળે ઉભા રહો કેમકે એ બાબત મારાજ ઉપયોગની છે." બાલાફ્રે કહ્યું "ખચિત, ખુદાવંદ આજેજ સાંજે મેં નોકર **ચાર્લટને** દીઠો. મારા ભાણેજે એને લીજથી અથવા તો તેની પાસેના ધર્માધિકારીના કોઇ કિલ્લામાંથી મોકલ્યો છે અને ત્યાં ક્રાયની બાનુઓને સહી સલામત પોંહચાડી છે." "હે મિરયમ બીબી! એનું માન ખરેખર તનેજ ઘટે છે! શું એ વિષે તારી ખાત્રી છે? આ ખુશ ખબરની તને પુરી ખાત્રી છે?"

"હા પુરેપુરી ખાત્રી છે અને હું ધારૂંછુ કે એ માણસ ક્રાયની બાનુઓ તરફથી આપને વાસ્તે કાંઇ પત્રો લાવ્યો છે."

બાદશાહે કહ્યુ જા, તે જલદી લઇ આવ. તારી બંદુક આ માણસોમાંથી કોઇને પણ આપ; આલિવરને, કે કોઇ બીજાને. હું મિરયમ બીબીનો કેવો આભારી થયો છું! એના ઊંચા યજ્ઞકુંડની આસપાસ જે પરદા છે તે હું રૂપાનો કરાવીશ. લુઇએ ઉપકાર અને ભકિતના તોરમાં હમેશ મુજબ પોતાની ટોપી ઉતારી અને તેમાં જે આકૃતિઓ હતી તેમાંથી મિરયમ બીબીની તેની માનીતી આકૃતિ ચુંટી કાઢી ટેબલ ઉપર મુકી, અને ઘુટણે વળી જે માનતા તેણે કીધી હતી તે માનપૂર્વક ફરીથી કીધી.

જે માણસને કવેનટિને **શાનવાલટમાંથી** પેહેલા કાસિદ તરીકે મોકલ્યો હતો તેને પત્રો સહિત એ વખતે દાખલ કરવામા આવ્યો. એ કાગળો ક્રાયની બાનુઓએ બાદશાહને લખ્યા હતા તેમાં એની દરબારમાં જ્યારે તેઓ હતી ત્યારે તેણે લીધેલી બરદાશ્ત વાસ્તે કાંઇ પણ ઉત્સાહ વગર તેઓએ માત્ર વિવેક ખાતર ઉપકાર માન્યો હતો; અને તેઓને પાછા જવાને વાસ્તે પરવાનગી આપી પોતાના મુલકમાંથી વળાવા સાથે રવાને કરી તે માટે કાંઇક ઉત્સાહથી આભાર માન્યો હતો. આ વચનોથી ગુસ્સે થવાને બદલે લુઇ ખબ હસ્યો. ત્યાર પછી, ચાર્લટને જણાઇ આવે એવી કાળજીથી, તેણે પુછ્યુ કે

રસ્તામાં તેઓના ઉપર કોઇએ હુમલો કર્યો હતો અથવા તેઓ માથે કાંઇ જોખમ આવી પડયો ? ચાર્લેટ, બેવકૂફ હોવાથી (અને એજ ગુણ વાસ્તે એને પસંદ કરેલો હતો) જે ઝપાઝપીમાં તેનો સોબતી બાલેકન માર્યો ગયો હતો તેનું બહુ ગુચવણ ભરેલું વર્ણન કર્યું અને કહયું કે એ સિવાય બીજા કોઇ જોખમની મને ખબર નથી. લુઇએ ફરીથી બારીકીથી અને ખાસ રીતે તેને પૂછયું કે રસાલાએ લીજ જવાનો કિયો રસ્તો લીધો હતો; અને તેના જવાબમાં જયારે તેને જણાવવામાં આવ્યું કે નામોર આગલ આવતાં મેસનદિના ડાબા હાથપરના કિનારાપરથી જવાનો રસ્તો જે સૂચવવામાં આવ્યો હતો તેને બદલે તે નદિના જમણા હાથ તરફના કિનારા પરથી સીધો લીજ જવાનો રસ્તો લેવામાં આવ્યો હતો ત્યારે તે વાતપર બહુ ધ્યાન આપતો હોય એવો દેખાવા લાગ્યો. ત્યાર પછી બાદશાહે તે માણસને એક નાની ભેટ આપવાનો હુકમ કરી તેને જવાની રજા આપી; અને જે કાળજી તેણે બતાવી હતી તે જાણે ફકત કાયની બાનુઓની સલામતી માટેજ હોય એલું તેણે ડોળ ઘાલ્યું. જોકે આ ખબરથી તેની એક પ્રિય ગોઠવણમાં નિશ્ફળ થયો હતો તોપણ કોઇ માહાભારત ફતેહ મેળવ્યાથી બાદશાહે જેટલી ખુશાલી દેખાડી હોત તે કરતાં પણ પોતાના દિલમાં વધારે મગન થયો હોય એવો જણાયો જેવી રીતે છાતીપર પડેલો એક ભારી બોજો ઉચકાયાથી સેહેલાઇથી દમ લેવાય તેમ તેણે દમ લીધો અને બહુ પવિત્રતાથી ઇશ્વરની ભક્તિ કરી ઉપકાર માન્યો, પોતાની આંખોને ઊંચી કીધી અને લોભની વધારે નિશ્ચયવાળી અને નવી યોજનાઓ ત્વરાથી યોજવા લાગ્યો; આવી મતલબથી લુઇએ પોતાના નજુમી માર્શીઅસ ગેલીઓટીને બોલાવવાનો હુકમ કર્યો. તેણે હમેશ મુજબ પોતાના ધારણ કરેલા દમામથી દેખાવ દીધો; પરંતુ બાદશાહના માયા ભરેલા આવકાર વિષે જાણે તેને શંકા હોય તેવી રીતે તેના ભવાં ઉપર સંદેહની છાયા જણાતી હતી. એણે ધાર્યું હતું તેથી ઉલટીજ રીતે કોઇપણ મુલાકાત પ્રસંગે તેણે આવકાર નહીં આપ્યો હોય તેવો ઉત્સાહ ભરેલો આવકાર આપ્યો. લુઇએ તેને પોતાનો દોસ્ત કહયો, પોતાનો વિદયા ગુરૂ કહયો, અને કહ્યું કે જે ચશમાથી રાજાઓ દૂરનું ભવિષ્ય જોઇ શકે એવા તમે છો; અને છેલ્લે એક ભારે કિમ્મતની વીંટી તેના હાથમાં પેહેરાવી દીધી. આવી રીતે લુઇની નજરમાં તેનું માન એકાએક કિયા બનાવથી વધ્યું હતું તેથી ગેલિઓટી અજાણ્યો હતો તોપણ પોતાના ધંધામાં પ્રવિણ હોવાથી પોતાનુ અજ્ઞાન દેખાડદે એવો ન હતો. લુઇએ કરેલાં વખાંણ તેણે સભ્યતાથી ને ગંભીરતાથી માન્ય કર્યાં અને તેણે તકરાર લઇ કહ્યું કે એ બધું માન જે ઉતકૃષ્ટ વિદયાનો તે અધ્યયન કરતો હતો તેનેજ ઘટેછે; "મારા જેવા એક અશકત આડતિયાના સાધનથી એ વિદયા થકી જે ચમતકારો નિકળેછે તેથી એ વિદ્યા ઉલટી વધારે સ્તુતી પાત્રછે." તે પછી બાદશાહ અને તે એક બીજાથી બહુ સંતોષ પામી જુદા પડયા. નજુમી ગયો કે તરતજ લુઇ ખુરસી ઉપર અઢેલી પડયો અને પોતે બહુ થાકી ગયો હોય એવું દેખાડી આલિવર સિવાય બીજા બધા નોકરોને જતા રેહેવા કહ્યું. એ હજામ જરા પણ અવાજ કર્યા વગર ધીમે ધીમે જાણે પેટે ચાલતો હોય તેવી રીતે આવીને બાદશાહના આરામની સામગ્રીમાં મદદ કરવા લાગ્યો. એ વખતે શાદશાહ પોતાની હમેશાની ચાલ વિરૂદ્ધ એવો ચુપ અને શાંત રહયો કે તેની ચાલચલણમાં આ અસાધારણ ફેરફારથી

તેના હજુરીને અચંબો લાગ્યો. અતિ દુષ્ટ મનવાળા માણસોમાં પણ ઘણી વખતે ને-કીનો અંશ દીઠામાં આવેછે.— લુટારાઓ પોતાના સરદાર તરફ વફાદારી બતાવેછે અને કોઈ વખતે આશ્રય પામેલા અને દરજ્જે ચઢેલા માનીતાને, જે રાજાના પ્રતાપથી મોટી પદવી પ્રાપ્ત થયલી, તેના માટે ખરાદિલની કાળજી ઉત્પન્ન થાયછે. આલિવર ઇબ્લિસ, આલિવર દુષ્ટ અથવા તેના દુર્ગુણ માટે ગમેતેવા નામથી તેને બોલાવવામાં આવતો, પણ શેતાનના લક્ષણો તેનામાં એટલે દરજ્જે ન હતાં કે જ્યારે તેનો સ્વામી બહુ ચિંતાજનક સ્થિતિમાં આવી પડયો હતો, અને શકિતહીન થયલો જણાતો હતો, તેવી એની વિચિત્ર સ્થિતિમાં તેને માટે ઉપકારની લાગણી તેનામાંથી તદન નાબૂદ થઈ ગઈ હોય. થોડો વખત સુધી ગુપચુપ એક નોકર તરીકે સાણગાર કરવાના મેજ પાસે પોતાના સ્વામીની નોકરી બજાવ્યા પછી બાદશાહ તેને આવે વખતે છુટથી બોલવાની પરવાનગી આપતો તેથી એ હજુરીને, આવીરીતે બોલવાની મરજી થઇ ગઇ. “ ઇશ્વિરના સમ, ખુદાવંદ, જાણે આપે લડાઇમાં હારખાધી હોય તેવા દેખાઓછો; પરંતુ હું તો આપ ખુદાવંદની પાસે આખો દિવસ હતો અને આવી બાહાદુરીથી રણસંગ્રામમાં બીજે કોઈ પ્રસંગે મેં આપને લડતાં દીઠા નથી. ” બાદશાહે ઉપર જોઈ અને પોતાની હમેશની બોલવાની રીતિ અને લઢણની વજતા ધારણ કરી કહ્યું “ રણસંગ્રામ! મારા દોસ્ત આલિવર, એમ કહે કે સાનની લડાઇમાં હું મેદાનમાં અછી રીતે સામો થયો; કેમકે મારા બરગંડીવાળા પિત્રાઇ કરતાં, જે મશિઆનસાઃનને એજ કારણસર કેળવણી આપવામાં આવેછે તેના સિવાય, બીજો વધારે હઠીલો અને મસ્તીખોર જાનવર હસ્તીમાં નથી. પણ કાંઈ નહીં. હું એની સાથે બહાદુરીથી દાવપેચ રમ્યોછું. પણ આલિવર મારી ખુશીમાં ભાગ લે કે પેલી બે રખડતી ક્રાયની શાહઝાદીઓના સંબંધમાં અથવાતો લીજની બાબતમાં મારી યોજનાઓ ફલાન્ડર્સમાં પાર પડી નથી—તું સમજ્યો કે ? ” “ ખુદાવંદ ખરેખર હું સમજતો નથી. આપની પ્રિય ગોઠવણો નિરફળ ગઇ તેને માટે આપને મુબારકબાદી આપવી એ તો મારાથી નહીં બને; આવી રીતે આપની ઇચ્છા અને ધારણામાં ફેરફાર થયો તેને માટે આપ કાંઇ કારણ બતાવો તો હું તેમ કરૂં.”

બાદશાહે કહ્યું “એકંદર રીતે જોતાં એ બેમાંથી કોઇમાં પણ ફેરફાર થયો નથી. પણ ખરેખર, મારા મિત્ર ઠાકોર ચાર્લસને માટે જે કાંઇ હું પ્રથમ જાણતો હતો તેના કરતાં વધારે આજે મારા જાણવામાં આવ્યું છે. વૃધ્ધ ઠાકોર ફિલિપના વખતમાં જ્યારે હું દેશનિકાલ થયલો ફ્રાન્સનો પાટવી• કુંવર હતો અને એ કાઉન્ટ ડી ચારલોઈ હતો ત્યારે અમે સાથે દારૂ પીતા, શિકાર કરતા, રખડતા, અને ઘણાક જોખમ ભરેલાસાહસકર્મ સાથે કરતા, અને તે દિવસોમાં જેમ મજબૂત બુધ્ધિનું માણસ સ્વભાવિક રીતે નબળી બુધ્ધિવાળા ઉપર જય મેળવેછે તેવી રીતે હું એના ઉપર સત્તા ભોગવતો હતો; પણ હવે એ બદલાઇ ગયોછે. હવે તો એ હઠીલો, હિમ્મતી, અહંકારી, તકરારી, સ્વછંદપણે વર્તનાર થઇ પડયોછે. અને જ્યારે તેનો દાવ સરસ આવે છે ત્યારે વાતને છેક સુધી તાણી જવામાં જરાપણ

અથકાતો નથી. જાણે હું, તપાવીને લાલચોળ કરેલાં લોખંડનો સ્પર્શ કરતો હોઊં તેવી રીતે મારૂં લગાડે એવી એની બાબતોથી આસ્તે રહી સટકી જવા મને ફરજ પડતી. ફ્રોંચની રખડતી અમીરઝાદીઓ લીજ પહોંચે તે પેહેલાં સરહદ ઉપરના કોઇ જંગલી લુટારાના હાથમાં કદાચ આવી પડે એવો માત્ર મેં સંભવ દેખાડયો તેટલામાં તો જાણે એના મનથી કોઇ પવિત્ર વસ્તુને ભ્રષ્ટ કરવાનો અપરાધ કર્યો હોય એવું તે ધારવા લાગ્યો. એ વખતે તેણે શું કહ્યું તે મારે કહેવાની કાંઇ અગત્ય નથી પણ એટલુંજ કહેવું બસ છે કે તે પળે તારો મિત્ર દાઢીવાળો વિલિઅમ, વિવાહથી ધનવાન થવાની તારી અને તેની ભલી ધારણામાં, પાર પડયો છે એવી રીતના સમાચાર આવતતો મારૂં માથું સલામત રાખવું મુશ્કેલ થઇ પડત."

"ખુદાવંદ, એ મારો દોસ્ત નહીં. મારો દોસ્ત નહીં તેમ એ યોજના પણ મારી ન હોય."

બાદશાહે જવાબ દીધો ખરૂં, "આલિવર આવા વરરાજાને પરણાવવાની નહીં પણ મૂંઢવાની તારી ગોઠવણ હતી અને જ્યારે એ બાબતમાં તેં સભ્યતાથી પોતાના વિષેનો ઇશારો કર્યો ત્યારે તેણીને વાસ્તે એના કરતાં સારો વર તેં ઇચ્છયો ન હતો; તથાપિ આલિવર જે માણસ તેને નથી પરણ્યો તેને ખરેખર ભાગ્યશાળી સમજવો; કેમકે જે શખ્સ ઠાકોરની રજા વગર એના તાબાની જવાન અમીરઝાદી વેરે પરણે તેને વાસ્તે મારા નમ્ર પિત્રાઇએ નરમમાં નરમ શબ્દો વાપર્યા તે એ હતા કે એને હું ઊંચે લટકાવુ અને એના કટકે કટકા કરૂં. તેના માનીતાએ પુછયું "લીજ શેહેરમાં કાંઇ પણ ગડબડ થાય તેને વાસ્તે બેશક એ તેટલીજ કાળજી રાખે છે, નહીં વારૂં?" "તેટલીજ બલકે તેથી પણ વધારે, અને તેમ તું સેહેજ ધારી શકે; પણ જે વખતથી અહીં આવવાનો મેં નિશ્ચય કર્યો તે વખતથી લીજમાં કાંઇ પણ બલવાની હિલચાલ થાય તેને હાલ તરત દાબી નાખવા માટે હું કાસીદો મોકળતો ગયોછું. અને મારા ખંતી અને ધામધૂમિયા મિત્રો **રોઝલેઅર** અને **પેવીલીઅનને** પણ મેં હુકમ મોકલ્યોછે કે મારા પિત્રાઇ અને મારી વચ્ચેની આ શુભ મુલાકાત પુરી થાય ત્યાં સુધી ચુપ બેસવું. આલિવરે કહ્યું "આપે જે વર્ણન કર્યું તે ઉપરથી એમ માલમ પડેછે કે આ મુલાકાતથી વધુમાં વધુ આશા એટલી રાખી શકાય કે એથી આપની સ્થિતિ, હતી તે કરતાં વધારે ખરાબ નહીં થાય. ખરેખર જેમ બગલાએ પોતાનું માથું શિયાળના મ્હોંમાં ઘાલ્યું અને પોતાના સુભાગ્ય વાસ્તે ખુશી થયો કે માથું કરડાઇ ન ગયું તેમ થયું જણાય છે. આમ છતાં જે બુધ્ધિવાન ફિલસુફે આવી આશા ભરેલી બાજી રમવા આપને ઉત્તેજન આપ્યું તેના આપ આભારી થયા હો એવું હજીતો હમણાજ મેં જોયું." બાદશાહે તાણાથી કહ્યું "જ્યાં સુધી બાજી હરાઇ નથી ત્યાં સુધી કદી પણ નિરાશ થઇ તે મુકી દવી નહીં; અને મારી બાબતમાં પણ એમજ થશે એમ ધારવાને મને કારણ છે. એટલુંજ નહીં પણ જો આ કીનાખોર દીવાનાનો ગુસ્સો ઉસ્કેરવા જેવું કાંઇ ન બન્યું તો ફતેહ

મેળવવાની મારી ખાત્રીજ છે; અને ખચિત જેણે ચંચળાઇથી હાથની બાનુઓને લઇ જવા માટે જે આડતિયાની જન્મોત્રી મારી જન્મોત્રીને આટલી બધી મળતી આવેછે કે મારા હુકમનો ઉલ્લંઘન કરી જે માર્ગે ડીલામાર્ક સંતાઇ રહયો હતો તે માર્ગ મુકી દઇ બીજોજ માર્ગ લઇ મને ભયમાંથી બચાવ્યો તેવા જવાનને ચુંટી કાઢયો તે માટે હું કાંઇ થોડો આભારી થયો નથી." "ખુદાવંદ આપની આજ્ઞા એક કોરે મૂકી પોતાનીજ મરજી પ્રમાણે વર્ત્તી આપની નોકરી કરે એવા આડતિયાઓ આપને ઘણા મળી આવશે."

લુઇએ અધીરાઇથી કહ્યું "નહીં, નહીં. આલીવર પેલા મૂર્ત્તિપૂજક કવિએ આપણી જે ઇચ્છાઓ દેવતાઓ ક્રોધમાં કબૂલ રાખે છે તેવી ઇચ્છાઓ વિષે વર્ણન કર્યું છે તે તને ખબર નથી ? આ બાબતમાં વિલિઅમ ડિલામાર્કના સાહસકર્મની ફતેહ, જે વખતે હું બરગંડીના ઠાકોરની સત્તામાં છું, તેવા સમયમાં થઇ હોત તો તે ઉપલી ઇચ્છાઓ માહેલી થાત; અને એ બાબત મારા પોતાના ઇલ્મ વડે તેમ તેને ગેલીઓટી તરફથી ટેકો મળ્યાથી મેં અગમચેતી કરી હતી, એટલે કે ડીલામાર્કનું સાહસકર્મ નિશ્ફળ જશે એ કાંઇ મેં આગળથી જાણ્યું ન હતું, પણ સ્કાટિશ તીરઅંદાજે ઉઠાવેલું કામ મને લાભકારક રીતે પાર ઉતરશે એવું મેં આગળથી જાણ્યું હતું; અને તેજ પ્રમાણે, જો કે મેં ધાર્યું હતું તેથી જુદીજ રીતે, પરિણામ નિપજ્યું; કેમકે સિતારાઓ સામાન્ય પરિણામ આગળથી બતાવી દેછે પરંતુ તે કેવાં સાધનોથી પાર પડશે તે વિષે તેઓ કાંઇ બોલતા નથી. અને એ સાધનો ઘણી વખતે આપણે ધારીએ અથવા ઇચ્છીએ તેથી ઉલટી રીતનાજ હોય છે પણ આલિવર તું તો તારા નામરાશી ખુદ શેતાન કરતાં પણ નરસ છે તેની સાથે આ ગુપ્ત બાબતો વિષે વાત શું કામ કરવી જોઇએ ! શેતાનપણ માનેછે અને ધ્રૂજે છે પણ તું તો ધર્મની તેમજ શાસ્ત્રની બાબતમાં કાફરછો; અને તારા દહાડા પૂરા નહીં થાય ત્યાં સુધી તું એવોજ રહેવાનો; ને તારા દહાડાનું સેવટ, તારી જન્મોત્રી અને સામુદ્રિક ઉપરથી મારી ખાત્રી થાયછે કે ફાંસીના લાકડાથીજ થશે."

આલિવરે આધીનતા સૂચક ઢબથી કહ્યું "અને જો ખરેખર તેમ થશે તો મારા રાજ્યસ્વામીના હુકમ બજાવવામાં જરા પણ આંચકો ન ખાતાં નિમકહલાલી બતાવી તેને માટેજ એવો હુકમ કરવામાં આવશે." લુઇએ પરાણે ખૂબ હસીને કહ્યું "આલિવર તેં મને ઠીક સંભળાવી; અને હું સમખાઇ કહું છું કે તારૂં કહેવું સત્ય છે અને તે કહેવાને મેંજ તને ઉસ્કેર્યો. પણ તું જરા મને કહે કે આ માણસોની આગતા સ્વાગતામાં એવું કાંઇ તને જાણાય છે જેથી તેઓની પરોણાગત બરાબર નથી એવો શક ઉત્પન્ન થાય !" "ખુદાવંદ આપ અને પેલો વિદ્વાન ફિલસુફ સિતારાઓ અને આકાશી ફોજ જોઇ ભવિષ્ય વર્ત્તો છો, પણ હું તો, આ પૃથ્વી ઉપર ચાલનાર પામર પ્રાણી, જે ચીજો મારા ધંધાની સાથે સંબંધ ધરાવે છે તે ઉપરથીજ તર્ક બાંધુંછું. મારા મત પ્રમાણે પોતાથી બહુ ચઢતી પદવીના અને મનપસંદ પરોણા તરફ માણસો જે ખાસ અને

ચોકસ કાળજીથી ધ્યાન રાખે તેવી રીતે આપની પ્રત્યે વર્ત્તવામાં ખામી જેવું લાગે છે. દાખલા તરીકે આજ રાત્રે હું થાકી ગયો છું એવું બહાનું કરી, ઠાકોર, આપ ખુદા-વંદને ફક્ત ગલી સુધીજ વળાવી આવ્યા અને તે પછી આપને ઉતારા સુધી મૂકી આવવાનું કામ પોતાના ગૃહાધિકારીઓને સોંપી દીધું. જુઓ, આ ઓરડીઓ ઉતાવળે અને બેદરકાર પણે સણગારેલી છે. આ પડદો વાંકોચુકો લટકેલો છે અને તેના એક ભા-ગમાં આપ જુઓ કે આ ચિત્રો ઉંધાં પાડેલાંછે. આમાં માથું નીચેછે અને ઝાડોના મૂળીઆં સૌથી ઉપર હોય એવી રીતે ઉગેલાં છે."

"છટ, એ તો અકસ્માત અને ઉતાવળને લીધે છે એવી નજીવી બાબતોની હું કેહાડે દરકાર રાખું છું ?"

"ખુદ એ બાબતો તો ધ્યાન આપવા યોગ્ય નથી પરંતુ ઠાકોરના ગૃહાધિકારી ઓ આપની તરફ કેવી માનની નજર રાખે છે તે એ ઉપરથી માલમ પડે છે. સત્ય માનજો કે જો તેની એવી મરજી હોત કે પ્રત્યેક બાબતમાં બહુજ સંભાળ રાખી અંતઃકરણથી પૂરેપૂરો આપને આવકાર આપવો તો એના માણસોની ઉત્કંઠાને લીધે એક દિવસનુ કામ એક મિનિટમાં થઇ જાત,"—વાટકી અને કળસીઆ તરફ આંગળી કરી કહ્યું "આપના સણગારનો સામાન રૂપા સિવાય બીજી ધાતુનો ક્યારે હતો ?"

બાદશાહે પરાણે હસી કહ્યું "વતું કરવાના વાસણો વિષે તેં જે છેલી ટીકા કરી તે તારા ખાસ ધંધાને એટલી તો લગતી છે કે તેમાં કોઇ વાંધો લઇ શકે નહીં.—ખરૂં કહું છું કે જ્યારે હું દેશનિકાલ થઇ આશ્રય લેવા નાસી આવ્યો હતો ત્યારે એજ ચાર્લસ, ફ્રાન્સના પાટવી કુંવર માટે રૂપાને હલકી ધાતુ સમજી મારે વાસ્તે ભોજન સોનાના રકાબીઓમાં પિરસવા હુકમ કરતો; અને હમણા હું ફ્રાન્સનો રાજા છું ત્યારે એ ધાતુ વા-પરવા હું નાલાયક હોઊં તેમ સમજે છે. ચિંતા નહીં, આલિવર આપણે પથારીએ જઇએ. આપણો નિશ્ચય થઇ ચુકેલો છે અને આપણે તેને અમલમાં પણ લાવ્યા છઇએ. હવેતો જે બાજીની શરૂઆત કરી છે તે બહાદુરીથી રમવી એજ માત્ર રહ્યું છે. હું જાણું છું કે બરગંડીનો મારો પિત્રાઇ બીજા જંગલી ગોધાઓની પેઠેજ જ્યારે હુમલો કર-વાની શરૂઆત કરે છે ત્યારે પોતાની આંખો બંધ કરેછે. **બરગાસમાં** ગોધાઓ-નો ખેલ કરનારાઓને આપણે જોયા તેઓની માફકજ મારે માત્ર એ પળને માટે ખોટી રહેવું જોઇએ; એની ઉધ્ધતાઇ અને એના અકળામણને લીધે એ મારે વશ થઇ જશે.

# પ્રકરણ ૨૭ મું.

## ભડકો.

ગયું પ્રકરણ તેના મથાળાને અનુસરીને ગત અવલોકન રીતે ધારી આપ્યું છે, જેથી વાંચનારને પૂર્ણ રીતે માલમ પડે કે ફ્રાન્સનો રાજા કેવી રીતે ધારણા સફળ થશે એવું વર્તારા ઉપરથી માની લઇ, તેમ પોતાની શ્રેષ્ટ બુધ્ધિને ભરોસે રહી, ઠાકોર ઉપર સહેલાઇથી ફાવી શકીશ એમ ધારી ક્રોધે ભરેલા અને આકરા સ્વભાવના શત્રુના કબજામાં પોતાનુ અંગ સોંપવાનો જે વિચિત્ર નિશ્ચય કર્યો તેથી પરસ્પર તેઓ કેવી સ્થિતિમાં હતા. એ નિશ્ચય બીજાં કોઇ કારણથી નહીં સમજાવાય તેવો, વળી તે તોફાની જમાનામાં નિયમસર અપાયલાં અભય વચનો જુઠાં પડેલાં તેના ઘણા દાખલાઓ બનેલા હોવાથી, બહુ અવિચારી અને ઉછાંછળો હતો; અને ખરેખર લુઇના પિતાની સમક્ષ સલાહ સંપ જાળવવા પ્રતિજ્ઞા પૂર્વક કબુલાત થયલી તેવી મુલાકાત વખતે ઠાકોરના દાદાનું મોનટીરોના પુલ ઉપર જે ખૂન થયું હતું, તેવી રીતની જો ઠાકોરની મરજી થઇ જાય તો, તે એક ભયંકર દાખલો હતો. પણ ચાર્લસની પ્રકૃતિ જો કે કરડી, ઉછાંછળી, અવિચારી, અને અડીઅલ હતી તોપણ જુસ્સાની પૂર ભરતીમાં નહીં હોય ત્યાં સુધી તે બેવચની અથવા ઘાતકી નહીં થતો. એ દૂષણો ઘણું કરીને થંડા સ્વભાવના માણસોમાં હોય છે. કાયદા અથવા પરોણાગતના નિયમ પ્રમાણે જે વિનય અવશ્ય કરીને બાદશાહ પ્રત્યે બતાવવો જોઇએ તે કરતાં વિશેષ વિનય બતાવવા તે શ્રમ લેતો નહીં. પણ તેમ વળી એ નિયમોની પવિત્ર હદનું ઉલ્લંઘન કરવા મરજી પણ નહીં બતાવતો બાદશાહના આવી પહોંચ્યા પછી બીજે દહાડે સવારના ઠાકોરના આખા લશ્કરને હાજરી લેવા બોલાવવામાં આવ્યું; તે એવડું મોટું હતું અને તેના હથિયાર સરંજામ એવાં સરસ હતાં કે પોતાના મોટા હરીફની આગળ તે સર્વે દેખાડવાની તક મળ્યાથી કદાચ તે ખુશી થયો હશે. ખરેખર જે વખતે એક તાબેદાર તરીકે પોતાના ચક્રવર્ત્તિ રાજાને આવશ્યક માન આપવા તેણે જે જાહેર કર્યું કે આ લશ્કર મારૂં પોતાનું નહીં પણ બાદશાહનુંછે, ત્યારે તેના ઉપલા હોઠનો વાંક અને તેના ચક્ષુની અભિમાન સૂચક નજર ઉપરથી માલમ પડતું કે બોલનાર એ શબ્દો માત્ર ખાલી માન દાખલ વાપરેછે અને તે સારી રીતે સમજેછે કે મારૂં સુંદર લશ્કર કાંઇપણ અંકુશ વગર મારા પોતાના સ્વાધીનમાં છે અને તે જેમ બીજી કોઇ દિશાએ કૂચ કરી શકે તેમ પારિસની સામે કૂચ કરવા પણ તૈયારજ છે. લુઇને વધારે ખેદ એથી થયો હશે કે ઘણાક ફ્રેન્ચ અમીરો, ફક્ત નારમંડી અને બ્રિટેગનીના નહીં પણ ખુદ તેની સત્તા હેઠળના પ્રાંતોના, તે લશ્કરમાં શામેલ હતા. એ લોકો અસંતોષના વિવિધ પ્રકારના કારણોના લીધે બરગંડીના ઠાકોરની સાથે મળી જઇ એકસંપ થયા હતા. પણ લુઇ પોતાની વર્ત્તણુકને અનુસરીને આ બંડખોરોની તરફ જરાએ લક્ષ ન ખેંચાયું હોય તેવો દેખાવ લાગ્યો. પરંતુ ખરૂં જોતાં તેઓને બર-

ગંડીના ઝુંડમાંથી કેવી રીતે જુદા પાડી પોતાનામાં પાછા લાવવાના તરેહવાર બંધનો
વિષે મનમાં ચિંતન કરતો હતો, અને એવો ઠરાવ કર્યો કે એ કારણસર આલિવર
અને બીજા આડતિયાઓની મારફત, જેઓ ઘણા અગત્યના હતા તેઓના મન ખાનગી
રીતે માપી જોવરાવવા; અને તે પોતે પણ બહુશ્રમથી પણ સાવધ પણે ઠાકોરના મુખ્ય
કારભારીઓ અને સલાહકારોને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન કરતો; અને એ કારણસર તેઓ
ની વારંવાર સ્નેહથી ખબર અંતર પુછતો, ચંચળાઇ ભરેલી ખુશામદ કરતો, મોકળે હાથે
બક્ષિસો આપતો અને તેની સાથે એમ કહેતો કે તમારા અમીરી સ્વભાવના સ્વા-
મીની વફાદારીથી તમે જે નોકરી કરો છો તેમાંથી તમને છુટા પાડવા નથી માંગતો;
પણ ફ્રાન્સ અને બરગંડી વચ્ચે સલાહ જાળવવામાં તમે મદદ આપો તે માટે આ હેતુ
બહુ ઉત્તમછે, અને બેહુ દેશ અને તેના રાજ્યકર્ત્તાઓના કલ્યાણનું સાધન થઇ
પડે તેવો છે. આવો મહાન અને બુધ્ધિશાળી બાદશાહ ખબર પુછે એજ એક મો-
ટી લાંચ હતી. વાએદાઓ અને પાધરી રીતે અપાતી બક્ષીસો જે તે વખતના શિરસ્તા
પ્રમાણે બરગંડીઅન હજુરીઓને સંશય વગર માન્ય કરવાની રજા હતી, તેથી તો બહુ
વધારે અસર થતી. જંગલમાં ભૂંડશિકાર દરમ્યાન, ઠાકોર તો જે બાબતમાં ગું
થાયલો હોય પછી તે કામની કે મોજ મઝાહની બાબત હોય, તેની ઉપરજ પૂરૂં ધ્યાન
આપવું એવી તેની રીતિ હોવાથી, જે વખતે તે શિકારના શોખમાંજ મચી રહયો હોય તે
વખતે લુઇ, તેની સમક્ષતાથી સંકોચ રાખ્યા વગર, જેઓને વાસ્તે એવુ કહેવાતું કે
તેઓના કહેવા ઉપર ચાર્લસ વજન આપતો હતો, તેઓની સાથે ખાનગીરીતે અને દરે-
કને નોખા નોખા મળી વાતચિત કરવાની તક મેળવતો અને તેઓમાં હમબરકોર્ટ અને
કામિનિસને તે ભૂલી ગયો ન હતો. આ બે નામાંકિત પુરૂષોને મોટી મોટી આશાઓ
બતાવતો તેની સાથે તેઓનાં વખાણ કરવા પણ ચુકતો નહીં. એકની આયુધ્ધ કારીગરી
અને શૂરપણ અને બીજાની એટલે કે તે વખતના ઉધરતા ઇતિહાસ કર્ત્તાની વિદ્વતા, બુધ્ધી અને
ઉંડી સમજ શક્તિની પ્રસંશા કરી, ખુદ ઠાકોરને પોતાની કળાથી ફુસલાંવવાનું ન બન્યું તો
આવી રીતે ચાર્લસના પ્રધાનોને પંડે ખુશ કરવાની અથવા (જો વાંચનારને પસંદ
હોય તો) ભ્રષ્ટ કરવાની તક મેળવવી તેજ કદાચ રાજા પોતાની મુલાકાતનો મુખ્ય હેતુ
ધારી આવ્યો હોય. ફ્રાન્સ અને બરગંડી વચ્ચે એટલો અતલગનો સંબંધ હતો કે બર-
ગંડીના ઘણા ખરા અમીરોની આશાઓ અથવા તો ખરેખરા લાભની વાત ફ્રાન્સમાં ર-
હેલી હતી અને તે લુઇની કૃપાથી પાર પડે અથવા તેની અકૃપાથી નાશ પામે. આવી
પ્રકારના તેમજ બીજી પ્રકારના પ્રપંચમાં કુશળ હોવાથી પોતાની યુક્તિઓ પાર પડે તે
માટે અવશ્યનું હોય તો બહુ ખરચાળુ હોવાથી, અને પોતાની દરખાસ્તો અને બ-
ક્ષીસોને બહુ રૂડું દેખાય એવું રૂપ આપવામાં પ્રવિણ હોવાથી, બાદશાહ, જેઓ અ-
ભિમાની હતા તેઓને લાભની વાતો દેખાડી ખુશ કર્યા અને જેઓ ખરેખરા અથવા
ડોળઘાળુ સ્વદેશભક્તિમાન હતા તેઓને ફ્રાન્સ અને બરગંડી બનેનું હિત એમાં ર-

હેલું છે એવી રીતનો દેખીતો ઉદ્દેશ બતાવી રાજી કર્યો. વળી દરેક આસામીના ખાનગી લાભની વાત સાંચાના છુપા ચક્રની માફક, જો કે તે નજરથી દુર રાખવામાં આવતી, તોપણ તેથી કાંઇ જેવી તેવી અસર થતી નહીં. એનું કારણ એ કે તે દરેક માણસને અનુકૂળ આવે એવી લાલચ આપતો અને તે યોગ્ય રીતિથી દાખવતો. જેઓ એટલા અભિમાની હતા કે પોતાનો હાથ લાંબો કરવાને અચકાય તેઓની બાંયમાં બક્ષીસો રેડી દેતો; અને તેને ભરોસો હતો કે એ બક્ષીસ ઝાકળની માફક આવાજ વગર ધીમે રહી ઉતરી હતી તોપણ મોસમ વખતે શુભેચ્છા રૂપી કે કદાચ શુભકાર્ય રૂપી પુષ્કળ પાક, બક્ષીસ આપનાર વાસ્તે નિપજાવ્યા વગર રહેશે નહીં. ટુંકામાં, બરગંડીની દરબારમાં ફ્રાન્સને લાભકારી થાય તેવો વગ સ્થાપવા લાંબો વખત થયો તેણે તૈયારી કરી રાખેલી હતી તોપણ લુઇની પોતાની જાતી કોશેશથી બેશક જે તેણે આગમજથી ખબર મેળવી હતી તે ઉપરથી સૂચના લઇ, તેના આડતિયાઓ વરસોના વરસેવેર ભાંજગડ કરી જે ટલું કરી શક્યા હતા તે કરતાં વધારે તે થોડા કલાકની અંદર કરી શક્યો. હજી એક માણસની ખામી હતી જેને રાજા ખાસ રીતે રાજી રાખવા ઇચ્છાતુર હતો; અને તે કાઉન્ટડીક્રેવિસ્સિઅર હતો. પ્લેસીસમાં તે એલચી દાખલ આવ્યો હતો તે વખતની તેની દૃઢ વર્ત્તણુકથી લુઇને ગુસ્સો લાગ્યો ન હતો પણ તેને ઓરખી બની શકે તો પોતાનો કરી લેવા મનમાં ધારી રાખ્યું હતું. જ્યારે તેણે સાંભળ્યું કે એ અમીર એકસો ભાલાદાર લઇ વિલિઅમડીલામાર્ક અને તેની અસંતોષી રૈયતની સામે જરૂર પડેતો ધર્માધિકારીની મદદ આપવા બ્રેબૅન્ટ સરહદ ભાણી ગયો છે ત્યારે તે જરા નારાજ થયો. પણ તેણે પોતાના મનને દિલાસો આપ્યો કે એ લશ્કર ત્યાં ગયાથી અને જે વિશ્વાસુ કાસિદોને સમજુતી આપી તેણે મોકળ્યા હતા તેથી કરીને તે પ્રદેશમાં કવખતની ખલલ થતી અટકશે, કેમકે તેણે આગળથી જાણી લીધું કે ત્યાં જો કાંઇ ગડબડ થઇ તો તેની હાલની સ્થિતિ બહુ જોખમકારક થઇ પડશે.

એ પ્રસંગે બપોરનો વખત થયો ત્યારે મોટી શિકારી ટોળીઓની રીત પ્રમાણે દરબારના માણસો જંગલમાં જમ્યા. આ ગોઠવણ એ વખતે ઠાકોરને ખાસ કરીને મન ગમતી હતી કેમકે એમ નહીં થાત તો રાજા લુઇને વિવેક પ્રમાણે રીતસર સન્માનપૂર્વક આવકાર આપવાની જરૂર પડત અને તે વિવેક ટુંકો કરવાને એ ઇચ્છતો હતો. ખરેખર આ જાણવા યોગ્ય પ્રસંગે એક બાબતમાં મનુષ્ય પ્રકૃતિ વિશે રાજાને જે જ્ઞાન હતું, તેમાં તે જરા ચુકી ગયો. તેણે એમ ધાર્યું હતું કે ઠાકોર પોતાના ચક્રવર્ત્તિ તરફથી આવી રીતની કૃપા દૃષ્ટિ અને વિશ્વાસની એંધાણી મળ્યાથી રાજી રાજી થશે; પણ તે ભૂલી ગયો કે ફ્રાન્સના તાજ તરફની તાબેદારી, ચાર્લ્સ જેવા એક બળવાન, ધનાઢય, અને અભિમાની રાજ્યકર્ત્તાને ખેદ અને બળાપો ઉપજાવે તેવી હતી, અને ખચિત એની નેમ હતી કે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવું. બરગંડીના ઠાકોરની દરબારમાં રાજાની પધરામણીથી, તાબેદાર તરીકેની આધીનતા અને જાગીર સીરસ્તાને અનુસરીને

માને અક્રામ આપવાની એ રાજ્યકર્ત્તાને ફરજ પડી હતી. પણ આવા તુંદ મિઝાજનો રાજ્યકર્ત્તા જે, દરેક અવસરે બની શકે તેટલી રાજાની સ્વતંત્ર સત્તા ધારણ કરતો, તેને એમ કરવાની ફરજ પડયાથી પોતાનો મોભો તે ઓછો થઇ ગયલો સમજતો જો કે લીલી જમીન ઉપર **ઋચુગલોનો** આવાજ નિકળતાવાર પીપોને ખુલ્લા મુકવામાં આવ્યાં અને એક જંગલમાં થતાં ખાણાની સઘળી સ્વતંત્રતા સહિત ખાણું થયાથી ઘણાક ઉપચાર કરવા નહીં પડયા પણ એજ કારણથી સાંજના ખાણાની વખતે હમેશાના કરતાં વધારે સંસ્કાર કરવા અવશ્યનું થઇ પડયું. એ કારણ માટે આગળથી હુકમો અપાઇ ચુકયા હતા. અને પેરોન પાછા વળતાં, પોતાનો જે ભયંકર તાબેદાર, **બેલજીઅમ હોલંડ અને યુરોપના** સૌથી માતબર ભાગો ધરાવતો હતો તેની દાલતને યોગ્ય રીતનાં દમામ અને વૈભવ સહિત ખાણું તૈયાર કરેલું હતું. ઉંચા પ્રકારના સ્વાદિષ્ટ ભોજનથી ભરેલી સોના અને રૂપાની રકાબીઓથી લાધેલી એક લાંબી મેજની મોખરેની જગાએ ઠાકોર બિરાજ્યો હતો અને તેના જમણા હાથ ઉપર એથી પણ વધારે ઉંચી જગાએ રાજકીય પરોણાને બેસાડવામાં આવ્યો. પછવાડે એક બાજુ ઉપર ગ્વેલડ્રીસના અમીર મેજ ઉપર મુખ્ય પિરસનાર અને ભાગ પાડી આપનાર તરીકે ઉભો હતો; અને બીજી બાજુએ તેનો મસ્ખેરો લીગ્લોરીઓ હતો જે હમેશ તેની સાથે ને સાથેજ રહેતો; કારણ કે દરબારી મસ્ખેરાઓ અને લોઆ વાસ્તે તે જમાનાનાં લોકોને જે શોખ હતો તે ઠાકોરને હદ કરતાં ઉપરાંત હતો. તેઓનું ગાંડુઘેલું બોલવું તેને બહુ પ્રિય લાગતું. જેવી ગમત, એનાથી ચતુર પણ ઓછી ભલમનસાઇવાળો સમોવડિયો ઉંચી કિસમના માનવીઓનાં દૂષણ "બુધ્ધિવાન લોકોની મૂર્ખાઇ અને બહાદુર લોકોનુ હિચકારાપણું," જોઇ મેળવતો તે ગમત, એ ઠાકોર પોતાના જેવા ઉતાવળિઆ સ્વભાવના માણસોની પેઠે મસ્ખેરાના મનમાંથી નિકળતા વિચિત્ર ફાંટાઓથી, મેળવતો. જો એક ઇતિહાસ કર્ત્તાનું કહેવું ખરૂં હોય તો, લુઇ એક વખત મહા કષ્ટ પામતો પરિતાપ દર્શક ભક્તિમાં ગુંથાયલો તે વખતે પોતાના ભાઇ **હેનરી કાઉન્ટ આવ ગાયનને** ઝેર દેવાની બાબત કબુલ કરી દેતો હતો એવામાં કોઇ દરબારી મસ્ખેરાએ એનું કહેવું છાની રીતે સાંભળી લીધું અને તે બીજે દહાડે ભર કચેરીમાં જાહેર કરી દીધું આથી લુઇ દરબારી મસ્ખરાઓના ટોળટપ્પાંથી ભરી પુરી પામ્યો હતો એવું આપણે ધારી શકીએ. પરંતુ હાલને ટાંકણે ઠાકોરના માનીતા મસ્ખરાની ખબર અંતર પુછતાં તે ભુલ્યો નહીં; અને તેના હાંજર જવાબ માટે શાબાશી આપવા ચુકયો નહીં. અને એમ કરવાનું વિશેષ કારણ એ હતું કે તેને માલમ પડયું કે સાધારણ મસ્ખરાના ઘેલા ગાંડા બોલવામાંથી જે કોવાડાના ઘા જેવી ચાનક મળી આવે છે તેના કરતાં એના બોલવામાં વધારે ચતુરાઇ છે. ખરૂં પુછો તો લીગ્લોરીયો કાંઇ જેવો તેવો મસ્ખરો નહોતો. તે ઊંચા કદનો સુંદર દેખાવનો અને પોતાના ધંધાથી પ્રતિકૂળ રીતે ઘણી કસરતોમાં કુશળ હતો. શિકાર વખતે અથવા લડાઇમાં તે હમેશ ઠાકોરની સાથેજ રહેતો અને મોન્ટલેરીના યુધ્ધ વખતે જ્યારે

ચાર્લેસને ગળામાં જખમ થયલો હતો અને એક ફ્રેન્ચ નાઇટ તેના ઘોડાની લગામ ધરી તેને બંદીવાન કરે તેવો સંભવ હતો, એવે અતિ જોખમને ટાંકણે એ મસ્ખરાએ આ અહી આવનાર ઉપર એવો તો જોશભેર હુમલો કીધો કે તેને પાડી નાખી પોતાના સ્વામીને મુક્ત કર્યો; પરંતુ તેને એમ ભાસ્યું કે આ બનાવથી જે નાઇટો અને અમીરો ઠાકોરનું રક્ષણ તેને સોંપી ચાલ્યા ગયા હતા તેઓને અદેખાઇ લાગશે અને નકામા વેરી થઇ પડશે, તેથી તેણે એક તાલ કરી સ્તુતીને પાત્ર થવા કરતાં હાસ્યને પાત્ર થવા વધારે પસંદ કર્યું. લડાઇ વખતે તેણે જે પરાક્રમો કર્યાં હતાં તેનું વર્ણન કરતાં, ગર્વથી એવી તો ડીંગો મારી કે ઘણા ખરા માણસોએ એમ ધાર્યું કે ચાર્લેસને બચાવવાની વાત પણ તેની બીજી વાતોના જેમ કલ્પિત હશે. અને એનું નામ **લીગલોરીઓ** એટલે બડાઇ કરનાર પડ્યું તે એ પ્રસંગે પડ્યું; અને ત્યાર કેડે સદા એ નામથી ઓળખાતો હતો.

લીગ્લોરીઓને ભપકાદાર વસ્ત્ર પહેરેલાં હતાં પણ તેના ધંધાની એંધાણીઓ ચાલુ રેવાજના કરતા તેના અંગ ઉપર થોડી હતી. તેનું માથું મુંડેલું ન હતું પણ તેને તો લાંબા ગુચ્છાદાર વાળ હતા જે તેની ટોપીની અંદરથી નીચે ઉતરી તેની કાતરીને ઠીકઠાક કરેલી દાઢીની સાથે મળી જઇ તેના ચેહરાને એવી રીતની શોભા આપતા કે તેનાં લોચનમાં જે વિચાર શુન્યતા હતી તે નહી હોત તો તેની શિકલ સોહામણી ગણાત. મસ્ખેરાની ટોપી ઉપરજ ધંધાના એંધાણી દાખલ કલગી હોય છે તેને બદલે એના માથા ઉપર લાલરંગની મખમલની બહાર નીકળી આવેલી પટી હતી. અબનુસના સોટા ઉપર છોગું હતું અને દસ્તુર મુજબ તેના ઉપર મૂર્ખનું માથું અને ગધેડા જેવા રૂપાના કાન બનાવેલા હતા. પણ તે એવા તો બારીક કોતર કામના હતા કે દૂરથી જોતાં તે બીજા કોઇ મોભાવાળા અધિકારસુચક દંડુકામાં ખપી જાય; તેના વસ્ત્રમાં તેનાં ધંધાને લગતી નિશાનીઓ એજ હતી. બાજી બધી રીતે એનો પોશાક દરબારી કોઇ પણ અમીરના પોશાકની સરસાઇ કરે. તેની ટોપીમાં સોનાનો ચાંદ હતો. અને તેના ગળામાં સોનાની સાંકળી હતી; અને તે વખતના જવાન ઇશ્કી પુરૂષો જે પેહરવેશ પેહરતા તેના કરતાં એના પોશાકની રૂઢી કાંઇ વધારે વિલક્ષણ નહોતી.

આવા પુરૂષ મત્યે ચાર્લેસ, અને પોતાના યજમાનને જોઇને, લુઇ પણ ઝિયાફત વખતે, વારંવાર વાત વિનોદ કરતા. અને લીગ્લોરીઓના જવાબથી તેઓને જે ગમત પડતી તેથી બન્ને મોટે મોટે હસતા.—ચાર્લેસે મસ્ખેરાને પુછ્યું આ ખાલી જગાઓ કોની છે?"

"ચાર્લેસ, વારસાના કાયદા પ્રમાણે, એ બેહુ ઉપર કદી નહીં, તો તેમાંથી એક ઉપર તો, મારો હક પોંહચે છે."

"છોકરા, કેવી રીતે તારો હક પોંહચે છે?" "એવી રીતે કે એ જગાઓ હમબરકોર્ટ અને કોમીનીસની છે, અને તેઓ બાજ ઉરાડવા જતાં પોતાના વાળુને ભુલી ગયા છે; જેઓ મૃગને મેજ ઉપર જોવા કરતાં, સમડીને હવામાં ઉડતી જોવાનું વધારે પસંદ કરેછે

તેઓ ૧ મૂર્ખની સાથે સગપણ ધરાવે છે, અને એ સગપણની રૂએ, તેઓની જંગમ મિલ્કતના એક ભાગ તરીકે એ ખુરસીઓ મને મળવી જોઇએ."

"મારા મિત્ર એ તો જુની રસ વિનાની મશ્કરી છે. પણ મૂર્ખ કહો કે શાણા કહો, અપરાધ કરનારા આવી પોંહચ્યા છે".

ઠાકોર બોલી રહ્યો એવામાં કોમીનીસ તથા હિમ્બરકોર્ટે પ્રવેશ કર્યો, અને બેહુ રાજ્ય કર્તાઓ પ્રત્યે તાઝીમ બજાવી, જે જગાઓ તેઓને વાસ્તે ખાલી રાખેલી હતી ત્યાં ગુપચુપ થઇ બેઠા.

તેઓ તરફ ફરી, ઠાકોર બોલી ઉઠ્યો "ઓહો, સાહેબો, તમે એટલે છેટે નિકળી ગયા અને એટલી વાર લગાડી તે ઉપરથી જણાય છે કે તમારી ગમત કાંતો બહુ સરસ નિવડી છે ને કાંતો બહુ નરસ નિવડી છે. ફીલીપ ડીકોમીનીસ તમે ઉદાસ કેમ જણાઓછો ? શું હમબરકોર્ટ તમારી પાસેથી કાંઇ ભારે શરત જીતી ગયા ? તમે તો ફિલસુફ છો; તમારે એવી નુકસાનીની વાસ્તે શોચ કરવો ન જોઇએ. સેંટ જ્યોર્જના સમ હુમબરકોર્ટ પણ તમારા જેવાજ ખિન્ન દેખાય છે ? કેમ શું થયું છે તમને ? શું તમને શિકાર નહીં મળ્યો ? શું તમે બાઝ ખોઇ આવ્યા ? અથવા શું [illegible] તમારા રસ્તાની આડે ફરી ગઇ ? અથવા તો શું જગલમાં ભૂત મળ્યું ? ખરેખર, ઉજાણીમાં નહીં પણ કોઇ પાયદશામાં આવ્યા હો એવા તમે દેખાઓ છો !" આવી રીતે ઠાકોર બોલ્યો ત્યારે તમામ મંડળીની નજર હુમબરકોર્ટ અને કોમીનીસ તરફ ખેંચાઇ રહી હતી. તેઓનો જાતી સ્વભાવ તેવો નહીં હોવાથી તેઓની ખિન્નતા અને ગભરાટથી એટલી અજાયબી ઉત્પન્ન થઇ કે, આનંદ અને હાસ્યથી ઉમદા શરાબનો જે દોર ચાલી રહ્યો હતો તે ધીમે ધીમે બંધ પડી ગયો. અને ચુપચાપ પથરાઇ રહી, અને કોઇ વિચિત્ર અને અગત્યના સમાચાર સાંભળવાની વકી રાખતા હોય તેમ લોકો એક બીજાના કાનમાં વાતો કરવા લાગ્યા.

ઠાકોરનો સાદ સ્વભાવિક રીતે કરડો હતો અને વળી મોટા ઘાંટાથી બોલ્યો "સાહેબો આ ચુપકીનો અર્થ શો છે ? ઝિયાફતની અંદર જો તમે આવા વિચિત્ર દેખાવ અને તેથી પણ વિચિત્ર ચુપકી લાવતા હો, તો કાદવવાળી જમીનમાં બગલાને માટે અથવા તો રાનીમરઘા અને ઘુવડો માટે સુખેથી શોધ કર્યા કરો." કામિનિસે જવાબ દીધો "મેહેરબાન ખાવંદ જંગલમાંથી અહીં અમે પાછા વળતા હતા એટલામાં અમને કાઉન્ટ આફ ક્રેવિસિઅર મળ્યો." ઠાકોરે કહ્યું એમ કેમ? ક્રેવેકરમાંથી એટલામાં પાછો વળી ચુક્યો! પણ ખચિત ત્યાં સઘળે શાંતી જોઇ હશે. હુમ્બરકોર્ટે કહ્યું "કાઉન્ટ પોતે આવીને અમઘડી આપની આગળ વર્ણન કરશે; અમે તો અધુરી સધુરી ખબર સાંભળીછે. ઠાકોરે કહ્યું આતે શું કેહવાય? કાઉન્ટ ક્યાં છે ? હુમબરકોર્ટે જવાબ દીધો "પોતાનો પોશાક બદલી હજુરમાં આવશે." અધીરો ઠાકોર બોલી ઉઠયો "પોશાક ! મારે એના પોશાકની

---

અંગરેજીમાં Fool ના બે અર્થ થાયછે ૧ મુર્ખ ૨ મસ્ખરો.

શી દરકાર છે? હું ધારૂં છું કે મને ચીડ ચડાવાને માટે તમે એની સાથે સંપ કર્યો છે." કામિનિસે જવાબ દીધો અથવા ખુલ્લી રીતે બોલીએ તો આપને એ સમાચાર ખાનગી સભામાં કેહ્વા એની મરજી છે."

ચાર્લસે કહ્યું "અરે, અરે ! મારા સરદાર, બાદશાહ, અમારા સલાહકારોએ નોકરી બજાવવાનો એ રીતનોજ રસ્તો પકડ્યો છે. જે બાબત તેઓ ધારે કે અમારે સાંભળવા યોગ્ય ને ઉપયોગી છે તે જો તેઓના હાથમાં આવી ગઇ, તો જેમ એક ગધેડા ઉપર નવું જીન નાખ્યું હોય અને તે એ બોજાથી મગરૂર દેખાય તેવી રીતે તેઓ તેવી બાબત ઉપર ડાવકું મોઢું કરી દે છે. કોઇ જઇને કેહો ક્રેવિસિઅરને કે તરત મારી આગળ આવે. તે લીજની સરહદ તરફથી આવ્યો છે અને અમે તો ( એ સર્વ નામ ઉપર ભાર આપીને કહ્યું ) એ પ્રાંતની સાથે કોઇ રીતનો છુપો વેહેવાર ચલાવ્યો નથી જે આખી દુનિયા આગળ જાહેર કરતાં અચકાઇએ."

સૌએ જોયું કે ઠાકોરે એટલો બધો શરાબ પીધો છે કે તેથી એના સ્વભાવના જાતી હઠીલાપણામાં વધારો થયો છે; અને જો કે ઘણાક ખુશીથી સુચના કરત કે હાલનો વખત સમાચાર સાંભળવાનો નથી અથવા મસલહત કરવાનો નથી; પણ તેના જોશ ભરેલા સ્વભાવથી પૂરા વાકેફ હોવાથી વચમાં પડવાની હીમ્મત કરી નહીં અને કાઉન્ટ જે સમાચાર કેહેવાનો હોય તે સાંભળવા આતુર થઇ બેઠા. થોડો વખત ગુજર્યો તેના અરસામાં ઠાકોર બારણા તરફ આતુરતાથી જાણે બેહદ અધીરો હોય તેમ નિહાળતો રહ્યો; અને પરોણાઓ પોતાની જિજ્ઞાસા અને ચિંતા સંતાડવા માટે મેજ ઉપર નજર રાખી બેઠા હતા. એ વખતે માત્ર લુઇ પૂર્ણ શાંતીથી બેઠો હતો અને વારા ફરતી મુખ્ય પિરસનાર અને મશ્કરા સાથે વાતચિત ચલાવતો હતો. આખરે ક્રેવિસિઅરે પ્રવેશ કર્યો અને આવતાં વારજ તેના સ્વામીએ તેને ઉતાવળથી સવાલ કર્યો " કાઉન્ટ સાહેબ, લીજ અને બ્રેમેન્ટથી કેવી ખબર લાવ્યા છો—તમારા આવી પહોંચવાના સમાચારથીજ અમારી મેજ ઉપરથી આનંદ નાસી ગયો છે—અમે આશા રાખીએ છઇએ કે તમારા પોતાના આવવાથી તે પાછો અમને પ્રાપ્ત થશે."

કાઉન્ટે દ્રઢ પણ દલગીર આવાજે જવાબ દીધો "મારા ખુદાવંદ અને સ્વામી જે હું ખબર લાવ્યો છું તે ઝિયાફતની મેજ ઉપર નહીં પણ કચેરીમાં સાંભળવા યોગ્યછે." "કહી નાખ જલદી, કદી શેતાન તરફથી સમાચાર લાવ્યો હોય તોપણ, કહી દે. પણ હું એ સમાચાર વિષે અટકળ કરી શકુંછું—લીજના લોકોએ ફરીથી બલવો કર્યો છે." ક્રેવિસિઅરે બહુ ગંભીરતાથી જવાબ દીધો "હા ખુદાવંદ, તેઓએ કર્યો છે.

ઠાકોર બોલ્યો "જરા જુઓ જે બાબત તમે મને કેહેવાને બીતા હતા તે મેં ઝટ અટકલી લીધી— એ કમબખ્ત શેહેરીઓએ ફરીથી હથિયાર ઉચક્યાં છે; પણ ઠીક છે સારે વખતે એમ કીધું છે, કેમકે અમારા પોતાના ચક્રવર્તિ રાજાની સલાહનો અમને લાભ મળી શકે. ( લુઇ રાજા તરફ નમીને પણ ભારે ક્રોધસૂચક નજર કરી બોલતો) અને એઓ અમને શીખવસે કે આવા બંડખોરોની સાથે કેવી રીતે વર્તવું. કેમ તારી કોથ-

બીમાં કાંઇ વધારે ખબર છે ! કહી દે, અને પછી ધર્માધિકારીની મદદે તું આગળ શા માટે નહીં ગયો તેનો ખુલાસો કર."

"ખુદાવંદ વધારે સમાચાર મને કહેતાં ભારે પડેછે અને આપને તે સાંભળતાં દુઃખદાયક થઇ પડશે—મારી અથવા કોઇ પણ જીવતા શૂરવીરની મદદ એ ઉત્કૃષ્ટ ધર્માધિકારીને કામ આવી શકત નહીં. બંડખોર લીજના રહેવાસીઓ સાથે સંપ કરી, વિલિઅમ ડીલામાર્કે શાનવાલ્ડનો કિલ્લો લીધો છે અને તેના પોતાના દીવાનખાનામાં તેનું ખૂન કર્યું છે." "તેનું ખૂન કર્યું છે"! એ શબ્દો ઠાકોર દિલગીરી સૂચક અને ધીમે આવાજે બોલ્યો તે છતાં જે દીવાનખાનામાં તેઓ એકઠા મળ્યા હતા તેને એક છેડેથી બીજે છેડે સાભળવામાં આવ્યા."

"ક્રેવેસિઅર, કોઇ ઉડતી અફવાથી તું ભુલાવો ખાય છે; એમ થવું અશકય છે". કાઉન્ટે કહ્યું "અફસોસ ! ખુદાવંદ, વિલિઅમ ડીલામાર્કને હાથે જ્યારે એ ખૂન થયું ત્યારે ફ્રાન્સના બાદશાહની સ્કાટિશ ગાર્ડનો એક તીરઅંદાઝ ત્યાં હતો તેણે નજરો નજર દીઠું અને તેની પાસથી મેં સાંભળ્યું છે."

ઠાકોરે આવેશમાં ઉઠી, પગ અફાળી કહ્યું "અને બેશક આ ભયંકર અધમ કૃત્યમાં તે મદદ અને ઉસ્કેરણી આપતો હશેજ." ઠાકોરે પગ એવો જોરથી અફાળ્યો કે તેની આગળ જે પગ મુકવાનો બાજઠ મૂકેલો હતો તેના કટકે કટકા થઇ ગયા. "ગૃહસ્થો, આ દીવાનખાનાના બારણાઆઓ બંધ કરો. બારીઓ પણ વાસી દો; કોઇ પણ પરદેશીને પોતાની બેઠક ઉપરથી ખસવા ના દો. અને જો તેમ કોઇ કરશે તો તેનું મોતજ આવ્યું. મારા હજુરીઓ તમારી તલવારો ખેંચો." એમ કહી લુઇ તરફ ફરી પોતાનો હાથ ધીમે અને ધારીને પોતાના હથીયારના હાથા ઉપર મૂકયો તે વખતે બાદશાહ નીડર, બચાવની સ્થિતિ ધારણ કર્યા વગર, માત્ર એટલુંજ બોલ્યો "મારા ભલા પિત્રાઇ, આ ખબરથી તમારી બુધ્ધિ ડગી ગઇ છે." ઠાકોરે ભયંકર ઘાંટાથી જવાબ દીધો "નહીં. આ ખબરથી જે ગુસ્સો મેં ઠેકાણા અને બનાવના નિર્માલ્ય વિચારથી જોઇએ તે કરતા વધારે વખત સુધી દાબી રાખ્યો હતો, તે વાજબી રીતે ઉસ્કેરાયો છે. તારા ભાઇના ખૂની, તારા પિતાની સામે બંડ ઉઠાવનાર, તારી રૈયત ઉપર જુલમ કરનાર,. વિશ્વાસઘાત કરનાર, બે વચની રાજા, આબરૂ ભ્રષ્ટ થયલા ગૃહસ્થ, તું મારા કબજામાં આવ્યો છે, અને હું તેને વાસ્તે ઇશ્વરનો પાડ માનું છું." રાજાએ કહ્યું "ખરૂં તો એ છે કે મારી મુર્ખાઇનો પાડ માન કેમકે માન્ટલેરી આગળ જ્યારે આપણે સરખી પાયરી ઉપર મળ્યા ત્યારે હું ધારૂં છું કે તમે હમણા છો તેના કરતાં વધારે દૂર થવા ઇચ્છાતુર હતા."

ઠાકોરે પોતાનો હાથ તલવારની મૂઠ ઉપરજ ઝાલી રાખ્યો; પરંતુ જે દુશ્મને કોઇ પણ રીતે જુસ્સો ઉસ્કેરાય તેમ સામું નહીં થયો, તેના ઉપર હાથ ઉચકતા અથવા

તલવારે ખેંચી કાઢતાં અચકાયો. દરમ્યાન, દીવાનખાનાની અંદર બધે ગભરાટ પથરાઇ રેહયો. બારણાંઓ બંધ કરવામાં આવ્યા અને ઠાકોરના હુકમથી તેના ઉપર પહેરેગીરો બેસાડવામાં આવ્યા; પણ કેટલાક ફ્રેન્ચ અમીરો જો કે સંખ્યામાં થોડા હતા તોપણ તેઓ પોતાની જગ્યા ઉપરથી એકદમ ઉઠી પોતાના બાદશાહના બચાવ માટે તૈયાર થયા. ઓર્લિયન અને ડુનાયને લાચિસના કિલ્લામાંથી છુટા કરી બાદશાહ લુઇના રસાલામાં જોડી દેવામાં આવ્યા હતા ત્યારથી લુઇ તેઓની સાથે એક શબ્દ પણ બોલ્યો ન હતો; તેમ છતાં એ ગડબડાટને મોખરે ડુનાયનો આવાજ સૌથી પહેલે સંભળાયો. તે ઠાકોર પ્રત્યે આવી રીતે બોલ્યો.—"ઠાકોર સાહેબ આપ ફ્રાન્સના તાબેદાર છો, અને અમે તમારા પરોણા ફ્રેન્ચમેન છઇએ તે વાત આપ વિસરી ગયા છો. જો અમારા બાદશાહની સામે એક પણ હાથ ઉચકાશે તો અમે નાસિપાસીની અંદર શું કરી શકીએ છીએ તેનાં પરિણામો ભોગવવા તૈયાર થજો; ખરૂં માનજો જેમ અમે બરગંડીના શરાબની સાથે ઉજાણી કરી છે તેવીજ રીતે તેના લોહીની સાથે પણ કરીશું—મારા ઓર્લિઅનના અમીર હિમ્મત રાખો—ને તમે ફ્રાન્સના ગૃહસ્થો, ડુનાયની આસપાસ આવો. અને તે કરે તેમ કરો." તે ટાંકણું એવું હતું કે એક રાજાને, પોતાના માણસોનુ પાણી જણાઇ આવે, અને તે કિયા માણસો ઉપર નિસંશય આધાર રાખી શકે તે માલમ પડી આવે. લુઇની ખિદમતમાં જે થોડા ઘણા સ્વતંત્ર અમીરો અને નાઇટો હતા જેમાનાં ઘણા ખરા ઉપર તો તેણે માત્ર ગુસ્સોજ બતાવ્યો હતો અથવા તો તેઓને તરછોડી કાઢયા હતા તેઓ આવાં જબરા લશ્કરથી અથવા તો ફટકાની શરૂઆત થઇતો તેઓનો નાશ નક્કી થશે એ વાતથી ડરી ન જતાં તેઓ ડુનાયની આસપાસ ઉતાવળે ગોઠવાઇ ગયા, અને તેની પછવાડે ચાલી મેજને મોખરે જ્યાં રાજ્યકર્તાઓ એક બીજાની સાથે તકરાર કરતા હતા ત્યાં ધસવા લાગ્યા. એથી વિરૂધ્ધ જેને લુઇએ કામે લગાડયા હતા, અને પોતાનાં હથિયાર બનાવી તેઓને લાયકની અને સ્વભાવિક જગ્યામાંથી ઘસડી લાવી, તેઓને લાયકના નહી એવા અગત્યના હોદ્દાએ આણ્યા હતા તેઓએ હિચકારાપણું અને બેદરકારપણું દેખાડયું; અને પોતાના મુરબ્બીનું ગમે તે થાય તોપણ વચ્ચે પડી પોતાના ઉપર સંકટ લાવી ન મુકવા નિશ્ચય કર્યો હોય તેમ પોતાની જગ્યાએ ચુપ ચુપ રહયા. એનાથી વધારે ઉદાર દિલની ટોળીનો આગેવાન માન પામેલો લાર્ડ ક્રાફર્ડ હતો. તે કોઇ પણ નડતરની દરકાર ન કરતાં તેની ઉમરના પુરૂષથી વકીન રાખી શકાય એવી ચંચળાઇથી પોતાનો રસ્તો કરી ગયો અને રાજા અને ઠાકોરની વચ્ચે હિમ્મતથી પડયો. ત્યાં જઈ પોતાની ટોપી ઉતારી, જેમાંથી તેના સફેદ વાળ તેના માથાના એક બાજુ તરફ છુટી છુટી લટ થઇ ગયા—તેના ફિક્કા ગાલ અને કરોચલી વળી ગયલાં ભવાં ઉપર રંગ ચઢી આવ્યો અને તેની વૃધ્ધ આંખ કોઇ શૂરવીર નિરાશ્રાપણાના આવેશમાં કોઇ હિમ્મત ભરેલું કામ કરવા ધારતો હોય તેમ તે તેજથી પ્રકાશવા લાગી. તેનો ઝભ્ભો એક ખભા ઉપર નાખેલો હતો અને તેના ચાળા ઉપરથી એમ

માલમ પડતું કે તેને પોતાની ડાબી બાંયની આસપાસ વિંટાળવાની તૈયારીમાં હતો અને પોતાના જમણા હાથમાં તલવાર હતી તે બાહાર કાઢી માત્ર એટલું બોલ્યો "મેં એમના પિતા અને દાદા માટે લડાઈ કરીછે અને હું સેન્ટ એન્ડરૂના સમખાઈ કહું છું કે પરિણામ-ગમે તે થાઓ, આ બારીક વખતે હું એને મુકી દઈશ નહીં."

જે બનાવનું વર્ણન કરતાં અમને થોડો વખત લાગ્યો તે ખરેખર રોશની વેગે બની ગયું; કેમકે ઠાકોરે ધમકીસૂચક અંગસ્થિતિ ધારણ કરી કે લાગલોજ ક્રાફર્ડ તેની અને જેના ઉપર તે વેર લેવાનો હતો તેની વચ્ચે આવી પડ્યો; અને ફ્રેન્ચ ગૃહસ્થો બને તેટલી ઝડપથી એકઠા થઈ તેજ જગ્યા તરફ ધસતા હતા. ઠાકોર હજી સુધી પોતાની તલવાર હાથમાંજ ધરી રહ્યો અને કતલેઆમ માટે સંકેત આપતો હોય એવો દેખાયો. એમ જો બનત તો નમળી ટોળીવાળા ખચિત કપાઈ જાત પણ એટલામાં ક્રેવેસિઅર જોશબંધ આગળ વધ્યો અને રણસીંગાના આવાજની માફક મોટેથી બોલ્યો "મારા બરગંડીના ઠાકોર સાહેબ આ શું કરો છો તેથી સાવધ થાઓ ! આ આપનું દીવાનખાનું છે—આપ બાદશાહના તાબેદાર છો !—ત્યારે આપના મેહેમાનનું લોહી આપના જે રાજાને માટે તખ્ત ઉભું કર્યું છે અને જ્યાં તે આપની રક્ષા તળે આવ્યો છે તેનું ખૂન ના રેડો. તમારા ખાનદાનની આબરૂ ખાતર એક ભયંકર ખૂનનું વેર તેથી પણ નરસા ખૂનથી લેવા યત્ન ના કરો." "ક્રેવિસિઅર આઘો ખસી જા, મારા વૈરને અમલમાં આવવા દે.—મારા માર્ગથી આઘો ખસ! ઇશ્વરી કોપના જેમ, રાજાઓના કોપથી ડરવું જોઈએ."

ક્રેવિસિઅરે દ્રઢપણે જવાબ આપ્યો "હા પણ જ્યારે ઇશ્વરી કોપની પેઠે તે વાજબી હોય ત્યારેજ. આપનો જે જુસ્સો ગમે એવા વાજબીપણાથી ઉશ્કેરાયો હોય, તેને, મારા સ્વામી, હું વિનંતી કરૂં છું કે, વશમાં રાખો.—અને તમે મારા ફ્રાન્સના અમીરો જે ઠેકાણે સામું થવું મિથ્યા છે તે ઠેકાણે જે કૃત્યથી કાપાકાપી થવાનો સંભવ છે તે નહીં કરવાની તમોને ભલામણ કરૂં છું." આવે ભયંકર વખતે પણ લુઇએ પોતાના મનનું સ્વસ્થપણું જાળવી રાખ્યું. તેને સેહેલાઇથી માલમ પડ્યું કે જો કજીઆની એક વખત શરૂઆત થઇ તો જોશમાં ને જોશમાં જેવી જબરી થશે તેવી સુલેહ જળવાઇતો પછી થવાનો ઓછો સંભવ, તેથી તે બોલ્યો "ક્રેવિસિઅર કહેછે તે બરાબર છે; મારા પિત્રાઇ ઓરલિઅન, માયાળુ ડુનાય અને તમે મારા વિશ્વાસુ ક્રાફર્ડ એટલી ઉતાવળથી માઠું લગાડી નાશ અને કાપા કાપી થવાનું કારણ ના આપો. અમારો પિત્રાઇ ઠાકોર પોતાના એક નજીકના અને પ્રિય મિત્ર લીજના માન પામેલા ધર્માધિકારીના મૃત્યુના સમાચાર સાંભળી તપી ગયા છે અને તેના ખૂનથી જેમ એમને દિલગીરી લાગે છે તેમ અમને પણ લાગે છે. જુની અને કમનસીબે ઇર્ષાની તાજી બાબતો બન્યાથી જે અપરાધને અમે અંતઃકરણથી ધિક્કારીએ છઇએ તેને અમોએ ઉત્તેજન આપ્યું હોય એવો એમને શક

જાય છે. અમારો યજમાન જો આ સ્થળે અમારૂં ખૂન કરે, અમે જે એમના રાજા અને સગા છઈએ તેને આ દુખદાયક બનાવમાં અમારી શામિલગીરી છે એમ ખોટો વિચાર લઈ જઈ મારી નાખે તો તમારી હિલચાલથી આપણા હકમાં ફાયદા થવાને બદલે ઉલટો ગેરફાયદો થાય; માટે ક્રાફર્ડ તમે વેગળે ઉભા રહો. કદાપિ આ મારો છેલ્લોજ શબ્દ હોય તોપણ હું બાદશાહ તરીકે બોલું છું અને તાબેદારીની વકી રાખું છું—વેગળે ઉભા રહો, અને જો જરૂર હોય તો તમારી તલવાર પણ સ્વાધીન કરી દો. હું તમને એમ કરવાને હુકમ કરૂં છું, અને તમારી લીધેલી પ્રતિજ્ઞાથી તાબે થવા તમે બંધાએલા છો. ક્રાફર્ડ પાછો હટી જે તલવાર તેણે અડધી બહાર કાઢી હતી તે મ્યાનમાં પાછી નાખી બોલ્યો "ખરૂં, ખુદાવંદ તમે કહો છો તે ખરૂં હશે; પણ હું મારી આબરૂના સમખાઈ કહું છું કે મને જે ત્રણ કુંડીને દશ વર્ષ થયાંછે તેને બદલે જો તેટલાજ મારી પાસે મારા બહાદૂર સાથીઓ હોય તો, આ ફક્કડ જવાનો, જેઓએ સોનાની સાંકળો લગાવી છે અને ટોપીઓમા તરેહવાર ભપકાદાર રંગ સહિત એંધાણીઓ લખેલી છે તેઓની શુધ્ધિ ઠેકાણે લાવું." ઠાકોરે ઘણો વખત સુધી એકી નજરે જમીન ઉપર ટગમગ જોયા કર્યું અને પછી વળમાં કહ્યું "ક્રેવિસિઅર તમે ઠીક કહો છો. આ માહારાજાધિરાજ, અમારા માનવંતા અને સ્નેહી પરોણા જોડે જે બંધનથી અમે બંધાયલા છઈએ, તેનો, ગુસ્સા અને ઉતાવળથી અમે પ્રથમ ધાર્યું હતું તેવી રીતે, નિવેડો લાવીએ તો અમારી પ્રતિષ્ઠાને કલંક લાગે. અમે એવી રીતે વર્તશું કે આખું યુરપ અમારા કૃત્યનું વાજબીપણું કબૂલ રાખશે. ફ્રાન્સના ગૃહસ્થો, તમે મારા અમલદારોને તમારાં હાથયાર સોંપી દો. તમારા સ્વામીએ સુલેહના કરારનો ભંગ કર્યો છે અને તેથી તેનો વધારે લાભ લેવાને એને હક્ક નથી. તથાપિ તમારી આબરૂ સંબંધી લાગણીઓ નકચવાએ તે માટે અને એમની પદ્દી, જે એમણે લજાવી છે, અને એમનું કુળ જેને એમણે લાંછન લગાડયું છે તે ધ્યાનમા લેતાં અમે અમારા પિત્રાઇ લુઇની તરવાર માંગતા નથી.

ડુનાયે કહ્યું "જ્યાં સુધી અમારા રાજાની સલામતી વિષે અમારી ખાત્રી નહીં થાય,—એમની જીંદગી અથવા એમના અંગને કાંઇ ઇજા નથી પહોંચવાની એવી ખાત્રી નહી થાય,—ત્યાં સુધી અમારામાંથી એક પણ પોતાના હથિયાર આપી દેશે નહીં અથવાતો આ દિવાનખાનું મૂકી જશે નહીં." ક્રાફર્ડ બોલી ઉઠયો "ફ્રાન્સના બાદશાહના અથવા તો એમના વડા **કાનસટેબલના** હુકમ સિવાય સ્કાટિશ ગાર્ડનો કોઇ પણ માણસ પોતાના હથિયાર મૂકી દેશે નહીં.

લુઇએ કહ્યું "બહાદૂર ડુનાય અને તમે મારા વિશ્વાસુ ક્રાફર્ડ તમારી ઉત્કંઠાથી મને લાભ થવાને બદલે ઉલટી હાણી થશે. તમારા મિથ્યા અટકાવ કરતાં મારી પોતાની બાબતના વાજબીપણા ઉપર હું વધારે વિશ્વાસ રાખી શકું છું; કેમકે તમે સામા થશો તો મારા શ્રેષ્ટ અને સૌથી બહાદૂર પુરૂષો નકામા કપાઇ

જશે—તમે તમારી તલવારો આપી દો. ઉંચા કુળના બરગંડીઅનો જેઓ આવી માન ભરેલી જામીનગીરી કબુલ રાખે છે તેઓ તમારો અને મારો બેહુનો બચાવ કરવાને વધારે સમર્થ થશે—તમારી તલવારો આપી દો—હું, તમને એ હુકમ કરૂંછું" આ ભય ભરેલા બારિક સમયે લુઇએ દ્રઢતા અને વિચાર શકિતની ચોખ્ખાઇ દેખાડી પોતાનો જીવ ઉગાર્યો. તે જાણતો હતો કે ખરેખરી ઝપાઝપી નહીં ચાલે ત્યાં સુધી ડાકોરનો ગુસ્સો નરમ પાડવામા હાજર થયલા ઘણા ખરા અમીરો મદદ કરશે; પરંતુ જો એકવાર સામાન્ય કાપાકાપી ચાલુ થઇ તો તે પોતે અને તેની સાથે જે થોડા માણસો હતા તેનું તત્કાળ મરણ નિપજશે. એમ પણ કહેવું જોઇએ કે તેના કટ્ટા શત્રુઓએ પણ કબુલ કીધું કે એની વર્ત્તણુકમાં હલકાપણું અથવા નીચપણું કાંઇ નહીં હતું. તે ડાકોરનો ગુસ્સો વધવા દેવાથી દૂર રહયો, પણ જેમ તેના ગુસ્સાને તુચ્છ કરી નહીં ગણ્યો તેમ તેનાથી બીધો હોય એવો પણ જણાયો નહીં; અને જેમ એક શૂરો પુરૂષ કોઇ દીવાનાના ધમકીદર્શક ચાળા તરફ નજર કરે તેવી રીતે સ્વસ્થ અને એકાગ્રચિત્તથી તેની સામે જોતોજ રહયો. જાણે તેને ખાત્રી હોય કે મારી દ્રઢતા અને શાંતપણું દીવાનાપણાના ગુસ્સા ઉપર પણ બેમાલુમ રીતે મજબુત અંકુશ તરીકે કાર્ય કરશે.

ક્રાફર્ડને બાદશાહનો હુકમ થયાથી પોતાની તલવાર ક્રેવિસિઅર આગળ ફેંકીને કહ્યુ "લ્યો આ, અને શેતાન તમને એ લાભકારી કરે. જે હકદાર માલેક એ સ્વાધીન કરેછે તેની આબરૂને ધક્કો પહોચતો નથી કેમકે અમને વાજબી છૂટ અપાઇ નથી." જેમ કોઇ ગુસ્સામાં આવ્યાથી બરાબર તેનાથી બોલી શકાતું ન હોય તેમ ભાંગા તુટા અવાજથી ડાકોરે કહ્યુ "ગૃહસ્થો સબર કરો; તમારી તલવારો રેહવા દો. તે નહીં વાપરવા તમે વચન આપોછો એટલુંજ બસ છે.—અને જ્યાં સુધી અધમ કર્મ અને ખુનને ટેકો આપવાની બાબતના બટ્ટાથી મુકત થાઓ નહીં ત્યાં સુધી, લુઇ તમારે પોતાને મારા બંદીવાન તરીકે સમજવું જોઇએ. એને લઇ જાઓ એને અર્લ હરબર્ટના બુરૂજની અંદર લઇ જાઓ. એના રસાલાના છ ગૃહસ્થો; એને પસંદ પડે, તે એની ખિદમતમાં આપો,—ક્રાફર્ડ સાહેબ, તમારી ગાર્ડે કિલ્લો મુકી દેવો જોઇએ; અને તેમને માન સહિત બીજે ઠેકાણે ઉતારો આપવામાં આવશે; દરેક ઉર્ધ્વસેતુને ઊંચકી લ્યો; અને દરેક સરતા દરવાજાને ઢાળી દો. શેહેરના દરવાજાઓ ઉપર ત્રણ ઘણી ચોકી મૂકો—નદીના જમણા હાથ તરફનો તરતો પુલ છે તેને ખેંચી લો. મારા કાળા [1] **વિલુનોની** ટોળીને કિલ્લાની આસપાસ મૂકો, અને દરેક ચોકી ઉપર પહેરેગીરો ત્રણ ગણા રાખો; પાયદળ અને ઘોડેસ્વાર **રોન** ફરનારાઓને હુકમ કરો કે રાત્રિ વખતે દર અડધે કલાકે, અને દિવસ વખતે દરએક કલાકે શેહેરની આસપાસ રોન ફરતા રહે;—જોઇશું દિવસના એ ટોળીની જરૂર પડે છે કે નહીં. કેમકે આ બાબતમાં અમને કદાચ ઉતાવળું પગલું ભરવું પડે એમ દેખાય છે.—જો તમારી જીંદગીની કદર સમજતા હોતો લુઇ ઉપર બરાબર ચોકસી રાખજો." એમ કહી ક્રોધ અને અકળામણના આવેશમાં મેજ પરથી ઉઠી ગયો, બાદશાહ તરફ વૈરસૂચક નજર કરી

---

[1] હેનાલ્ટ લીજ અને નામરના રહેવાસીઓ વિલુન કહેવાયછે.

અને ઓરડામાંથી જોશબંધ નિકળી આવ્યો.

બાદશાહે દબદબાથી ચોમેર નજર કરી કહ્યું "ગૃહસ્થો, પોતાના મિત્રના મૃત્યથી નિપજતા ખેદને લીધે તમારો ઠાકોર હાંફલો ફાંફલો બની ગયો છે. હું આશા રાખું છુ કે, નાઇટ અને અમોર તરીકે તમારી ફરજ તમે વધારે સારી રીતે સમજો છો અને તેથી એમના રાજાના અંગ સાથે વિશ્વાશઘાત કરી એ કાંઇ જબરદસ્તી કરે તેને તમે ટેકો આપશો નહી"

આ સમયે દરેક દિશાએથી લશ્કર બોલાવા માટે ગલીઓમા પડઘમ વાગવાનો અને રણસિંગાં ફુંકવાનો આવાજ સંભળાતો હતો. ક્રેવિસિઅરે કહ્યું અમે બરગંડીની પ્રજા છઇએ અને તેવી રીતે અમારી ફરજ અમારે બજાવવી જોઇએ તોપણ અમારા સ્વામી અને આપની વચ્ચે સંપ અને મૈત્રી રહે તે માટે પ્રયત્ન કરવામાં અને એમને અરજ કરી સમજાવવામાં અમે કસૂર રાખીશું નહીં; દરમ્યાન એમની આજ્ઞા અમારે પાળવી જોઇએ આ બીજા અમીરો અને નાઇટો નામાંકિત ડ્યુક આફ આર્લિયન, બાહાદુર ડુનાય અને શુરા લાર્ડ ક્રાફર્ડને વાસ્તે મગરૂરીથી દરેક રીતે સઘવડ કરી આપશે. મારે પોતાને રાજ્યગૃહાધિકારી તરીકે રહેવું જોઇશે; અને પ્લેસિસમાં આપે જે પરોણાગત કરી હતી તે યાદ કરતાં આપને જેવા માનથી લઇ જવા મને ઇચ્છા થાય તે કરતાં જુદીજ રીતે આપના ઉતારાની ઓરડીઓમાં આપને મારે લઇ જવા જોઇશે; ઠાકોરના હુકમ મુજબ ગમે તે છ ખિદમતગારો આપ પસંદ કરી લો. બાદશાહે ચોતરફ જોઇ ક્ષણવાર વિચાર કરી કહ્યું "ત્યારે આલિવર, મારી લાઇફ ગાર્ડમાંથી **આલેર** નામના સિપાહીને,-તેની પાસેથી તમારી મરજી હોય તો હથિયાર લઇ લો—**ટ્રીસ્ટેનહરમાઈટ** અને તેના બે હાથ નીચેના માણસોને, અને મારા ખરા વફાદાર અને વિશ્વાસુ ફિલસુફ માર્શિઅસ ગેલિઓટીને પસંદ કરૂં છું." ક્રેવિસિઅરે કહ્યું "દરેક રીતે આપ ખુદાવંદની મરજી રાખવામાં આવશે." પુછગાછ કરી ક્ષણવાર રહી તે બોલ્યો "મને ખબર મળી છે કે ગેલિઓટી હાલ તરત પોતાના કોઇ રંગીલા સોબતી સાથે જમવા બેઠા છે પણ એને તરત બોલાવી મંગાવીશું. બાકી બીજાઓ તો આપના હુકમને તત્કાળ તાબે થશે." બાદશાહ બોલ્યો "અમારા પિત્રાઇની પરોણાગતથી જે નવું મકાન અમારે માટે તૈયાર કર્યું છે ત્યાં એને મોકલજો. અમે જાણીએ છઇએ એ મકાન બહુ મજબૂત છે અને માત્ર એટલીજ આશા રાખીએ છઇએ કે તેટલેજ દરજ્જે સલામતી ભરેલું હોય." દીવાનખાનામાંથી નીસરતાં કાઉન્ટ ક્રેવિસિઅર અને લીગ્લોરિઓ લુઇની પાછળ ચાલતા હતા તે વખતે લીગ્લોરીઓએ કાઉન્ટને જરા દૂર લઇ જઇ કહ્યું " લુઇ રાજાએ પોતાના ખિદમતગારોની પસંદગી કીધી તે જોઇ કે ?" કાઉન્ટે જવાબ દીધો "હા મારા આનંદી સાથી એમાં તારે વાંધો લેવા જેવું શું છે." ?

" કાંઇ નહીં, કાંઇ નહીં; માત્ર એટલુંજ કે અતિ ઉતકૃષ્ટ ચુંટણી કરી છે!—એક નીચ, પાજી હજામ—એક ભાડુતી સ્કાટિશ ગળાકાપુ—એક મુખ્ય જલાદ અને તેના બે મદદનીશો, અને એક લુચ્ચો ધુતારો. ક્રેવિસિઅર, હું તમારી સાથે ચાલીશ, અને એ લોકોને તમે કેવી રીતે બોલાવી મંગાવો છો તે કળા જોઇ ઠગ વિદ્યાનો મારે ધડો લેવો જોઇએ. ખુદ શેતાન પણ આવું મંડળ ભાગ્યેજ એકઠું કરી શકે અથવા તો તેઓનો એથ સરસ પ્રમુખ ભાગ્યેજ થઇ શકે." પછી મજબૂત ગાર્ડ સાથે લઇ પરંતુ વિવેકમાં ખામી ન આવે તેવી રીતે કાઉન્ટ બાદશાહને લઇ જતો હતો તે વખતે સર્વ તરેહની છૂટ પામેલો મસ્ખેરો મિત્ર રીતે કાઉન્ટનો હાથ પકડીને તેની સાથે ચાલતો હતો.

---

# પ્રકરણ ૨૮ મું

## અનિશ્ચય

ચાલીસ લશ્કરી માણસો ઉઘાડી તલવારો અને બળતી મસાલ લઇને બાદશાહ લુઇના વળાવા તરીકે અથવા બરાબર બોલીએ તો ગાર્ડ તરીકે, પેરોનના ટાઉનહાલમાંથી થઇ કિલ્લા તરફ જતાં, સાથે ચાલ્યા; અને જેવો તે આ મજબૂત પણ અંધેર અને ભયંકર કિલ્લામાં દાખલ થયો તેવોજ જે ચેતવણી **ફ્લોરેન્સના** કવિએ દોજખના દરવાજા ઉપર લખેલી વાર્ણવી છે તે ચેતવણી જાણે તેના કાનમાં ચીસ પાડી કહી હોય તેવો તેને આવાજ સંભળાયો કે "**સર્વ આશાઓ પાછળ મુકી આવજો.**" આપલે સેંકડો બલકે હજારો આસામીઓને વગર કારણે અથવા નજીવા શક ઉપરથી સર્વ આશા અને સ્વતંત્રતા છિનવી લઇ ભોંયની અંદર તેણે જે અંધારી કોટડીઓમાં ઘોંચીદીધા હતા તે વિષે જો બાદશાહને ખ્યાલ આવ્યો હોય તો કદાચ તેના મનમાં પરિતાપનો કાઇક ઝાણઝાણાટ થયો હોય ખરો. ફિક્કો ચંદ્રમા જે આગળી રાત કરતાં વધારે ઝાંખો હતો તેની સામે મસાલોનો ભારે ઝગઝગાટ અને રાતી તેમાંથી નીકળતી ધુમાડાવાળી રોશની જે એ અસલી ઇમારતની આસપાસ પથરાઇ રહી તેથી આ જબરો **કાનજાન**જે અલે હુર્બટને બુર્જ કહેવાતો તેનો પડછાયો વધારે કાળો પડતો હતો. ગઇ રાતે ભ્રાંતિસૂચક ભાવી પ્રેરણાથી લુઇએ જે ઇમારત તરફ નજર કરી હતી તે એજ હતી અને તેનોજ વાસી થવાને તેના નસીબમાં સરજ્યું હતું તેના છકી ગયલા જાગીરદારના ક્રોધ ભરેવા સ્વભાવથી કરીને આ ગુપ્ત રહેઠાણની અંદર જે કાંઇ તે જુલમ ગુજારે તેનો ભયપણ જોડાયલો હતો. જેવો તે ચોક ઓળંગી આવ્યો તેવોજ એકાદ બે લોથ જેના ઉપર ઉતાવળે લશ્કરી ડગલો નાખવામાં આવ્યો હતો તે બાદશાહની નજરે પડયાથી તેની દુ:ખદાયક લાગણીમાં વધારો થયો. થોડાજ વખત પછી, એ લોથો સ્કાટિશ

ગાર્ડના કપાઈ ગયલા તીરઅંદાઝોની લોથો છે એવું એને માલમ પડી આવ્યું અને તે વિષે ક્રેવેસિઅરે ખબર કરી કે તેઓને આપના ઉતારા આગળ પોહોરો ભરવાનું મુકી દેવા હુકમ થયેલ તેમાં તેઓએ તકરાર લીધી તેથી ઠાકોરના વેલુન બાડી ગાર્ડ અને તેઓ વચ્ચે ઝગડો થયો, અને તેઓને બેઉ તરફના અમલદારો શાંત પાડે તે પેહેલાં કેટલાક જણ કપાઈ ગયા.

આ ઉદાસી ઉપજાવે એવા દેખાવ તરફ જોઈ બાદશાહ બોલ્યો "અરે મારા વિશ્વાસુ સ્કાટો જો તેઓની સાથે તેટલીજ સંખ્યાના માણસો હોત તો આખું ફ્લાન્ડર્સ તો શું પણ બરગંડીમાંથી પણ તેઓની બરોબરી કરવા શૂરવીરો મળી શકત નહીં" બાલ્લે-ફ્રે રાજાની ખિદમતમાં પછવાડેજ આલતો હતો તેણે કહ્યું "હા ખુદાવંદ, બળીઆના બે ભાગ. એવા થોડાજ માણસો હશે જેઓ બેની સામે ટક્કર લઈ શકે; હું પોતે ત્રણ માણસ સામા હોય ત્યાં સુધી દરકાર ન કરૂં; પરંતુ ખાસ ચોકી ઉપર હોઉં તો પછી ગમે એટલા હોય તેની દરકાર કરવી ન જોઈએ. બાદશાહે પાછળ જોઇ કહ્યું " મારા અસ્લી મિત્ર તું છો કે? ત્યારે તો હજી એક વફાદાર લોક મારી સાથે છે ખરો." આલિવરે ધીમે સાદ કહ્યું "આપને સલાહ આપવા અથવા તો આપની શરીર સંબંધી નોકરી બજાવવા આપનો એક વફાદાર મંત્રી પણ આપની સાથે છે." ટ્રિસ્ટન હરમાઇટે કઠોર અવાજથી કહ્યું" આપણે બધા વફાદાર છઈએ; કારણ કે જો આપ ખુદાવંદને એ લોકો કતલ કરે તો આપણામાંથી એવો કોઇ નથી જેને તેઓ વધારે વખત (કદી આપણી મરજી હોય તોપણ ) જીવવાદે." લીગ્લોરીઓને ચેન ન પડવાથી તે આ મંડળીમાં ધુસી આવ્યો હતો તે બોલ્યો" વફાદારી માટે ખરી શારીરિક જામીનગીરી જેને હુ કહું છુ તે આ ખરી." દરમ્યાન ત્યાંના ઉપરી નોકરને ઉતાવળે બોલાવવામાં આવ્યાથી તે આ જબરા ગાથિક કિલ્લાના દરવાજાની ચાવી ખૂબ શ્રમથી ફેરવ્યા કરતો હતો અને આખરે ક્રેવિસિઅર સાથેના માણસોની તેને મદદ લેવી પડી; જયારે તેઓ તે ઉઘાડવામાં ફતેહ પામ્યા ત્યારે છ જણ મસાલ સહિત દાખલ થયા; અને એક સાંકડા અને વાંકવાળા માર્ગથી જવાનો રસ્તો બતાવ્યો. એ માર્ગ ઉપર જુદે જુદે ઠેકાણે પાછળ જે મેહેરાબ અને બારીઓ ચણેલી હતી તેમાંથી ગોળાઓ રાખવા વાસ્તે બાંકાંઓ પાડેલાં હતાં. આ માર્ગની છેડે એને મળતી જંગલી ઘાટની એક સીડી હતી ત્યાં પથરાની મોટી મોટી શિલાઓ અને તે જેમ તેમ હથોડાઓથી નાની મોટી કાપેલી પડી હતી. આ ઉપરથી ચઢતા એક મજબૂત લોખંડનું બારણું આવ્યું ત્યાંથી થઇને તે ડાનજાનના મોટા દીવાનખાનામાં તેઓ દાખલ થયા. આમાં બહુ ઝાંખી રોશની હતી અને જો મસાલોનું અજવાળુ ન હોત તો તદન અંધારા જેવું દેખાત. બે ત્રણ વાગલાઓ અને બીજા અશુભ પક્ષીઓ આ અસાધારણ અજવાળું જોઇ જાગી ઉડયા અને આમ તેમ મસાલોની સામે જાણે હમણા તે ઓલવી નાખશે એવી રીતે ઉડવા લાગ્યા. તે ઉપરી નોકરે વિનયથી બાદશાહ પાસેથી માફ માંગી કે મને એટલી ઓચીંતી ચેતવણી મળી કે એ દીવાનખાનાને બરાબર વ્યવસ્થામાં મુકી નહીં શકયો; ખરૂં પુછો તો આજ વીસ

વર્ષ થયાં આ ઓરડો વપરાયો નથી અને તે પેહલાં પણ **ચાર્લસ ૧લી સિમ્પલ** રાજાના વખત પછી ક્વચિતજ વાપરવામાં આવતો એવું મેં સાંભળ્યું છે."

લુઇ પ્રતિશબ્દ કરી બોલ્યો 'ચાર્લસ ધી સીમ્પલ' રાજા ? હવે હું એ બુર્જની તવારીખ જાણું છું એ રાજાના દગલબાજ જાગીરદાર **હરબર્ટે** અહીં એનું ખૂન કર્યું હતું એવું અમારા ઇતિહાસપરથી માલમ પડે છે. પેરોનના કિલ્લાને લગતી કંઇ વાત મારા મનપર હતી એવું હું જાણતો હતો પણ એ બનાવ મને યાદ આવી શકયો નહીં. ત્યારે આ જગ્યાએ મારા પહેલાં થઇ ગયલા રાજાનું ખૂન થયું હતું કે ?" તે બુઢ્ઢો નોકર જેમ કોઇ ભોમિયો જાણવા જોગ ચીજો બતાવવા આતુર હોય તેમ ઉતાવળેથી પાસે આવી બોલ્યો "નહીં ખુદાવંદ, આ ઠેકાણે નહીં; બરાબર આ ઠેકાણે નહીં પણ આપાણી સુવાની ઓરડીમાંથી જરા આગળ જે બાજુની ઓરડીમાં જવાય છે ત્યાં એ ખૂન થયું હતું." તેણે દીવાનખાનાને ઉપલે છેડે એક ખિડકી ઉઘાડી; આમાંથી સુવાના ઓરડામાં જવાનું હતું જે અસલી ઇમારતોની રૂઢી પ્રમાણે નાનો હતો પરંતુ એજ કારણ માટે જે વિશાળ દીવાનખાનામાંથી તેઓ પસાર થઇ આવ્યા હતા તેના કરતાં વધારે આરામ આપે એવો હતો આ ઠેકાણે બાદશાહની સઘવડ માટે કાંઇક ઉતાવળેથી તૈયારી કરી રાખેલી હતી. પડદા ઉપાડી લેવામાં આવ્યો હતો અને ઘણો વખત સુધી તે નહીં વપરાયલી અને કિટાયલી સઘડીમાં વસ્તેવ કરેલો હતો અને તે વખતના દસ્તૂર મુજબ જેઓ તે કિલ્લામાં રાત ગુજારવાના હતા તેઓને માટે એક ગોદડી બીછાવેલી હતી. તે વાચાળ બુઢ્ઢા માણસે કહ્યું "આપના બાકીના નોકરોને માટે દીવાનખાનામાં પથારી કરાવીશું. પણ ખુદાવંદ મારે કહેવું જોઇએ કે એ વિષેની ચેતવાણી બહુ થોડી મળી; આપ ખુદાવંદની મરજી હોય તો જુઓ આ પડદાની પાછળ નાની બારી છે અને તેમાંથી થઇને દિવાલની અંદરની બાજુએ એક નાની સરખી જુની કોટડીમાં જવાયછે ત્યાં ચાર્લસને મારી નાખવામાં આવ્યો હતો; નીચેથી આવવાનો એક છુપો માર્ગ છે જયાંથી થઇને એના મારાઓ દાખલ થયા હતા. અને ખુદાવંદ આપની નજર હું આશા રાખું છું કે મારા કરતાં સારી છે તેથી આ પાટીઆની જમીન ઉપર જો કે એ કૃત્ય પાંચસો વર્ષ ઉપર થયું હતું તોપણ હજી લોહીની નિશાની આપના જોવામાં આવશે, તે આવી રીતે બોલતો હતો તે દરમ્યાન જે પાછલા દરવાજા વિષે તેણે વાત કરી હતી તે ઉઘાડવા ફાંફા મારતો હતો એવામાં બાદશાહ બોલ્યો "વૃદ્ધ માણસ રહેવા દે જયાં સુધી એક નવી કહાણી તને કહેવાને થાય અને તાજું લોહી દેખાડવા થાય ત્યાં સુધી થોડો વખત રહેવા દે.—મારા ક્રેવિસિઅરના અમીર તમારો કેવો મતછે?" "ખુદાવંદ હું એટલોજ ઉત્તર આપી શકું છું કે પ્લેસિસના તમારા પોતાના કિલ્લાની અંદરની કોટડીઓ આપને સ્વાધીન છે તેવીજ રીતે આ બે અંદરની કોટડીઓ પણ આપને સ્વાધીન છે અને તેનો બાહારનો બચાવ કરવા તપાસ રાખનાર ક્રેવિસિઅર છે જે નામ ઉપર દગલબાજી અથવા ખૂનરેજીથી કોઇ કાળે કાળો દાઘ થયો નથી." "પરંતુ જેઓરડી

---

૧ ભોળો ચાર્લ્સ

વિષે આ વૃધ્ધ માણસ બોલે છે તેના છુપા માર્ગ વિષે શું કહો છો ?" આ શબ્દો બાદશાહ ધીમા અને ચિંતાદર્શક આવાજથી બોલ્યો અને તે વખતે એક હાથથી ક્રેવેસિઅરની બાંય મજબૂત ધરી રાખી અને બીજા હાથથી બારણાની બારી દેખાડી.

ક્રેવેસિઅરે કહ્યું એ તો આ વૃધ્ધ માણસનો ખ્યાલી વિચાર હશે, અથવા તો એ જગ્યાને લગતી કોઇ અસલી અને મુર્ખાઇ ભરેલી દંત કથા હશે." એમ કહી તે નાની ઓરડીનું બારણું ઉઘાડવા જતો હતો એટલામાં લુઇએ કહ્યું "નહી, ક્રેવેસિઅર, નહીં; તમારી આબરૂ પૂરતી રીતે ખાત્રીપૂર્વક છે.—પણ ક્રેવિસિઅર તમારો ઠાકોર મારી સાથે શું કરવા માગે છે? મને લાંબો વખત સુધી કેદી તરીકે રાખવો એવી આશા તો રાખતો નહેય અને—ટુંકામાં, ક્રેવિસિઅર મને તારો અભિપ્રાય કહે." કાઉન્ટે કહ્યું "ખુદાવંદ, બરગંડીના ઠાકોર, પોતાના નજીકના સગા અને મિત્રના અંગ ઉપર જે ભયંકર ઘાતકીપણું કરવામાં આવ્યું, તેનું વેર એ કેવી રીતે લેશે એ તો આપ ખુદાવંદને વિચારવાનું છે અને આપના સંદેસા લઇ જનારાઓએ એમાં ઉસ્કેરણી કરી છે એમ માનવાને એમને કેટલે દરજ્જે વાજબી કારણછે તેતો માત્ર આપજ કહી શકો; પરંતુ મારો સ્વામી અમીરી સ્વભાવનો છે અને કોઇપણ રીતના છુપાં કાવત્રાં કરવાને સરજેલોજ નથી. જે કાંઇ તે કરશે તે ધોળે દિવસે અને બેઉ પ્રજાની સમક્ષ કરશે. અને હું માત્ર એટલુંજ વધારે કહી શકુંછું કે તેની આસપાસ જે સલાહકારોછે તેમાંથી એક સિવાય બીજા બધાઓની એવી ઇચ્છા છે, કે અમારા ઠાકોરે એ બાબતમાં નમતા ઉદાર દિલ તેમજ ન્યાયથી વર્ત્તવું જોઇએ." લુઇને જાણે કોઇ દુઃખદાયક યાદગીરીથી બહુ અસર થઇ હોય તેમ ક્રેવિસિઅરનો હાથ પકડી કહ્યું "અરે! ક્રેવિસિઅર, જે રાજ્યકર્ત્તાની પાસે તેના ક્રોધી જુસ્સાઓની અસરથી રક્ષણ કરવાને સલાહકારછે તે કેવો સુખીછે! તેના રાજ્યનો ઇતિહાસ જ્યારે વાંચવામાં આવેછે ત્યારે એવા સલાહકારોના નામ સોનેરી અક્ષરે વંચાયછે.—નેક ક્રેવિસિઅર, તારા જેવો કોઇ સલાહકાર મારી પાસે હોત તો હું કેવો ભાગ્યશાળી થાત!"

લીગ્લૉરીઓએ કહ્યું "જો એમ થાત તો એવાઓને જેમ બને તેમ જલદીથી દૂર કરવી આપ પ્રયત્ન કરત." લુઇ પાછો ફરી ક્રેવિસિઅર પ્રત્યે જે અસરકારક ઢપથી બોલતો હતે-તે બદલી નાંખી આનંદની પ્રકૃતિ ધારણ કરી બોલ્યો ઓહો ફિલસુફ સાહેબ તમે અહીંછો કે? તમે અમારી પુઠ આવ્યાછો! " હા સાહેબ જે ઠેકાણે મૂર્ખ બાદશાહી લિબાસમાં આગળ ચાલે તે ઠેકાણે ફિલસુફ પચરંગી વેશ પહેરી પછવાડે ચાલવું જોઇએ."

"સુલેમાન સાહેબ તમારા બોલવાનો હું કેવો અર્થ લહું ? શું તું એવું ઇચ્છેછે કે આપણી પરસપર સ્થિતિ બદલીએ." ?

"નહીં, મારા સમ હું તો નહી બદલું. જો સામા સો રૂપિયા આપો તોપણ હું તેમાં નહીં કરૂં."

"કેમ, એમ શામાટે! રાજ્યકર્ત્તાઓની સ્થિતિ જોતાં હું ધારૂંછું કે તને મારા રાજા તરીકે હું સંતોષથી કબુલ રાખું." "હા ખુદાવંદ, પણ સવાલ એ છે કે આપની બુદ્ધિએ અહીંઆ આપને ઉતારો આપ્યો તે ઉપરથી વિચાર કરતાં કદાચ આવા જડભરથને રાખી મને શરમવવાનું કારણ થઇ પડે."

કાઉન્ટ આફ ક્રેવિસિઅરે કહ્યું "ચુપ, ગધેડા તારી જબાન હદ કરતાં વધારે હાલેછે."

બાદશાહે કહ્યું "કાંઇ નહીં; એની જીભ જેમ વળે તેમ વળવા દેવી. જેઓએ વધારે સમજવું જોઇએ તેઓની મૂર્ખાઇ જેવી હાસ્યકારક બાબત બીજી હું જાણતો નથી; લે આ સોનાનો થેલી, મારા ડાહ્યા દોસ્ત; અને તેની સાથે આ સલાહ પણ યાદ રાખ કે એવી મોટી મૂર્ખાઇ કદી ન કરવી કે બીજા લોકો કરતાં પોતાને વધારે ડાહ્યો સમજવો. મારા ઉપર એટલી મેહેરબાની કર કે મારા નજુમી વિષે પુછગાછ કરી તેને અહીંઆં તરત મોકલી દે." મસ્ખરાએ જવાબ દીધો. "ખુદાવંદ અચુક હું તેને મોકલીશ; અને તે મને ક્યાં મળશે તે હું જાણુંછું; કેમકે ફિલસુફો તેમજ મુર્ખાઓને ખબર હોયછે કે ઉમદા શરાબ ક્યાં મળેછે." લુઇએ કહ્યું "આ વિદ્વાન પુરૂષ તમારા પહેરેગીરોમાંથી પસાર થઇ જાય તેને માટે ક્રેવિસિઅર તમો બંદોબસ્ત કરશો એવી હું વિનંતી કરૂંછું." "બેશક તેને દાખલ થવા દઇશું. "પણ મને જણાવતાં દલગીરી લાગેછે કે મને એવો હુકમ છે કે આપ ખુદાવંદના ઓરડામાંથી કોઇને જવા દેવોનહીં. સલામ, ખુદાવંદ. હું થોડી વારમાં બાહારના દીવાનખાનામાં એવી તૈયારી કરીશ કે જેથી જે સાહેબોને તેમાં રેહેવું છે તેઓને વધારે સઘવડ થાય." "કાઉન્ટ સાહેબ, તમો તેઓના વાસ્તે આટલી તસ્દી ના લેતા; તેઓ એવા છે કે જેઓને કષ્ટને ન ગણકારવાની ટેવ પડેલીછે; અને ખરૂં કહુંછું કે હું ગેલીઓટીને જોવા ચાહું છું તે સિવાય આજ રાત્રે બીજા કોઇની સાથે સંદેસો ચલાવવો નથી જેથી તમને મળેલા હુકમને બાધ આવે." ક્રેવિસિઅરે જવાબ આપ્યો કે મારા સ્વામીનો એવો હુકમછે કે આપ ખુદાવંદના ઓરડાનો કબજો આપને પૂર્ણ આપવો.

"કાઉન્ટ ક્રેવિસિઅર, તમારા સ્વામી (જેને હું મારો સ્વામી કહું તેમાં વાંધો નહીં આવે) તે બહુ કૃપાળુછે. મારો મુલક વિસ્તારમાં કાંઇક ટુંકો થયોછે કેમકે હમણાંતો એક જુનું દીવાનખાનું અને એક સુવાની ઓરડી સિવાય બીજો કાંઇ કબજો રહયો નથી, તોપણ જે પ્રજા ધરાવવાનું હું હાલ અભિમાન કરી શકું તેને વાસ્તે તો પુષ્કળછે."

ક્રેવિસિઅર રજા લઇ ગયો તે પછી તરતજ પોહરેગીરો પોતપોતાની જગ્યાએ જતા, અને તેઓને અમલદારો તરફથી હુકમ મળતો તેમજ જેઓ પોહરા ઉપરથી મુક્ત થય

તેઓ. ઉતાવળે પગલાં ભરતા તેનો આવાજ સાંભળવામાં આવતો અંતે સૌ શાંત થઇ રહ્યું; અને જે એક પુરો અવાજ તેઓને કાને આવતો તે ધીમી વહેતી સોમ નદિ કિલ્લાની દીવાલને તળેથી નીચાણમાંથી જતો તેનો ઘુઘવાટ હતો. લુઇએ પોતાના રસાલાને કહ્યું "મારા સાથીઓ, દીવાનખાનામાં જાઓ. પણ ત્યાં પડી રહી ઊંઘ કાઢતા નહીં. તૈયાર થઇને રહેજો કેમકે આજ રાત્રે કાંઇ અગત્યનું કામ હજી બજાવવાનુંછે. આ હુકમ સાંભળી બીજાઓ જ્યારે સુવાના ઓરડામાં દાખલ થયા ત્યારે આલિવર અને ટ્રિસ્ટન દીવાનખાનામાં ગયા. ત્યાં બાલેફ્રે અને કોટવાલના બે માણસો રહ્યા હતા તેઓએ જોયું કે જેઓ બહારની બાજુએ હતા તેઓએ રસ્તા ઉપર રોશની કરવા અને તાપણી માટે પુરતાં લાકડાં મુકેલાં હતાં અને પોતાના ડગલાને શરીરની આસપાસ વીંટી જમીન ઉપર ઉદાસી અને બેચેનીસૂચક સ્થિતિમાં બેઠેલા હતા. આલિવર અને ટ્રિસ્ટનને એથી સારો ધંધો નહીં સૂજ્યાથી તેઓએ પણ એમજ કીધું, અને તેઓ જે વખતે દરબારમાં સુખચેનમાં હતા તે વખતે કદીપણ મિત્ર નહી હોવાથી આ વિચિત્ર અને ઓચિંતી આફત વખતે એક બીજા ઉપર વિશ્વાસ રાખવા એક સરખી રીતે નારાજી હતા તેથી એ આખું મંડળ ઉદાસી અને ચુપકીમાં બેઠું હતું. દરમ્યાન તેઓનો સ્વામી પોતાના ખાનગી ઓરડામાં એકાંતપણે એવી વેદનાઓ સહન કરતો હતો કે તેના હુકમથી જેઓને દુ:ખ પોહોંચેલું હતું તેનું સાટુ વળી રહે. તે ઓરડામાં આમ તેમ બેચેનીમાં ફરતો વારંવાર ચુપ થઇ ઉભો રેહતો અને પોતાના હાથ ભીડતો અને જે વ્યાકુળતા જાહેરમાં ફતેહમંદીથી દાબી શક્યો હતો તે હવે બાહાર પાડવા લાગ્યો; આખરે થંભી જઇ પોતાના હાથ મરડી જે બારી તે બુઢા નોકરના કહેવા પ્રમાણે ઓરડીમાં તેનાથી આગળ થઇ ગયલા રાજાનું ખૂન થયું હતું તેની સામે થઇ ઉભો અને રડતે રડતે પોતાની લાગણીઓને ભાંગા તુટા આત્મસંવાદથી જાહેર કરવા લાગ્યો. "ચાર્લ્સ ધી સિમ્પલ—ચાર્લ્સ ધી સિમ્પલ! અગિયારમાં લુઇ વિષે પછીની પ્રજા શું કહશે જેનું લોહી ઘણું કરી થોડાજ વખતમાં તારા દાઘને તાજો કરશે? મૂર્ખો લુઇ—ગાંડો લુઇ—દિવાનો લુઇ, એ બધા વચનો મારી અત્યંત બેવકુફી દર્શાવવા માટે બહુ નરમછે. અરે હું કેવો બુદ્ધિહીણ મૂઢમતિનો માણસ કે લીજના ઉધ્ધત રહેવાસીઓ જેઓને, ખોરાક જેમજ બલવો સ્વભાવિકછે, તેઓ શાંત રહેશે આર્ડિનીસનો જંગલી હેવાન એવો જે જુલમી અને લોહીનો તરસ્યો પોતાની હેવાનીયત ખસલતમાં પલવાર પણ અટકી રહેશે—એક જંગલી ગોધાને દલીલથી કારણો બતાવી અસર કરી શકીશ એવી અજમાયશ કર્યા વગર બરગંડીના ઠાકોરની સાથે એજ રીતથી સમજાવી લાભ કાઢીશ—એવું મેં ધાર્યું. પરંતુ તે લુચ્ચા મર્શિઅસને છટકવા દઇશ નહીં. એ બધું એના થકી અને પેલા નીચ પાદરી, ધિક્કારયોગ્ય બેલ્યુથી થયુંછે. જો કદી હું આ ભયમાંથી ઉગરી શકું તો મુખ્ય પાદરીની ટોપી એના માથા ઉપરથી ફાડીને કાઢી લઉં; જો કદી તેમ કરતાં તેની ખોપરી પણ સાથે ખેંચાઇ આવે તો ભલે! પણ

તે બીજો દગલબાજ મારા હાથમાંછે—એ ઊંઠ વૈદું કરનાર, શબ્દોથી કામ કાઢી લેનાર, તારાઓનું અવલોકન કરનાર, જુઠી જુઠી વાતોને ઉભી કરનાર ધુતારો, જેણે મને બંદીવાન કર્યો અને તેની સાથે મૂર્ખ બનાવ્યો તેને શિક્ષાએ પોહચાડવા હું હજી બાદશાહી શક્તિ અને ઓરડી રૂપી શેહનશાહત ધરાવુંછું! ગ્રહોનો સંયોગ! હા સંયોગ ખરો ત્રણ વખત બાફેલું મેંઢાનું માથું જો મુર્ખાઇ ભરેલું કહેવું કદાચજ માને તે હું સમજી ગયો એમ ધારવામાં મેં પૂરી બેવકુફી કરી. પરંતુ આપણે હમણાંજ જોઇશું કે એ સંયોગે ખરેખરૂં શું સૂચવ્યું હતું. પણ પ્રથમ તો મારે ભક્તિ કરવી.

* * * * *

ભક્તિ કરી પોતાનું અંતઃકરણ ચોખ્ખું કરી (અથવા બરાબર બોલીએ તો જેમ ગોરની ઉપર ચુનો લગાડી સફેદ કરવામાં આવેછે તેવી રીતે બહારથી શુધ્ધ કરી) બાદશાહે દીવાનખાનાના બારણાની બહાર ડોકું કાઢી લીબાલાફ્રે ને ઓરડીની અંદર બોલાવ્યો અને તેને કહ્યું "મારા ભલા સિપાહી તેં લાંબી મુદત સુધી મારી નોકરી બજાવી છે પણ તારા દરજ્જામાં થોડોજ વધારો થયોછે. અહીં આપણે એવી સ્થિતિમાં છઇએ કે હું જીવું અથવા મરૂં એ બેહુનો સંભવછે પણ એક કૃતઘ્ની માણસ તરીકે અથવા તો બની શકતું હોય તો કોઈ દોસ્ત કે દુશ્મન ને બદલો આપ્યા વગર મરી જવા ઇચ્છતો નથી. હવે મારે એક દોસ્તને ઈનામ આપવાનું છે એટલે કે તને અને એક દુશ્મનને યોગ્ય શિક્ષા કરવીછે, અને તે દુશ્મન પેલો નીચ દગાખોર લુચ્ચો માર્શિઅસ **ગેલીઓટી** જેણે જુઠું સમજાવી ઠગાઇ કરી જેવી મતલબથી કસાઇ ઢોરને કસાઇવાડામાં લઇ જાય તેવી રીતે મારો નાશ કરવાની દ્રઢ મતલબથી મારા કટ્ટા વેરીની સત્તામાં લાવી મને સપડાવ્યો." બાલાફ્રે કહ્યું "જોકે દેખાવમાં જરા ડોંગોછે, તોપણ લોકો કહેછે કે લડવામાં એ શૂરોછે તેથી એ બાબત ઉપર હું એને યુધ્ધામંત્રણ કરીશ. બરગંડીના ઠાકોર શૂરવીરોનો એવો તો સ્નેહી છે કે થોડા વખતમાં અમને મેદાન પડવાની રજા આપશે એવી મારી ખાત્રી થાયછે; અને જો તે વખતે આપ જીવતા હશો અને એ તમાશો જોવા સ્વતંત્ર હશો તો આપની તરફથી એની સાથે લડતાં આપ મને જોશો અને એ ફિલસુફ ઉપર જેવું વેર લેવા આપનું અંતઃકરણ ઇચ્છેછે તેવું વેર હું લઇશ."

હું તમારી બહાદુરી અને તમારી વફાદારી માટે જશ આપુંછું પરંતુ આ દગલબાજ લુચ્ચો લડવામાં બહુ શૂરોછે અને હું મારા બહાદુર સિપાહીની જીંદગી જોખમમાં નાખવા ઇચ્છતો નથી." "ખુદાવંદ જો એના કરતાં પણ સરસ માણસની સામે થવા હું હિમ્મત નહ કરૂં તો હું બહાદુર સિપાહીજ નહી. એક જાડો આળસુપાડો જેણે આખી જીંદગી લખવા વાંચવામાં ગુજારેલી અને હું કાળા અક્ષરને કૂટીમારૂં તેવો જો એનાથી બીહીજાઉં તોકેવું રૂડું દેખાય

"ગમે તે હોય તે છતાં બાલાક્રે મારી એવી ઇચ્છા નથી કે તને જોખમમાં નાખું અમે એ દગલબાઝને હુકમ કરી તેડાવ્યો છે; અમારી એવી ઇચ્છાછે કે જેવી તને તક મળે કે તરતજ એની સાથે બાઝી પડવું, અને એના હૃદયની અંદર ફટકો મારવો—તું સમજ્યો કે?" "હું સમજ્યો તો ખરો, પરંતુ, ખુદાવંદ, એ બાબત મારા ચાલુ મહાવરાથી તદન જુદીજ છે. હું, આપને માટે કુતરો મારવો હોય તો, તેને પણ માત્ર જોશ ભરેલો હુમલો, દોડ, અથવા તો એવોજ કોઇ અવસર હોય તે સિવાય મારી શકું નહીં.

ખચિત, તારૂં હૈયું કોમળછે એવો તો દાવો કરવા માંગતો નથી? તું ઘેરા અથવા હલ્લા વખતે અગ્રેસર થયોછે અને હું સાંભળુંછું કે કઠણ હૈયા અને ખૂની હાથથી જે મજા અને ફાયદા મેળવી શકાયછે તેને વાસ્તે તું અતિ આતૂર રહેછે."

"મારા સ્વામી આપના દુશ્મનોના હાથમાં તલવાર હોય તો હું તેમનાથી કદી ડરતો નથી, અથવા તો તેમના ઉપર દયા ખાતો નથી; અને કિલ્લા ઉપર હલ્લો કરવો એતો મરણીઆ થવાની બાબતછે અને તેની અંદર જે જોખમોછે તેથી માણસનું લોહી એવું ઉકળી આવેછે કે કલાક બે કલાક સુધી તો તે શાંત પડે નહીં—હલ્લો કરી રહ્યા પછી લૂંટ ચલાવવાની વાજબી છૂટ હું જેને કહુંછું તે એ. ઇશ્વર અમ ગરીબ સિપાહીઓ ઉપર દયા કરે—જેઓ પહેલાં ભયથી ગાંડા બની જાયછે અને પછી જયના મદવડે તેથી પણ વધારે ગાંડા બની જાયછે. જો એ નજુમી, દગલબાઝ હોય તો એને દગલબાઝનું મોત ભોગવવા દો—હું એમાં કોઇ રીતે વચ્ચે પડવાનો નથી. આપની પાસે કોટવાલ અને તેના બે માણસો બહારછે તેઓ મારા જેવા ખાનદાનના એક સ્કોટીશ ગૃહસ્થ કરતાં એ કામને વધારે લાયકછે."

"તમે ઠીક કહોછો, પણ એટલું તો તારે કરવું જોઇએ કે વચ્ચે કાંઇ હરકત આવી પડે તેનો અટકાવ કરવો; અને મારી એ સૌથી વાજબી ટેપ અમલમાં આવે તેના વાસ્તે તારે તપાસ રાખવી." "આખું પેરોન સામે થશે તોપણ હું તેમ કરીશ. ખુદાવંદ, જે બાબત વાજબીછે એવું મારા અંતઃકરણને સમજાવી શકું તે બાબતમાં મારા પ્રજા ધર્મ વિષે આપે શંકા રાખવી નહીં; અને હું ખાત્રીથી કહુંછું કે એ અંતઃકરણ મારી પોતાની સગવડ માટે સારીપેઠે મોકળું રાખ્યુંછે—એટલું હું જાણુંછું કે આપને ખાતર મેં એવાં કેટલાંક કૃત્ય કર્યાંછે, જે બીજા કોઇના ખાતર કરવા કરતાં મારા પોતાના ખંજરથી મરવાનું પસંદ કરૂં."

"તે કહેવાની હાલ જરૂર નથી; ધ્યાન રાખ જયારે ગેલિઓટીને દાખલ કરવામાં આવે અને બારણું બંધ કરવામાં આવે ત્યારે તારૂં હથિયાર ધરી ઓરડાની અંદરની બાજુએ બારણા આગળ ચોકી કરવી અને કોઇને પણ અંદર ઘુસવા ન દેવો; એટલુંજ

તારે કરવાનું છે. જા અને કોટવાલને મારી પાસે મોકલ."

બાલાફ્રે હુકમ મુજબ ઓરડી છોડી ગયો અને થોડી મિનિટ પછી ટ્રિસ્ટન હરમાઇટ દીવાનખાનામાંથી દાખલ થયો. બાદશાહે પૂછયું "દોસ્ત ભલે આવ્યો; આપણી સ્થિતિ વિષે તું શું ધારેછે?" "જો ઠાકોરના તરફથી માફીનો હુકમ નહીં આવે તો, જે માણસોને મોતની ટેપ મળેલી હોય તેઓના જેવી સ્થિતિ આપણીછે." બાદશાહે ભયંકર અને બિહામણા હાસ્યથી કહ્યુ" માફી મળે કે ન મળે જેણે આપણને આ ફાંસામાં સપડાવ્યો તેને બીજી દુનિયામાં આપણે વાસ્તે મકાન લેવા કાસિદ તરીકે મોકલશો. ટ્રિસ્ટન, તેં બહાદુરી ભરેલાં ન્યાયના કામો ઘણા કર્યાં છે—પરંતુ તેં જો છેલું કામ બજાવ્યું તોજ બધું બજાવ્યું; અંત સુધી તારે મારે મદદ કરવી જોઇએ. "ટ્રિસ્ટને કહ્યુ "ખુદાવંદ, હું કરીશ; હું જોકે સાદો માણસછું તોપણ નિમકહલાલ છું. આ મકાનની અંદર અથવા બીજે કયાં હું મારૂં કામ બજાવીશ; અને જયાંસુધી મારામાં હૈયાતીનો દમછે ત્યાં સુધી આપનો શિક્ષા હેતુ માટેનો હુકમ વ્યર્થ જશે નહીં; અને આપે કરેલી નશિક્ષાનો ઠરાવ અક્ષરે અક્ષર આપ પોતાના તખ્ત ઉપર બેઠા હો તેવીજ રીતે બજાવવામાં આવશે: અને તેને માટે જો તેઓની મરજી હોય તો કલાક પછી ભલે મારૂં કામ પુરૂં કરે, હું તેની દરકાર કરતો નથી." લુઇએ કહ્યું "મારા પ્રિય સોબતી તારી પાસેથી બરાબર એટલીજ મેં વકી રાખી હતી. પરંતુ તને પુરતી મદદ મળી શકે એવુંછે? દગલબાજ બળવાનછે અને શરીરે પુષ્ટછે અને ખચિત મદદને માટે બૂમો મારશે. સ્કાટ તો માત્ર બારણા ઉપરજ ચોકી કરશે અને એટલું પણ ભલું કે ખુશામદથી એનું મન રાજી કરી હું એટલું એને સમજાવી શકયો; તેમ આલિવર, જુઠાઇ ખુશામદ અને જોખમ ભરેલી સલાહ આપવા સિવાય બીજી બાબતોમાં નકામોછે. હું ધારૂંછું કે ફાંસીનું દોરડું બીજા કોઇના વાસ્તે વાપરે તેના કરતાં એ પોતેજ એક દિવસે એને પાત્ર થશે એવો વધારે સંભવછે. તું ધારેછે કે કામ ત્વરાથી નક્કી થાય તેના વાસ્તે માણસો અને સાધનો પુરતાંછે.? મારી સાથે ટ્રાઇએસચેલિસ અને પિટિએનડ્રીછે એ લોકો પોતાના કામની અંદર એવા પ્રવિણછે કે ત્રણ જણની અંદરથી એક જણને એવી રીતે ફાંસી દે કે તેના બે સોબતીઓને કળજ ન પડે; અને અમે બધાએ આપ ખુદાવંદની જોડે મરવાનું નક્કીજ કરી રાખ્યુંછે કેમકે અમે જાણીએ છઇએ કે આપ કૂચ કરી ગયા એટલે અમારો દમ પણ પૂરો થઇ રહયો. પણ હાલનો આપણો કિયો શિકારછે, મરજી હોયતો કહો. ખુદાવંદ, જે માણસ મારા કબજામાં આવવાનોછે તેના વિષે ચોકસ રહેવા હું ઇચ્છું છું; કેમકે અવાર નવાર ખરા અપરાધીને બદલે જેણે આપને કાંઇ અપમાન આપ્યું નહીં હોય તેવા એક પ્રમાણિક મજૂરને લટકાવી મુકતો; અને તે વિષે આપે મને કોઇ કોઇ વખતે યાદ આપ્યુંછે."

"બરાબર, ખરૂં, ટ્રિસ્ટન. જાણ ત્યારે, અપરાધી થયેલો પુરૂષ માર્શિઅસ ગેલીઓટીછે. તું ચમકી જાયછે, પરંતુ હું કહુંછું તેમજછે. એ લુચ્ચો મને આડું અવળું સમજાવી અહીં આપણે બધાને લાવ્યો છે જેથી કરીને બરગંડીના ઠાકોરના હાથમાં આપણે આશ્રય વગર આવી ગયા." "આપણે વેર લીધા વગર મુકવાના નથી. મારી જીંદગાનીનું એ છેલ્લું કૃત્ય હોય તોપણ એને સજ્જડ ડંખ મારીશ. કદી એક ક્ષણ પછી મારા કટકે કટકા થઇ જાય તેની હું દરકાર કરતો નથી."

"તારામાં નિમક હલાલીનો કેવો જુસ્સોછે તે હું જાણુંછું સજ્જનોની પેઠેજ તુંપણ તારી ફરજ બજાવવાને ખુશાલી સમજેછે. મધ્ય યુગના તત્વજ્ઞાનીઓ કહી ગયાછે કે નેકી કરવી તેમાંજ તેનો બદલો રહેલોછે. પણ જા **પાદરીઓને** તૈયાર રાખ કેમકે ભોગ થનાર પાસે આવેછે." "મારા કૃપાળુ સ્વામી, શું આપની એવી મરજીછે કે આપની રૂબરૂમાં એ કામ થાય?" લુઇએ એ માગણી નાકબૂલ રાખી પણ જેવો નજુમી ઓરડી છોડી જાય તેવોજ વખતસર હુકમ અમલમાં આવે તે માટે બરાબર સામગ્રી કરી રાખવી એવી કોટવાલને આજ્ઞા આપી બાદશાહે કહ્યું "કોટડી છોડી જાય એમ કહુંછું તેનું કારણ એકે એ લુચ્ચાની મારે હજી એકવાર મુલાકાત લેવીછે, જોઉંતો ખરો જે સ્વામીને એણે ફાંદામાં ફસાવ્યો તેની તરફ કેવી રીતની વર્તણુક રાખેછે. મોત ઢુંકડું આવેછે તેના ભયથી એના લાલચોળ ગાલમાંથી રંગ ઉડી જાય અને જે એની આંખ જુઠું બોલતી વખતે હાસ્ય કરતી તેને ઝાંખી પડતી જોવા હું ઇચ્છુંછું. અરે એની સાથે જેણે એની ભવિષ્ય વાણીને ટેકો આપ્યો તેપણ હોય તો કેવું સારૂં! પણ જો આમાંથી ઉગારો થાય તો એ પાદરી સાહેબની કમબખતીજ સમજવી. **રોમ** પણ એને કવચિતજ બચાવી શકશે. કેમ, તું ઉભો શામાટેછે? તારા માણસોને તૈયાર રાખ. એ સોદો અબઘડી આવી લાગશે. તે ધાસ્તી ખાઇ ન આવે એમ નહીં બને એવું હું ઇશ્વર આગળથી માંગી લઉંછું, નહીંતો ખરેખર નિરાશ થવું પડશે. ટ્રિસ્ટન જા; જયારે કામ કરવાનું હોયછે ત્યારે આવડું આળસ મેં તારામાં કોઇવાર જોયું ન હતું." "સામું, ખુદાવંદ આપ એમ કહેતા હતા કે તું જોઇએ તે કરતાં વધારે ઉતાવળ કરેછે, મારી મતલબને બરાબર સમજતો નથી અને કોઇ ખોટાજ આસામી ઉપર કામ બજાવી આવેછે. હવે ખુદાવંદ આપની, ઇચ્છા હોય તો આપ જયારે ગેલિઓટીથી જુદા પડો ત્યારે કામ બજાવવું કે નહીં તે વિષે કાંઇમને સંકેત કહો. એકાદ બે વાર આપે વિચાર ફેરવ્યો છે એવું હું જાણુંછું અને અત્યંત ઉતાવળ માટે આપે મને ઠપકો પણ દીધોછે." "અરે વહેમી હેવાન હું તને કહુંછું કે મારો નિશ્ચય ફરવાનો નથી; પણ તારો શક દૂર થાય તે માટે કહુંછું કે એ હરામખોરથી જુદો થતી વખતે જો હું એમ કહું કે **"ઇશ્વર આપણે સાથેછે"** તો તારે કામ ચલાવવું પણ જો હું કહું **સમાધાની સાથે જાઓ** તો તારે સમજવું કે મેં મારો વિચાર ફેરવ્યોછે.

જે બાબતો મારા ખાસ ધંધાથી એલાહેદીછે તેમાં મારૂં મગજ બહુ ઠોઠછે. સણુર કરો, હું ફરીથી કહી જાઉંછું—જો તમે એને એમ ફરમાવો કે 'સાબાધાનીથી જાઓ' તો મારે એનું કામ પુરૂં કરવું. નહીં વારૂ?

"નહીં નહીં, મૂર્ખ નહીં. જો એમ કહુંતો તારે એને વગર હરકતે જવા દેવો; પણ જો એમ કહું કે ઇશ્વર આપણે માથેછે તો જે ગ્રહો જોવામાં એ આવો કુશળછે તેની નજીક બે ત્રણવાર ઊંચો લાવી મુકવો." "એમ કરવાના મારી પાસે સાધન હોત તો ઠીક." "કાંઇ ચિંતા નહી ગમે તો એને ઊંચો લાવી મુક, ગમે તો નીચો પાડી નાખ." "પણ એનું શરીર—તેનું કેમ કરવું?"

"મને જરા જોવા દો. દીવાનખાનાની બારીઓતો બહુજ સાંકડીછે, પરંતુ આ બહાર નિકળી આવેલા ઝરૂખાથી કામ ચાલશે. આપણે એને સોમ નદીમાં ઉથલાવી મુકશું અને તેની છાતીની ઉપર કાગળ મુકી તેની અંદર આવી રીતનો લેખ લખીશુ. **'બાદશાહના ન્યાયને વગર જકાતે પસાર થવા દેવો.'** ઠાકોરના અમલદારો હિમ્મત ચલાવે તો જકાત માટે ભલે એ ચારને પકડી લે."

કોટવાલ લુઇની ઓરડી મુકી ગયો અને પોતાના બે મદદનીશને મોટા દીવાનખાનામાં તોપ વાસ્તે એક બાંકુ પાડેલું હતું ત્યાં મસલહત માટે બોલાવ્યા. એ ઠેકાણે ટ્રાઇબ્સિસચેલિસે રોશની માટે દેવાલ સામે એક મસાલ ઉભી કરી, તેઓ ધીમે સાદે વાતચિત ચલાવવા લાગ્યા. આલિવર ઉદાસીમાં ગરકાવ થયલો દેખાતો હતો તેથી તેઓ તરફ એનું ધ્યાન ન હતું અને લાબેલાફ્રે ભર ઊંઘમાં પડ્યો હતો.

કોટવાલે પોતાના જલ્લાદોને કહ્યું "સાથીઓ, તમે કદાચ એમ ધાર્યું હોય કે આપણા ધંધાનો છેડો આવી રહ્યો, અથવા, આપણે એ કામ બજાવીએ તેના કરતાં બીજાઓ આપણા ઉપર એજ કામ બજાવે તેનો વધારે સંભવછે એવો ખ્યાલ તો તમારા મનમાં આવ્યોજ હશે. પણ મારા મિત્રો, હિમ્મત પકડો આપણા કૃપાળુ સ્વામીએ આપણા અધિકારને લગતું એક ઉતકૃષ્ટ કામ આપણે માટે પાછળ રાખ્યુંછે. અને ઇતિહાસમાં તમારે નામ અમર રાખવું હોય તો એ કામ તમારે બહાદુરીથી બજાવવું."

ટ્રાઇએસચેલિસે કહ્યું "વાત કેમછે તે હું અટકળ કરી શકુંછું. આપણો મુરબ્બી અસલી રોમના કૈસરો જેવોછે. તેઓ મહા સંકટમાં આવી પડે ત્યારે પોતાના ન્યાયને અમલમાં લાવનારા અધિકારીઓમાંથી કોઇ પંકાયલા પુરૂષને પસંદ કરેછે જેથી કરીને તેઓના પવિત્ર અંગને આપણા ધંધાના કોઇ શિખાઉ અથવા ભુલાચુકાની અનાડી કોશેશ

થી કષ્ટ થતો અટકે. મૂર્તિપૂજકોમાં એ રવૈયો બહુ સાધારણ હતો પણ એક ભલા કાથલીક તરીકે મને મહા ધર્મી ખ્રિસ્તી રાજા ઉપર હાથ ચલાવતાં જરા સંદેહ પોંહચેછે."

પેટી એન્ડ્રિયુએ કહ્યું "ભાઇ તું તો હમેશ એવા સંશયીજ રહી ગયો. જો એ પોતે પોતાને ફાંસીએ ચઢાવવા માટે હુકમ કરે અને વારંટ આપે તો હું નથી સમજતો કે આપણે તેમાં કેમ વાંધો લઇ શકીએ; કેમકે એ આપણી ફરજજછે. જે રોમમાં રહે તેણે પોપની તાબેદારી કરવી જોઇએ. કોટવાલના માણસોએ પોતાના સ્વામીની આજ્ઞા પાળવી જોઇએ અને કોટવાલે બાદશાહની પાળવી જોઇએ."

કોટવાલે કહ્યું "હરામખોરો, ચપ કરો એ બાબત કાંઇ બાદશાહના અંગ સંબંધી નથી; એતો માત્ર પેલા યુનાની મૂર્તિપૂજક અને જાદૂગર માર્શિઅસ ગેલીઓટીને લગતીછે." પેટીએનડ્રૂએ કહ્યું "ગેલીઓટી! એતો ઠીકછે. જે જે ખેલાડી મેં જોયાછે તેઓ બધા પોતાની જીંદગી તંગ દોરડા ઉપર નાચવામાં ગુજારેછે અને અંતે એકાદ દોરડાને છેડે છેવટ છલંગ મારીને છેવટને ઠેકાણે પહોંચેછે."

ટ્રાઇએસચેલિસ ઊંચી નજર કરી કહ્યું "મને ચિંતા માત્ર એ થાયછે કે ગરીબ બિચારો પોતાના પાપ કબૂલ કર્યા વગર મરી જવાનો." "ચુપ ચુપ એતો હડહડતો મૂર્તિપૂજક અને જાદુગરછે. પાદરીઓનું આખું મંડળ એને મુક્ત કરી શકે નહીં. ઉપરાંત જો એની મરજી એમજ થઈ ગઇ તો દોષશ્રવણગુરૂ તરીકે ટ્રાઇએસચેલિસ તું એની ખિદમત કરી શકે, એવી શક્તિ તને ઇશ્વરે બક્ષેલીછે. પણ મારા મિત્રો વધારે અગત્યનું તો એછે કે રખેને તમને તમારા ખંજર વાપરવાં પડે, કેમકે તમારા ધંધાના મ્હાવરાની જોઇતી જોગવાઇઓ અહીં તમારી પાસે નથી."

ટ્રાઇએસચેલિસે કહ્યું "ઇશ્વર ન કરે કે બાદશાહી આજ્ઞા થાય તે વખતે હું મારા હથિયાર રહિત હોઉં. સેન્ટ ફ્રાન્સિસનું દોરડું હમેશ મારા અંગની આસપાસ હું રાખુંછું તેને ચોવડુ કરી અને તેને દૂરને છેડે ખાસો મજાનો ફાંસો કરી રાખુંછું." પેટી એનડ્રૂએ "કહ્યું અને મને પૂછતા હો તો મારી કોથળીની અંદર હમેશ એક નાનો લાકડાનો પોહોળો કકડો અને તેની સાથે કપ્પી રાખુંછું; અને વળી કદાચ આપણે એવે ઠેકાણે પ્રવાસ કરીએ જ્યાં ઝાડો મળવાં મુશ્કેલ હોય અથવા તો બહુ ઊંચી ડાંખળી વાળાં હોય તો ત્યાં કપ્પી મહકમે બેસાડવાને વાસ્તે સાથે એક મજબૂત પેચનો ખીલો રાખુંછું. આથી મને ઘણી સગવડ માલમ પડીછે." કોટવાલે કહ્યું "ઠીક એથી કામ સારી રીતે ચાલશે. દરવાજાની ઉપર પેલું બારવટીઊંછે તેમાં સ્કુથી તમારે કપ્પીને જડવી અને તેના ઉપરથી દોરડું નાખવું. એ જગ્યા આગળ હું એને વાતે લગાડીશ એટલામાં તમારે એની હડપચી હેઠળથી ફાંસો ગોઠવી લેવો અને પછી ચટ"—પીટી એનડ-

રૂએ કહ્યું "પછી દોરડું ઉપર ખેંચી લેવું અને પછી જો જો આપણા નજુમી આકાશની અંદર એટલે દૂર જશે કે પૃથ્વી ઉપર તેનો પગ પણ ઠરશે નહીં." ટ્રાઇએસચેલિસે ધુમાડિયા તરફ જોઇ કહ્યું "આ ભલો માણસ આપણને કાંઇ મદદ નહીં કરશે? આપણા ધંધાની જરા બ્હોણી નહીં કરેકે?" કોટવાલે કહ્યું "ચપ,. નહીં. હજામ તો માત્ર ઇજા પહોંચાડવાની યોજના કરી રાખેછે. અને તેને અમલમાં લાવવાનું કામ બીજાઓને સોંપેછે. અને પેલો સ્કાટતો કામ ચાલુ થશે તે વખતે પોહરો ભરશે. એ કરતાં વધારે ભાગ લે એવી ચાલાકી કે હિમ્મત એનામાં નથી. **જેનુ કામ તેનાથી થાય**.

બંધીવાન રાજાએ ગેલીઓટીને જે ટીપ મારી હતી તેને અમલમાં લાવવા વાસ્તે આ લાયક જલ્લાદો અત્યંત ચંચળાઇથી એટલુંજ નહીં પણ પોતાની જોખમ ભરેલી સ્થિતિનું ભાન મધુર કરી દે એવી ધંધાને લગતી ખુશાલીથી તેઓએ કોટવાલ ના હુકમ મુજબ કાપી અને દોરડું ગોઠવી રાખ્યું અને જાણે મનમાં મગન થત હોય કે તે છેલ્લું કૃત્ય પણ તેઓની ગુજરેલી જીંદગીને અનુસરતું છે તેવા દેખાવા લાગ્યા. ટ્રિસ્ટેન હરમાઇટ સંતોષથી તેઓનો કારભાર જોતો રહયો. પરંતુ ઓલિવરે તો તેઓની તરફ જરા પણ લક્ષ ન આપ્યું, અને ડયુકોવીકલેસલી આ ધામધૂમથી જાગૃત થયે તેઓની તરફ નજર પડી તો, તે એમ સમજે કે એ કામ સાથે મારે કાંઇ લાગતું વળગતું નથી અને તેને માટે હું કાંઇ જવાબદાર પણ નથી.

---

# પ્રકરણ ૨૯ મું.

## સામું આળ.

લુઇએ માર્શિઅસ ગેલીઓટીને ખોળી કાઢવા માટે જે હુકમ આપ્યો (અથવા ખરાબર કહીએ તો અરજ કરી કેમકે બાદશાહ છતાં તે એવી સ્થિતિમાં હતો કે તે મશ્ખરાને માત્ર અરજજ કરી શકે) તેને તાબે થઇ કામ કરી આપવામાં તેને કાંઇ મુશ્કેલી જણાઇ નહીં; કારણ કે પેરીસના જે સૌથી સરસ **ટાવરનમાં** પોતે વારંવાર જતો હતો ત્યાં ચાલ્યો. જે પ્રવાહી પદાર્થવડે બીજાઓની મગજ શક્તિ તેની પોતાની મગજ શક્તિની સમપાયરી ઉપર આવી રહે તેનો તે ભારે શોકીન હતો. ત્યાં ગયો એટલે તેણે જાહેર દારૂ પીવાના એક ઓરડાના ખૂણામાં ગેલીઓટીને એક સ્ત્રી સાથે

ખૂબ વાત કરતો દીઠો. એ સ્ત્રીને **એશિઆનો** અથવા તો **મૂર** લોકોના જેવો પોશાક પેહેરેલો હતો અને જેવો તે આવ્યો તેવીજ તે ઉઠવા લાગી. તે બોલી " આ વાત ખરીછે એમ તમારે પકો ભરોસો રાખવો. " એમ કહી તે બીજા ઓરડામાં જુદી જુદી મેજ આગળ જે લોકોના ટોળાં બેઠાં હતાં તેઓની સાથે ભળી ગઇ. મસ્ખેરાએ દખાવ દઇ કહ્યું "પિત્રાઇ ફિલસુફ, ઇશ્વર એક પહરેગીરને જેવો મુક્ત કરેછે તેવોજ તેની જગાએ બીજાને મોકલીદેછે; મૂર્ખી ગઇ કે હવે મૂર્ખો આવ્યો. હું તમને ફ્રાન્સના લુઇને ઉતારે લઇ જવા આવ્યોછું. " માર્સિઅસે તેની તરફ ચંચળાઇથી નિહાળી જોઇ, જોકે અમે આગળ કહી ગયા તેમ એ મસ્ખેરો બાહારના દેખાવ ઉપરથી જણાઇ આવે તેવો એનો પોશાક ન હતો, તોપણ તેને ઓળખી કાઢ્યો, અને કહ્યું "શું તું કાસિદ થઇને આવ્યો છે ?" લીગ્લોરીઓએ જવાબ દીધો "હા સાહેબ અને જ્યારે એક શક્તિવાન માણસ વિદ્વાનને બોલાવવાની અરજ કરવા મૂર્ખને મોકલે ત્યારે તેમાં કાંઇક ખરાબી જેવુંછે એવું તમારે નક્કી સમજવું જોઇએ. ગેલીઓટીએ કહ્યું "આવે મોડે વખતે અને આવી રીતનો કાસિદ મને બોલાવવા આવતાં હું નાપાડું તો કેમ ?" ગ્લોરીઓએ કહ્યું "જો એમ કરો તો અમે તમારી સગવડ બરાબર સાચવીશું અને તમને ઉપાડી જઇશું; ક્રેવિસિઅરે એટલા માટે મારી સાથે અડધી કુંડી મજબૂત બહાદુર બરગંડીઅન ૧ ચોમેનો આપ્યાછે; તેઓ બારણા આગળ ઊભાછે. તમારે જાણવું જોઇએ કે લુઇએ, જોકે ગધેડો બની પોતાનું તાજ અમારા કબજામાં આપ્યું તોપણ મેં અને મારા દોસ્ત બરગંડીના ડાકોરે તે લઇ લીધું નથી, પણ માત્ર કાનસ લગાડી થોડુંક છોલી નાખ્યુંછે; અને જોકે તેનું કદ ઘટીને તાસકપકી જેવડું થઇ રહ્યુંછે તોપણ હજી તે ચોખ્ખું સોનુંછે. સ્પષ્ટ રીતે બોલું તો તેના પોતાના લોકોપર-તેમાં તમારો સમાવેશ થાયછે-તે હજી સર્વોપરીછે અને પેરોનના કિલ્લા માંહેલા જુના દીવાનખાનાનો એ મહા ધર્મિ રાજાછે અને ત્યાં તમે તાબેદાર પ્રજા તરીકે તરતજ જવાને બંધાયલાછે. " માર્સિઅસ ગેલીઓટીએ જોયું કે છટકી જવું તો મુશ્કેલછે તેથી લીગ્લોરીઓ સાથે ચાલી બોલ્યો " સાહેબ હું તમારી સાથે ચાલુંછું." "હા સાહેબ એ તમે ઠીક કરોછો, કારણ કે જેમ પીંજરામાં રાખેલા કોઇ વૃધ્ધ ભુખે મરતા સિંહને તેના ખખ્ખ થઇ ગયલા જડબાંને કસરત આપવા માણસો અવાર નવાર એકાદ વાછરડી ધીમે ધીમે ચાવવા સારૂ અંદર ધોંચી દેછે તેવી રીતની વર્તણુક અમે અમારા સગા પ્રત્યે રાખીએ છઇએ."

"શું તારા કહેવાને એવો હેતુછે કે મારા શરીરને ઇજા પહોંચાડવા બાદશાહ ધારેછે?" "નહીં, એ વાતતો મારા કરતાં તમે વધારે અટકળી શકો ; કેમકે રાત્રિ વાદળવાળીછે તોપણ મારી ખાત્રીછે કે તમે ધુમસની આરપાર તારાઓ જોઇ શકોછો. હું એ બાબત વિષે કાંઇપણ નથી જાણતો, બાકી મારી મા મને હમેશ શિખામણ આપતી કે ઉંદરીઆમાં

૧ જુઓ ભાગ પેહેલો પાનું ૫૩ મુ

પકડાયલા ખુદા ઊંદરની નજીક જતાં સંભાળ રાખવી કેમકે તે વખતે કરડવાને જેવો એ તત્પર રહેછે તેવો કોઇ વખતે રહેતો નથી.”

નજુમીએ વધારે સવાલો પુછ્યા નહીં. અને લીગ્લોરીઓ જ્યાંસુધી ફિલસુફને પેરોનના કિલ્લાના દરવાજા આગળ પહેરેગીરોને હવાલે નહીં કર્યો ત્યાંસુધી મસ્ખરાઓની રીતિ મુજબ કઠોર અને મૂર્ખાઇ ભરેલા વચનો મિશ્રકરી પોતાનું જંગલી ભાષણ સપાટા બંધ ચલાવતોજ ગયો. ત્યાંથી એક ચોકીબાન પાસેથી થઇને બીજા ચોકીબાન આગળ એવી રીતે આખરે તેને હર્બર્ટના ટાવરની અંદર દાખલ કરવામાં આવ્યો. મસ્ખરાએ જે માર્શિઅસ ગેલીઓટીને ઇશારા કર્યા હતા તે કાંઇ તેણે વ્યર્થ જવા દીધા નહીં. અને ટ્રિસ્ટેનનો દેખાવ અને તેની રીતભાત ઉપરથી એ બાબતને ટેકો મળતો હોય એવું કાંઇક એને જણાયું. ટ્રિસ્ટને જે ઢબથી તેને બોલાવ્યો અને બાદશાહના સુવાના ઓરડા માં દાખલ કર્યો તે કાંઇક હાનિચિંતક, ક્રોધદર્શક, અને અશુભસૂચક હતી. તે આકાશી પદાર્થોનો પણ બારીક અવલોકન કરનારો હોવાથી કપ્પી અને દોરડું તેની નજર ચુકાવી શક્યા નહીં; અને તે વખતે દોરડું હિલતું હતું તેથી તેણે અનુમાન કર્યું કે કોઇ ક તે ગોઠવવામાં રોકાયલો હતો અને મારા ઓચિંતા આવવાથી તે થંભી રહયોછે. એ બધું એણે જોયું અને માથે ચઢી આવેલા ભયમાંથી છટકી જવા યુક્તિ સોચવા લાગ્યો, અને નિર્ણય કર્યો કે જો મારી કળા કામ ન લાગી તો, ગમે તે હુમલો કરવા આવે તેની સામે છેક સુધી બચાવ કરવો. આવી રીતે નિર્ણય કરી અને પોતાના નિશ્ચયને અનુકુળ આવે એવો દેખાવ અને તેવી ચાલ ધારણ કરી, માર્શિઅસ, લુઇ આગળ હાજર થયો. પોતાની ભવિષ્ય વાણી નિષ્ફળ થઇ તેથી જરાપણ શરમાયા વગર અને રાજાનો ક્રોધ અને તેનાથી જે પરિણામ થવાનો સંભવ હતો તેથી ડરી ન જતાં પૂર્વ તરફના લોકોના રેવાજ પ્રમાણે બહુ નમી ને સલામ કરી ગેલિઓટી બોલ્યો “દરેક શુભ ગ્રહ આપ ખુદાવંદને અનુકુળ થાઓ અને દરેક અશુભ નક્ષત્રની અસર મારા રાજકીય સ્વામીથી વેગળી રહો.”

બાદશાહ બોલ્યો “હું ધારૂં છું કે આ ઓરડાની આસપાસ નજર કર્યાથી અને તે કિયે સ્થળેછે અને તેના ઉપર કેવી રીતના ચોકી પહેરાછે તેનો વિચાર કર્યાથી મારા અનુકુળ સિતારાઓ બેવચની ઠર્યાછે અને દરેક અશુભ સંયોગે મારી સાથે બની શકે એટલી ખરાબી કરીછે, એ વાત તમારી અક્કલમાં ઉતરશે ! માર્શિઅસ ગેલીઓટી, કેવી કેવી ખાત્રી આપી તું આ ઠેકાણે મને લલચાવી લાવ્યો તે યાદ કરી મને એક કેદી તરીકે અહીં જોઇને **તું** શરમાતો પણ નથી ?” “ મારા રાજકીય સ્વામી **તને** શરમ થતી નથી ? શાસ્ત્રમાં તું એટલો આગળ પડયોછે, તારી સમજ શક્તિ આવી તીવ્ર, તારો કદી બંધ ન પડે એવો ઉદયોગ તેમ છતાં જેમ એક કાગડો હથિયારના સેહેજ ખડખડાટથી નાસી જાય તેમ તું દૈવની પેહેલીજ ધમકીથી પાછી પાની કરેછે ? જે ભેદાથી માનવી, વિકારો, આફતો, વેદનાઓ અને જીંદગી

ના બળાપાથી ઊંચેપદ ચઢી શકે તેવા ભેદામાં તું ભાગ લેવા માંગેછે અને વળી સંકટના પહેલા દબાણથી પાછો હટેછે, અને જે માન ભરેલા ઇનામ માટે ઉમેદવાર થઇ બહાર પડયોછે, તેના માર્ગથી કોઇ બીધેલા શરત રમનારની માફક છાયા જેવા અને અવસ્તુ માઠા બનાવથી ડરી જાયછે?"

"છાયાજેવા અને અવસ્તુ! તું કેવો નિર્લજ! શું આ બંદીખાનું અવસ્તુછે? શું મારા ધિક્કાર પામેલા દુશ્મન બરગંડીના ચોકીખાનોના હથિયાર, જેનો ખણખણાટ તેં દરવાજા આગળ સાંભળ્યો હશે, તે શું બધા પડછાયાજ છે? અરે દગલબાઝ, કેદખાનું, પદભ્રષ્ટથવું, અને જીંદગીના ભય એ જો નહીંતો બીજા ખરેખરા માઠા બનાવ કિયાછે?"

"અજ્ઞાન, અજ્ઞાન, મારા ભ્રાતા, અને વહેમ એજ માત્ર ખરેખરી આફતોછે. ખરૂં માનજે, જે બાદશાહો ગમે એવા બળવાન હોય પરંતુ અજ્ઞાન અને વેહેમની અંદર જો ડૂબેલા હોય તો જે પંડિતો કેદખાનામાં પડયા હોય, ખરેખરી સાંકળોથી દબાયલા હોય, તેના કરતાં ઓછા સ્વતંત્રછે. આ સાચા સુખનો તમને રસ્તો બતાવવો એ મારો ધર્મછે અને મારા બોધને લક્ષપૂવક શ્રવણ કરવો એ તમારો ધર્મછે."

બાદશાહે કઠોરપણે કહ્યું "હં! તું જે બોધ કરતો હતો તે આવી ફિલસુફી સ્વતંત્રતાનો રસ્તો દેખાડવા માટે કે? તેં જો મને પ્લેસિસમાં કહ્યું હોત કે ઉદારપણે તું જે મુલક વાસ્તે વાયદા કરતો હતો તે મારા પોતાના વિકારો ઉપર શેહનશાહી ભોગવવી એજછે; અને જે ફતેહ માટે તેં મને ખાત્રી આપી હતી તે ફિલસુફીના અભ્યાસમાં મારી વૃધ્ધિને લગતીછે અને હું ઇટાલીના એક રખડતા ઊંઠવેઠું કરનારના જેવો ભણેલો અને ડાહયો થઇશ, એવું જો ત્યાંજ મને તેં કહ્યું હોત તો સારૂં! ખચિત આ માનસિક શ્રેષ્ટતા, આખા ખ્રિસ્તિ રાજ્યમાં સૌથી સરસ તાજ ખોયા વગર અને પેરોનના અંધારી કોટડીઓનો રહેશી થયા વગર એથી હલકી કીમ્મત આપી મેળવી શકત. જાઓ, સાહેબ, એમ નહીં ધારતા કે યોગ્ય શિક્ષાથી તમે છટકી જશો—**ઇશ્વર આપણે માથેછે.**"
"જોકે તમારી આંખે અંધકાર આવી ગયોછે તોપણ જે પ્રતિષ્ઠા તમારા તાજમાંના સૌથી ચળકતા હીરા કરતાં વધારે ચળકતીછે અને જે જોઇ ફ્રાન્સના રાજ્યનો વંશ ખાકની સાથે મળી જઇ વિસારે પડશે તે પછી પણ યુગોના યુગ સુધી દુનિયા હેરત પામશે તે પ્રતિષ્ઠા ઉપર લાગેલો કલંક નિકળી ગયોછે એવું તારી નજરમાં નહીં આવે ત્યાંસુધી હું તમને તમારૂં બોગવ્યું કરી લેવા પડતો મૂકતો નથી.

"બોલ ત્યારે તારા નફટપણાથી મારી ધારણાઓ કે મારો મત બદલવાનો નથી; તોપણ બાદશાહ તરીકે કદાચ શિક્ષાઠરાવ ફરીથી કરવા પામું નહીં તે માટે હું તારૂં કહેવું સાંભળ્યા વગર તને શિક્ષા કરીશ નહીં. બોલ ત્યારે સત્ય બોલવું એજ તારા હકમાં લાભકારીછે એ તારે યાદ રાખવું. હું તારાથી ઠગાયોછું, તું ધુતારોછે, તારી ઢોંગી

વિધા સ્વપ્નવતછે, અને આપણી ઉપર જે ગ્રહો ચળકેછે તેઓની છાયાનું પ્રતિબિંબ નદીમાં પડવાથી તેની ગતિને બદલવા એ છાયા અશક્તછે તેમજ એ ગ્રહોની અસર આપણા પ્રારબ્ધ ઉપર બિલકુલ થતી નથી એવું તું કબૂલ કર."

નજુમીએ નિર્ભયપણે જવાબ આપ્યો "પેલા સુખદાયક તેજસ્વિ પદાર્થોની છુપી અસર તું કેમ જાણી શકે ? તું જાણેછે કે એ માંહેલો સૌથી નિર્બળ પદાર્થ એટલે કે ચંદ્રમા, (આ આપણી કંગાળ પૃથ્વીની સૌથી નજીકછે એટલાજ માટે સૌથી નિર્બળ) તે સોમ જેવા ગરીબડાં નાળાં ઉપર સત્તા નથી ભોગવતો, પરંતુ ખુદ મહાસાગર ઉપર. જેમ ગુલામ, કોઇ સુલતાનાના માત્ર ડોકું હિલવ્યાથી હુકમ માથે ચઢાવવા ખિદમતમાં રહેછે તેવીજ રીતે, તે, ચંદ્રમાનું બિંબ નાનું મોટું થાયછે તેમ પોતાના પાણીમાં વધ ઘટ કરેછે; એ સઘળું તું સમજેછે તેવું છતાં ગ્રહોની અસર પાણી ઉપર નથી થતી એમ બોલેછે એ વિચિત્રછે. અને હવે, લુઇ, મારી અનુભવિત વાર્તાનો જવાબ આપવાની તારી વારી આવીછે. કોઇ મુર્ખ ઉતારૂ સામી ભરતી અને સામો પવન ભોગવ્યા વગર સુકાની, વહાણને બંદરમાં કેમ લાવતો નથી એમ સમજી તેના ઉપર ક્રોધે ભરાય તેવો તું નથી ? કબૂલ કર હા, તારા સહાસનું પરિણામ ફળીભુત થશે એવું હું તને બતાવી શકું. પરંતુ ત્યાં તને આણવો એતો માત્ર ઇશ્વરને હાથછે; અને કદી તેનો માર્ગ ખડબચડો અને જોખમ ભરેલો હોય તો તેને લીસો કરવો અથવા વધારે સલામતી ભરેલો કરવો એ શું મારા હાથમાંછે ? હજીતો ગઇ કાલેજ તું કહેતો હતો કે પ્રારબ્ધની ગતિ બહુવાર આપણી ધારણાને વિરૂધ્ધ જઇ આપણા લાભમાં ઉતરેછે; એ તારી બુદ્ધિ ક્યાં ગઇ ?" બાદશાહે ઉતાવળે "કહ્યું તારા બોલવા ઉપરથી તારૂં અમુક જુઠાણું મને યાદ આવેછે. તેં ભવિષ્ય વાણી કહી કે પેલો સ્કાટ મારી આબરૂ અને મારા લાભ અર્થે પોતાનું સહાસ ફતેહમંદીથી બજાવશે; અને તું જાણેછે કે તેનું પરિણામ એવું થયુંછે જેથી એ બાબતના પરિણામથી બરગંડીના ગાંડા ગોધાના ઉશ્કેરાયલા મગજ ઉપર એવી અસર થઇછે કે મને જે હાણી થઇછે તેવી હાણી બીજા કશાથી થઇ શકે નહીં. તારૂં કહેવું સ્પષ્ટ રીતે અસત્યછે. એ બાબત વિષે તું અખાડા કરી શકે નહીં અને બેવકુફની માફક નદી વહી જશે એવી આશાએ સંતોષ પકડી કિનારા ઉપર વાટ જોઇ ઉભો રહેવા તું મને જે કહેછે તે વાત એ બાબતમાં તું લાવી શકે નહીં આ ઠેકાણે તારા ધંધામાં તેં ભૂલથાપ ખાધી ને ભવિષ્ય વાણી પાધરી રીતે જુઠી ઠરી તેવી એક અમુક ભવિષ્યવાણી કહ્યાથી તેં તારી નબળાઇ બતાવીછે. નજુમીએ હિમ્મતથી જવાબ આપ્યો "એ તદન નકકી અને ખરી ઠરશે એ ભવિષ્ય વાણી સત્ય ઠરશે તેના કરતાં જ્ઞાનનો અજ્ઞાન ઉપર વિશેષ જય હું ઇચ્છતો નથી. મેં તને કહ્યું હતું કે કોઇ પણ માન ભરેલા કામમાં એ વફાદાર નિવડશે, અને શું તે તેવો નથી નિવડ્યો ? મેં તને કહ્યું હતું કે કોઇ દુષ્ટ સાહસ કર્મમાં મદદ કરવા તે અચકાશે, શું તે એવો નથી નિવડ્યો ? જો તમને શક રહેતો હોય તો

જઈને પૂછો બોહીમીઅન હીરાદીન મગરેબીનને." (આ ઠેકાણે બાદશાહ લજ્જા અને ક્રોધથી લાલચોળ થઈ ગયો.) મેં તને કહ્યું હતું કે જે વખતે એ નિકળ્યો તે વખતના ગ્રહોના સંયોગથી એના શરીરને જોખમ થવાનુંછે, અને શું તેનો માર્ગ જોખમથી ઘેરાયલો ન હતો ? મેં તને કહ્યું હતું કે એ સંયોગ, મોકલનારને લાભ સૂચવેછે—અને તે લાભ તને થોડા વખતમાં થશે."

"થોડા વખતમાં થશે ! શું ફજેતી અને કેદખાનારૂપી એનું પરિણામ નિપજી ચુક્યું નથી?" "નહીં, પરિણામ હજી પાછળછે. એ કાસિદ પોતાનું કામ બજાવવામાં જે વર્ત્તણુક ચલાવીછે તેથી તને જે લાભ પ્રાપ્ત થયેલોછે તે તું તારે મોઢે થોડા વખતમાં કબુલ કરશે."

"એતો અવધી થઈ. મારી નફટાઈની એતો અવધી થઈ ઠગબાઝી ચલાવી સામું અપમાન કરેછે ! પણ નિકળ; એમ નહીં ધારતો કે મારૂં તેં બુરૂં કર્યુંછે તેનું વેર તાર ઉપર લેવાશે, **ઈશ્વર આપણે માથેછે**. ગેલિયોટી જવા લાગ્યો. લુઈએ કહ્યું "સબુર, તારી ઠગાઈ તું હિમ્મતથી છેવટ સુધી ચલાવી દેછે; હજી એક સવાલનો જવાબ તું કેવો દેછે તે હું સાંભળવા માગુછું. અને તું બોલે તે પેહેલાં વિચાર કરજે—તારી ઢોંગી કળાથી તારૂં પોતાનું મોત કિયે દહાડે થવાનુંછે તે તું નિશ્ચય કરી શકેછે ? " "બીજા એક જાણના મૃત્યુનો સંબંધ લાવીનેજ હું કહી શકું."

"હું તારો જવાબ સમજતો નથી " "હે રાજન, જાણ ત્યારે મારા પોતાના મૃત્યુ વિષે હું માત્ર એટલુંજ નક્કી કહી શકુંછુંકે આપના મૃત્યુની બરાબર ચોવીશ કલાક પેહેલાંથશે."

લુઈના ચેહેરાનો રંગ ફરીથી બદલી ગયો અને તે બોલ્યો "ખરે તું એમ કહેછે ? સબુર—સબુર— જઈશ નહીં—પલવાર થોભ—મારૂં મૃત્યુ તારા મૃત્યુની પછી એટલું જલદી થશે એમ તેં કહ્યું?" ગેલિયોટીએ ફરી દ્રઢતાથી કહ્યું "ચોવીશ કલાકની અંદર. પેલા ચળકતા અને ગુપ્ત ગ્રહો, જેઓ જીવ નહીં છતે, દરેક, પોતાની ગતિ ઉપરથી વાણી ઓચરેછે તેમાં જો સત્ય ભવિષ્યવાણીનું એક અંશ માત્ર હોય તો એ વખતમાં આપનુ મૃત્યુ થવાનું. આપ સુખચેનથી આરામ કરો એમ ઇચ્છી હું જાઊંછું."

"સબુર, સબુર, જઈશ નહીં" એમ કહી તેનો હાથ ધરી બારણામાંથી લઈ ચાલ્યો. " માર્શિઅસ, ગેલિયોટી, હું તારી સાથે માયાળુ સ્વામી તરીકે વર્ત્યોછું, તને પૈસાદાર કર્યોછે. તને મારો દોસ્ત કર્યો—મારો સોબતી, મારો શિક્ષક કર્યોછે; મારી આગળ ખુલ્લી રીતે કહી દે. હું તને વિનંતી કરૂંછું. શું ખરેખર આ તારી વિદ્યામાં કંઇછે ? શું આ સ્કાટને સોંપાયલું કામ મને ખરેખર લાભકારી થશે અને શું આપણી જીંદગીના માપ વચ્ચે આવો નિકટ સંબંધછે ? કબુલ કર, મારા ભલા માર્શિઅસ, તુંતો તારા ધંધાની યુક્તિને અનુસરીને બોલેછે. હું તને આજીજી કરૂંછું કે કબુલ કર, અને તેમ કીધાથી તારી ઉપર મારી જરાએ ઇતરાજી

થવાની નથી. મારી સ્થિતિમાં આવેલા માણસ આગળ સત્ય બોલવું, રાજાઓના રાજ્યોની કીમ્મત સરખુંછે, અને મારા સૌથી પ્રિય માર્શિઅસ, આ અમુલ્ય હીરાની આશા હું તારી પાસેથી રાખુંછું." "અને તે મેં આપની સમક્ષ ધર્યોછે, જો કે તેમ કરતાં આપ ક્રોધના આવેશમાં આવી મારા ઉપર તરાપ મારી મને ચીરી નાખો તેવું છતાં એ જોખમમાં હું ઉતર્યોછું.

લુઇએ નરમ થઇ જવાબ દીધો "ગેલિયોટી કોણ હું? અફસોસ તું મારી સ્થિતિ ભુલી જાયછે, શું હું બંદીવાન નથી, અને શું મારે ધીરજ પકડવી ન જોઇએ? કેમકે જો હું ગુસ્સો કરૂં તો તેથી મારૂં માત્ર અસમર્થપણું દખાઇ આવે; ત્યારે તું ખરેખર મને કહી દે. શું તેં મને છેતર્યો નથી? અથવા શું તારી વિદ્યા સાચીછે અને તે તું ખરી રીતે જાહેર કરેછે?" "હું જવાબ આપુછું તેને માટે હું આપની માફી ચાહુંછું કે માત્ર વખત, વખત, અને પરિણામ આપનો સંદેહ દુર કરશે. મેં જે આપને ખરેખરૂં કહ્યુંછે તે વિષે ફરી ફરી આપને ખાત્રી આપું એ બાબત, જે વિશ્વાસની પદ્દી નામાંકિત જય મેળવનાર હંગરીના 'મેથ્યુસ કારવીનસ'ના મંત્રમંડળમાં ભોગવીછે, એટલુંજ નહીં પણ ખુદ શેહેનશાહના મંત્રગૃહમાં જે ભરોંસા લાયક ઓધ્ધો મે ધરાવ્યોછે, તેને અછાજતીછે. જો મારૂં કહ્યું આપ માન્ય ન કરતાહો તો હું માત્ર એટલુંજ કહી શકુંછું કે તે જોવા ખોટી રહો. જુવાન સ્કાટ વિષે જે મેં ખાત્રીપૂર્વક કહ્યું છે તે એકાદ બે દિવસની સબુરીથી સાચુંછે કે ખોટું છે તે જણાઇ આવશે. જો આપને પેલા કિવન્ટીન ડરવાર્ડની ધીટ વર્તણુકથી લાભ ન થાય, અને તેપણ ઘણો અગત્યનો, તો હું રિબાઈ રિબાઇ, અને મારા સાંધે સાંધા તુટીને જુદા થાય એવી રીતે કષ્ટ પામી મરવાને તૈયારછું. પણ આવી રીતે મહાકષ્ટ પામી હું જો મરૂં તો આપને યોગ્યછે કે આપે દોષશ્રવણગુરૂ બોળી કાઢવો, કારણ કે જે પળે હું છેલો દમ લઇશ તે પળ પછી આપને દોષ કબુલ કરવ અને પશ્ચાતાપ કરવા માટે માત્ર ચોવીશ કલાક રહેશે." લુઇ ગેલિયોટીને બારણા તરફ લઇ ગયો તે વખતે તેનો ઝભો ધરી રાખ્યો હતો અને બારણું ઉઘાડી મોટે અવાજે બોલ્યો "એ વિષે કાલે આપણે વધારે વાતચિત કરીશું. મારા વિદ્વાન પિતા **સમાધાનીથી જાઓ—સમાધાનીથી જાઓ.**"

આ બોલો તે ત્રણ વખત ફરી ફરી બોલ્યો તેવું છતાં તેને ધાસ્તી લાગી કે રખે કોટવાલ મારી મતલબ સમજવામાં ચુક કરે તેથી નજુમીને તે દીવાનખાનામાં લઇ સાથે ચાલ્યો; જાણે તેને ધાસ્તી લાગી હોય કે રખે મારી પાસેથી છીનવી લઇ મારી નજર આગળ તેને મારી નાખવામાં આવે તેવી રીતે તેનો ઝભો મજબુત ધરી રાખ્યો. **સમાધાનીથી જાઓ** એ માયાળુ વચન તે ફરી ફરી બોલ્યો એટલુંજ નહીં પણ કોટવાલને ખાનગી સંકેત કરી કે નજુમી ઉપર કોઇ પણ રીતની હાથચાલાકી કરવાનો વિચાર પડતો મુકવો અને તે પછી તેણે તેના ઝભાને મુકી દીધો. આવી રીતે

માથે ચઢી આવેલા મહા ભયમાંથી કોઇ ખાનગી બાતમી હાથ ચઢવાથી અને તેની સાથે હિમ્મત અને સમયસૂચકતા વડે ગેલિચોટી બચી ગયો; અને આવી રીતે તે જમા. નાના બાદશાહોમાં સૌથી શાણો અને ડસીલો રાજા લુઇ, સ્વાર્થી સ્વભાવ ઉપર વેહેમની અસર થયાથી અને તેનું મન ઘણાં ઘણાં કીધેલાં પાપ કર્મથી ભરપૂર હોવાથી મોતનો ભય ખાસ રીતે તેને ભયાનક લાગતો તેથી પોતાને કીનો લેતાં લેતાં રહી ગયો. પરંતુ પોતાનું ધારેલું વેર મુકી જવાની ફરજ પડયાથી તેને ભારે દરદ લાગ્યું; તેના જે ચેલકાઓને ફાંસીનું કામ સોંપાયું હતું તે ચેલકાઓને પણ નાસીપાસી ઉપજી. એ બાબત વિષે માત્ર લીબેલાફ્રે બેદરકાર હતો; અને જેવી તેને ઉલટી રીતની આજ્ઞા આપવામાં આવી તેવોજ તે જે દરવાજે ચોકી ભરતો હતો તે મુકી દઇ થોડી મિનિટમાં ભર ઊંઘમ પડયો. બાદશાહ પોતાના શયનગૃહમાં આરામ કરવા ગયો તે પછી જે વખતે કોટવાલ પોતાના માણસો સાથે દીવાનખાનામાં સુવા ગયો, તે વખતે નજુમીના સુંદર ઘાટને તે તાકી તાકી જોતોજ રહયો; જેવી રીતે એક જબરા કુતરાના જડબામાંથી બબરચી માંસનો કટકો પાછો ખુંચી લે તે વખતે જેવી તેની નજર હોય તેવી રીતની એની નજર હતી અને તેના નોકરો પોતાના ખાસ મત ટુંકા ટુંકા વાકયો વડે એક બીજાને દર્શાવતા ગયા. ટ્રાઇએસચેલિસે ભક્તિ ભાવનું ડોળ ઘાલી પોતાના સાથી પેટીએનડ્રૂને કાનમાં કહેવા લાગો "ગરીબ બીચારા અંધ થયલા નજુમીએ શુભકારી સેન્ટ ફ્રાન્સિસના દોરડાથી મરણ પામી પોતાના કેટલાક નીચ જાદુકર્મને માટે પશ્ચાતાપ કરવાની આ ઉત્તમ તક ખોઇ દીધી. ખરેખર મેં ધારી રાખ્યું હતું કે એના દુઃખી શરીરમાંથી દુષ્ટ શેતાનને હાંકી કાહાડવા તેની ગરદનની આસપાસ સુખદાયક ફાંસો મુકવો." પેટીએનડ્રૂ બોલ્યો "અને મેં આડ માણ બોજાથી ત્રેવડું વળેલું દોરડું કેવી રીતે ખેંચાયછે તે જાણવાને આવો સરસ અવસર ખોયો મારા ધંધાનો તે એક કીર્ત્તિવંત પ્રયોગ થઇ પડયો હોત; અને તે ખુશમિઝાજી લઠ બુઢો કેવા ચેનથી મરણ પામત!" આવી રીતે તેઓ કાનમાં વાતચિત ચલાવતા હતા તે વખતે માર્શિઅસે જે સગડીની આસપાસ આખું મંડળ બેઠું હતુ તેની સામ્રી બાજુનો રસ્તો લીધો અને તેઓની તરફ વહેમની નજરથી તિરકસ જોવા લાગો. પ્રથમ તેણે પોતાનો હાથ પોતાના પોશાકની અંદર નાખ્યો અને સંતોષપૂર્વક જોયું કે બેવડી ધારવાળું એક તેઝ ખંજરનો હાથો સગવડથી તે કાઢી શકે તેમ રાખેલો હતો. અમે આગળ કહી ગયા તેમ જોકે તે જરા ડોંગો હતો તોપણ બળવાન તાલીમબાઝ અને હથિયાર વાપરવામાં હુશિયાર અને ચાલાક હતો. આવી રીતે જ્યારે તેને ધીરજ થઇ કે જે હથિયાર ઉપર આધાર રાખી શકે તે તૈયારછે ત્યારે પોતાના છાતીએથી ગ્રીક અક્ષરે લખેલો અને તેના ઉપર ગુપ્ત નિશાનીઓ કરેલી એવી રીતનો ચર્મપત્રનો એક કટકો કાઢયો અને તે સગડીમાં લાકડાં એકઠાં મુકી ભડકો કર્યો. આથી કરીને જે સઘળા આસપાસ બેઠા હતા અથવા લાંબા થઇ પડયા હતા તે સઘળાની

શિકલ તે જોઈ શકયો. સ્કાટિશ સિપાહી ભર ઊંઘમાં જરાપણ હાલ્યા ચાલ્યા વગર જાણે પીતળનું પૂતળું હોય, આલિવરના ફિક્કો અને ચિંતાતુર ચેહેરો એક વખતે ઊંઘને દેખાવ ધારણ કરતો અને બીજે વખતે જાણે કાંઇ ભીતરમાં વેદના થતી હોય અથવાતો જાણે કોઈ દૂરના અવાજથી જાગૃત થયો હોય તેવી રીતે પોતાની આંખો ઉઘાડતો અને માથું ઉતાવળે ઊંચું કરતો; કોટવાલનો અસંતોષી જંગલી અને ૧ બુલડોગ જેવો દેખાવ એવી રીતનો હતો કે જાણે મરજીમાં નિષ્ફળ થયો હોય, અડધો ધરાયલો હોય અને હજી શિકાર કરવાને આતુર હોય. પછવાડેની જમીન ટ્રાએસચેલિસના ભયંકર અને ઢોંગી ચેહેરાથી રોકાયલી હતી; જાણે મનમાં ભક્તિ કરતો હોય તેવી રીતે તેની આંખો ઊંચે આકાશ તરફ હતી અને મસ્ખરો પેટીએનફ્રે પથારીએ ગયો તે પેહેલાં પોતાના સાથીના ચાળા કાઢી પોતાને ગમત આપતો હતો. આ નીચ અને કમજાત માણસોની શિકલ વચ્ચે નજુમીનો દબદબાવાળો દેખાવ, તેનું કદાવર કદ, અને વદનની કાંતી મુકાબલાથી બહુ વધારે દેખાતી હતી. જાણે કોઇ અસલી પુર્વ તરફનો ફિલસુફ લુટારાઓના રહેઠાણમાં કેદ પકડાયો હોય અને પોતાનું સ્વતંત્રપણું મેળવવા કોઇ જીનને મદદે બોલાવતો હોય એવી રીતનો તે દેખાતો હતો.

આવી રીતે પેરોનના કિલ્લામાં આવેલા કાઉન્ટ હરબર્ટના ટાવરમાં રાત્રિ ગુજરી ગઇ. જ્યારે બામદાદની પેહેલી રોશની તે અસલી ગોથિક કોટડીમાં દાખલ થઇ તે વખતે બાદશાહે આલિવરને પોતાની રૂબરૂ તેડાવ્યો. બાદશાહ તે વખતે રાત્રિપોશાક પેહેરી બેઠેલો હતો અને એક રાતની ચિંતાથી તેના ચેહેરાપર જે ફેરફાર થયો હતો તે જોઇ તેણે પોતાની અજાએબી દેખાડી. એ બાબત વિષે તે કાંઇક ચિંતા પણ દેખાડત, પણ એટલામાં બાદશાહ, બરગંડીના દરબારમાં દોસ્તો મેળવવા તેણે જે આગળથી પ્રયત્ન કર્યો હતો, તેની જુદી જુદી રીતિઓનું વર્ણન કરવા લાગ્યો અને આલિવરને હુકમ આપ્યો કે બહાર નિકળવાની જેવી તેને પરવાનગી મળે તેવોજ તેણે એજ પરમાણે વર્તવું. મનુષ્ય કૃત્યોપર જે જે કમાનોથી અસર થાયછે તે વિષે બાદશાહના આવા સૂક્ષ્મ જ્ઞાન અને તેની બુધ્ધિના ચોખ્ખાપણાથી આ જાણવા યોગ્ય મસલત દરમ્યાન જેવો તે બધો સલાહકાર હેરત પામ્યો તેવો આગળ કોઇ વખત હેરત પામ્યો નહોતો. બે કલાક પછી આલિવરને તેના સ્વામીએ જે જે કામ સોંપ્યાં હતાં તે બજાવવા તેને પરવાનગી મળી, અને લુઇએ નજુમીને તેડાવ્યો. આ માણસ ઉપર તેનો ફરીથી વિશ્વાસ બેઠો હોય, એમ જણાતું હતું તેથી કરીને તેની સાથે પણ એવીજ રીતે લાંબો વખત સુધી મસલત કરી. એ મસલતના પરિણામથી જે તેણે પ્રથમ વિશ્વાસ બતાવ્યો હતો તેના કરતાં પણ તેનો વધારે વિશ્વાસ બેઠો અને તેને હિમ્મત આવી. તેણે લુગડાં પેહેરી લીધાં અને ક્રેવિસિઅ

૧ મોટા માથા વાળો એક જાતનો શિકારી કુતરો

રની સવારની સલામનો સ્વસ્થ મનથી અંગિકાર કર્યો. આ સ્વસ્થપણાથી તે બરગંડી-યન અમીર વિસ્મય પામ્યા વિના રહયો નહીં, વિશેષ કરીને એટલા માટે કે ઠાકોર વિષે તેણે એમ સાંભળ્યું હતું કે તેણે કેટલાક કલાકો મનની એવી સ્થિતિમાં ગુજાર્યા હતા જેથી બાદશાહની સલામતી બહુ શકભરેલી થઇ હોય એવું દખાતું હતું.

# પ્રકરણ ૩૦ મું.

## અનિશ્ચય.

લુઇએ તો બહુ ચિંતા અને ગભરાટથી રાત્રિ ગુજારી, પરંતુ ઠાકોરે ગુજારેલી રાત એથી પણ અસ્વસ્થ હતી, કારણકે આવી રીતે પોતાના વિકારોને તેણે કદી વશમાં રાખ્યા ન હતા; તેતો હમેશ પોતાના જુસ્સાઓને નિરકુંશ સ્વતંત્રતા આપી દેતો. તે જમાનાના રવૈયા પ્રમાણે તેના બે મુખ્ય અને માનિતા સલાહકારો 'ડી હુમ્બર કોર્ટ' અને કામી-નીસ તેજ શયન ગૃહમાં સુતા હતા. એમને માટે ઠાકોરના બિછાના આગળ કોચ તૈયાર રાખેલા હતા. જે વખતે તેનું મન, દિલગીરી, જુસ્સો, વેર લેવાની ઇચ્છા, અને તેમ વળી આબરૂને બટો ન લાગે તેની દરકારથી (જેથી લુઇના મન ઉપર તેની હાલની સ્થિતિમાં વેર ન લેવું જોઇએ એવું તેના મન તરફથી આગ્રુસારો થતો) એવું તો આકુળ-વ્યાકુળ થઈ ગયું હતું કે જેમ એક જવાળામુખીમાંથી ફાટતી વખતે જે કાંઇ તે પહાડની અંદર અનેક રીતની વસ્તુઓ પિગળી એકરસ થઇ બળતો લોચો બનીને બહાર આવે તેવી રીતનું હતું, તે વખતે તેઓની હાજરી અતિ અગત્યની હતી. તે પોતાના કપડાં ઉતારવા નહીં આપતો અથવા તો સુવા જવાની કોઇપણ રીતની સામગ્રી નહી કરતો આખી રાત પોતાના જોસ્સાઓને અતિ જોશ ભરેલા બળતાને એકપછી એક બહાર કાઢતો કોઇ વખતે એવા તોરમાં આવી જતો કે જરાપણ અટકયા વગર એવીતો ઝપઝપ અને બરાબર સમજાય નહીં તેવી રીતે પોતાના માણસોની સાથે વાત કરતો કે તેઓ બધાને બીક લાગતી કે રખે એનુ મગજ ખસી જાય. ઘણું કરીને લીજના ધર્માધિકારીનું ખુન થયું હતું તેના માયાળુપણા વિષે અને તેના ગુણ વિષે અને તેઓ વચ્ચે અરસપરસ જે હેત વહાલ

અને વિશ્વાસના સંબંધથી જે કાર્ય થયાં હતાં તે યાદ કરતો; તે એટલી હદ સુધી કે ખેદની વ્યગ્રતાથી એવોતો આવેશમાં આવી જતો કે પથારીમાં ઊંધો પડતો અને ડચકાં અને આંસુથી (જે તે દાબી દેવા યત્ન કરતો) જાણે હમણાં રૂંધાઇ જશે એવો દેખાતો. પછી પલંગ ઉપરથી એકદમ ચમકી ઉઠતો અને જુદીજ તરેહની ને વધારે ભયંકર મનની પ્રકૃતિ દેખાડતો; ઉતાવળે, સંબંધ વગરની ધમકીઓ ઓચરતો અને તેથી પણ ઓછા સમજાય તેવા કીના લેવાના સમ ખાતો, પગ જમીનપર અફાળતો અને પોતાની ટેવ પ્રમાણે સેન્ટ જાર્જ અને સેન્ટ એન્ડરૂ અને જેઓને તે અતિ પવિત્ર સમજતો તેઓની સાંખ પુરવા માટે વિનંતી કરતો, અને કહેતો કે ડીલામાર્ક ઉપર, લીજના લોકો ઉપર, અને એ સઘળાનું જે મૂળછે તેના ઉપર હું ઘાતકીપણે વેર લઇશ. બીજી ધમકીઓ કરતાં આ છેલ્લી ધમકી ગુઢાર્થે દર્શાવેલી હતી પરંતુ દેખીતું હતું કે તે બાદશાહના સંબંધમાં હતી; અને એક વખતે તો બાદશાહનો ભાઇ ડ્યુકઆવબરગંડી જે લુઇનો કટ્ટો દુશમન હતો તેને બોલાવી મંગાવવા પોતાનો નિશ્ચય બતાવ્યો એટલા માટે કે આ બંધીવાન રાજાને ફરજ પાડી તેને તાજ હવાલે કરાવવા અથવા તો તેને ઘણા કીમતી હક્ક કે જાગીરો અપાવવી. બીજો દિવસ અને રાત્રિ પણ તેવીજ રીતે વ્યગ્રતા અને ફાંટા વાળા વિચારો અથવા બરાબર કહીએ તો જુસ્સાના ઉપરા ઉપરી આવતા ઉભરાઓમાં ગુજરી ગઇ. ઠાકોર કોઇકજ વખતે ખાતો પીતો, લુગડાં બદલતો નહીં અને ગુસ્સાથી જાણે તદન ગાંડો બની જશે એવી તેણે વર્ત્તણુક રાખી. રફતે રફતે વધારે શાંત પડતો ગયો અને વખતે વખત પોતાના પ્રધાનો સાથે સલાહમસલત કરતો તેમાં મનસુબા ઘણા થતા પણ કાંઇ નિશ્ચય થતો નહીં. કામીનીસ ખાત્રીથી લખેછે કે એક વખતે ડ્યુક આફ નારમંડીને બોલાવવા કાજે એક કાસિદ સ્વાર થઇ કુચ કરવા તૈયાર થયો હતો. જો એમ બનતતો, બીજા દાખલાઓ એવા બન્યાછે, તેથી સંભવિત હતું કે ફ્રેન્ચ બાદશાહના દિવસો કેદખાનામાંજ અંકાઇ રહત. બીજે વખતે, ચાર્લસ ક્રોધ કરતાં કરતાં જ્યારે થાકી જતો ત્યારે જેમ કોઇ કેહેર કરવા મનન કરતો હોય પરંતુ પકકો નિર્ણય કરવા હજી સમર્થ ન થયો હોય તેવી રીતે સ્તબ્ધ થઇ કરડો દેખાવ કરી બેસી રહેતો; અને બેશક તેની આસપાસ જે સલાહકારો હતા તેમાંથી કોઇએ પણ માત્ર એક ચિણગારી મુકીહોત તો ઠાકોર કાંઇને કાંઇ કેર કરી નાખત. પરંતુ બરગંડીના અમીરો, બાદશાહનું અંગ પવિત્ર ગણાયછે, તે સત્તાધિશછે, તે વાત ધ્યાનમાં રાખી તેમજ લુઇ ઠાકોરને શરણે આવ્યો હતો અને તેથી જો તેવું કાંઇ કરત તો તે વિશ્વાસઘાત કહેવાત એ વાત ધ્યાનમાં લઇ ઘણા ખરા બધા જાણ તેને સાધારણ ઇલાજ લેવા ભલામણ કરતા; અને હુમબરકોર્ટે અને ડી કામીનીસે હિમ્મત કરી રાત્રિ વખતે તેને ગળે ઉતારવાની જે તજવીજ કરી હતી તેજ દલીલો, જ્યારે તે સવારના જરા થંડી પ્રકૃતિમાં હતો ત્યારે, ક્રેવિસિઅર અને બીજાઓ ઠસાવવા લાગ્યા. કદાચ એમ પણ હોય કે બાદશાહ પ્રત્યે

તેઓ જે ઉત્કંઠા બતાવતા હતા તેમાં કાંઇ સ્વાર્થનો ભાગ રહેલો હોય. અમે કહી ગયા તેમ, ઘણાઓએ બાદશાહની સખાવત ચાખી હતી; બીજાઓની ફ્રાન્સમાં મિલકત અથવા તો તેને લગતા કાંઇ દાવા હતા અને તેથી તેઓ જરા એનાથી દબાયલા રહેતા; અને એતો સિદ્ધછે કે બાદશાહ પેરોનમાં દાખલ થયો ત્યારે જે ખજાનાથી ચાર ખચ્ચરો લાદેલા હતા તે દરબારીઓ સાથે ભાંજગડ ચલાવતાં, બહુ ઓછો થઇ ગયો હતો. ત્રીજે દિવસે, કાઉન્ટઆફકેમ્પોબેસો, ચાર્લસને સલાહમાં પોતાના પ્રપંચવડે મદદ કરવા આવી લાગ્યો. એટલું લુઇ વાસ્તે ભલું કે ઠાકોર જ્યારે પ્રથમના આવેશમાં હતો ત્યારે તે આવી પહોંચ્યો નહીં; તે આવ્યો કે તરતજ અમીરના સલાહકારોની રીતસર સભા બોલાવવામાં આવી. આવે બારીક સમયે કેવા ઉપાયો યોજવા તેના વિચાર માટે, તે, વાર્તામાં આવેલા પેલા **મુસાફર, સાપ, અને કોહલાની** વાતમાં જે મતલબછે તે મતલબથી આ પ્રસંગે કેમ્પેબેસે એ પોતાનો અભિપ્રાય આપ્યો. પોતાના કટ્ટા વેરીને કચરી નાખવો એવી જે કોહલાએ માણસને સલાહ આપી હતી તે વિષે ઠાકોરને યાદ દેવરાવ્યું અને કહ્યું કે આવો લગ[illegible] ફરીને આવવાનો નથી. ઠાકોરને ક્રોધના આવેશમાં વારંવાર જે વિચાર થતો હ[illegible] તે વિચારને આ દરખાસ્ત અનુસરતી હતી તેથી તેના અ[illegible] ચ[illegible] તે જોઇ [illegible] તરત કહ્યું "એમ પણ હોય કે શાનવાલ્ટમાં જે ખુનરેઝી થઇ તે [illegible] થઇ હશે એમ કદાચ ન પણ હોય; જે બટ્ટો તેના ઉ[illegible] મુ[illegible] અ[illegible] તે પોતાને મુક્ત કરી શકે અને તેના કાવાદાવાથી આપના તનજ [illegible] સ[illegible] મુ[illegible] જે કાંઇ ગડબડ થઇ હોય તેને માટે એ બદલો આ[illegible]; જો [illegible] વામાં આવે તો તેમાંથી અતિ મ[illegible] એ [illegible]છે અને તે[illegible] એક પરિણામતો એ થવાની ધાસ્તીછે કે પાછળથી જે [illegible] તેના લાભ લઇ અંગ્રેજ લોકો **નારમંડી અને ગાયન** પો[illegible] અને જે ભયંકર લ[illegible] ફ્રાન્સ અને બરગંડી વચ્ચે સંપ થયાથી મુશ્કેલીથી સમાપ્ત થયછે, તે [illegible] થાય. છેલ્લે મારે કહેવું જોઇએ કે મારો કહેવાનો હેતુ એવો નથી કે લુઇને તદન છોડીજ મુકવો; પણ તાત્પર્ય એકે બેઉ દેશ વચ્ચે વાજબી રીતે કોલકરાર થાય તેવોજ માત્ર આ પ્રસંગનો લાભ લેવો અને ભવિષ્યમાં બરગંડીની અંદર અંદરની સમાધાનીમાં ખલલ થઈ ન શકે, અને તે પોતાનું વચન પાળે એવી રીતની કાંઇ જામીનગીરી લેવી જોઇએ. હમબરકોર્ટ, ક્રેવિસિઅર, અને બીજાઓએ કેમ્પો બેસોની સખ્ત દરખાસ્ત વિષે પોતાની નાપસંદગી બતાવી અને એવો વિચાર બતાવ્યો કે જે કામ કરવાથી પરોણાગતનો ભંગ થાય ને વિશ્વાસઘાત થાય અને બરગંડીને માથે કલંક ચોટે તેમ કર્યાથી જે ફાયદા થાય તેના કરતાં ૧ **ટ્રીટીથી** વધારે લાભ પ્રાપ્ત થશે, અને તે માન ભરેલું કહેવાશે. ઠાકોર આ દલીલો સાંભળતો તે વખતે સ્થિર નજરે જમીન તરફ જોતો હતો અને તેનાં ભવાં ચઢાવતો ગું-

૧ રાજ્ય કર્ત્તાઓ વચ્ચે થયલો સુલહેનો કરાર; તહનામું.

થાઇ ગયાં કે સાથે મળીને એક સમુહ થઇ રહયો; પણ જયારે ક્રેવિસિઅર કહેવા લાગો હું નથી ધારતો કે શાનવાલ્ડમાં જે મહા ફેર થયો તે વિષે લુઇ જાણતો હોય, અથવા એમાં તેની શામિલગીરી હોય, ત્યારે ચાર્લસે પોતાનું માથું ઊંચું કર્યું અને ગુસ્સાની નજરથી પોતાના સલાહકાર તરફ જોઇ કહ્યું "ક્રેવિસિઅર શું તમે પણ ફ્રાન્સના સુનાનો ખણખણાટ સાંભળ્યોછે કે ? હું ધારૂંછું કે જેવા આનંદથી **સેન્ટડેનીસનો** ઘંટ વાગેછે તેવીજ રીતે એ સોનું પણ મારી મંત્રસભાઓમાં ગાજી રહયુંછે. શું એમ કોઇ કહેવાની હિમ્મત ધરેછે કે ફ્લાન્ડર્સમાં જે બખેડા થયા તેનો ઉસ્કેરનાર લુઇ નથી ?" ક્રેવિસિઅરે કહ્યું "મારા માયાળુ સ્વામી, મારો હાથ સોના કરતાં પોલાદથી વધારે વાકેફછે ફ્લાનડર્સમાં જે બખેડા થયા તે લુઇ થકી નથી થયા એમ હું માનતો નથી બલકે એ વિચારની હું એટલો વિરૂધ્ધછું કે થોડાજ દહાડા થયા તેની ઉપર ભર કચેરીમાં વિશ્વાસઘાતનો મેં આરોપ મુકયોહતો અને આપના નામથી એમને યુધ્ધામંત્રણ કર્યું. બેશક આ બલવાનું મૂળ કારણ એના કાવાદાવાછે, પરંતુ ધર્માધિકારીને મારી નાખવા તેણે મરજી બતાવી હોય એમ હું માનતો નથી; કેમકે એના એક કાસિદ એ કૃત્યની વિરૂધ્ધ જાહેર રીતે ભાષણ કર્યું હતું એમ મેં સાંભળ્યુંછે, અને જો આપ ખુદાવંદની તેને જોવાની ઇચ્છા હોય તો હું તે માણસને હાજર કરૂં."

ઠાકોર બોલ્યો "અમારી ઇચ્છા હોય ! અમે વાજબી રીતે ચાલવા ઇચ્છીએ છઇએ તે વિષે તને કાંઇ શંકાછે ! અમે જયારે ક્રોધના અતિ આવેશમાં હોઇએ ત્યારે પણ વાજબી અને ખરેખરો ઇનસાફ કરનાર તરીકે જાણાયલા છઇએ. અમે પોતે ફ્રેન્ચ બાદશાહની મુલાકાત લઇશું; એણેજે અમને નુકસાની કરીછે તેનો પોતે અમે એના ઉપર આરોપ મુકશું અને એની પાસેથી અમો કેવો બદલો માગીએ છઇએ અને કેવી વકી રાખીએ છઇએ તે અમે પોતેજ એને જાણાવશું. જો આ ખૂનના અપરાધથી તે નિર્દોષ માલમ પડયો તો તેના બીજા અપરાધ માટે બદલાની ગોઠવણ સેહેલાઇથી થઇ શકશે; પણ જો તે અપરાધી માલમ પડયો તો કોઇ એકાંત મઠમાં પશ્ચાતાપની જીંદગી, બહુ યોગ્ય, બલકે દયા ભરેલી શિક્ષા નથી એમ કોણ કહી શકશે ! અને એથી પણ વધારે પાધરૂં અને તત્કાળનું વેર જો લેવાયતો તે ઠપકા ભરેલુંછે એમ કહેવાની કોણ હિમ્મત કરશે ! બપોરના વખતની જરા અગાઉ અમો કિલ્લામાં જઇશું ત્યાં તમારા સાક્ષીને બોલાવજો. થોડી ઘણી કલમો અમે નોંધી રાખીશું અને તે માન્ય કરવાની એને ફરજ પડશે ; જો તે એમ નહીં કરશે તો એની કમબખ્તી સમજવી. બીજી કલમોનો આધાર તપાસ ઉપર રેહેશે. સભા વિસર્જન થઇછે. અને તમને જવાની રજાછે. મને માત્ર મારો પોશાક બદલવોછે. કેમકે **મારા અત્યંત કૃપાળુ બાદશાહ**ની સમક્ષ આવીરીતે જવું એ યોગ્ય કહેવાય નહીં." ઠાકોર આ છેલ્લા શબ્દો ભાર મુકીને અને વળમાં બોલ્યો અને પછી ઓરડામાંથી ઉઠીને બહાર ચાલ્યો.

હમબરકોર્ટે 'ક્રેવિસિઅર' અને 'કામિનિસને' કહ્યું "બાદશાહની સલામતી, અને તેથી પણ વધારે ખરાબ એકે બરગંડીની પ્રતિષ્ઠાનો આધાર, ફક્ત પાસાના એક દાવ ઉપર રહેલોછે—ડી કાર્મિનિસ તું સત્વર કિલ્લામાં જા—ક્રેવિસિઅર અથવા મારા કરતાં તારી જીભ વધારે સફાઇદારછે. કેવું વાદળ માથે ચઢી આવ્યુંછે, તે લુઇને સમજાવજે અને પછો બચાવ કેવી રીતનો કરવો, તે એ પોતેજ સરસ રીતે સમજી જશે. હું આશા રાખુછું કે આ **બાડીઆડ** ક્રોધમાં કાંઇ વધારો થાય એવું કહેશે નહીં. ખાનગી રીતે એને કેવા પ્રકારનું કામ સોંપાયું હોય તે કોણ જાણેછે! એથીજ ભય રહેછે"

ક્રેવિસિઅરે કહ્યું "એ જવાન, બહાદુર દેખાયછે, પરંતુ એની ઉમર કરતાં વધારો શાણો અને સાવચેતછે. મને તેણે જ કાંઈ કહ્યું તે દરમ્યાન મને એમ જણાયું કે, જે કોઇ રાજકર્ત્તાની નોકરી બજાવતો હોય અને તેના વિષે માનની લાગણીથી જેવી રીતે બોલે તેવી રીતે તે બાદશાહની વર્ત્તણુક વિષે બોલતો હતો. હું ધારૂંછું કે ઠાકોરની સમક્ષ પણ એવાજ માનથી બોલશે. હું જઇ એને દ્રાયની જવાન અમીરઝાદીને ખોળી કાઢું."

"અમીરઝાદીને? તેના વિષે તો તમે એમ કહેતા હતા કે તેણીને હું સેંન્ટ બ્રિડગેટની જોગનશાળામાં મુકી આવ્યોછું." "હા પરંતુ ઠાકોરના હુકમથી તેણીને ખાસ તેડું મોકલી બોલાવવાની ફરજ પડી અને તેણીને પાલખીમાં બેસાડીને અહિયાં લાવવામાં આવીછે. કેમકે બીજી કોઇ રીતે મુસાફરી કરવા તે અશક્ત હતી. પોતાની ફોઇ લેડી હેમીલાઇનની કેવી દશા થઇહશે અને પોતાને માથે કેવું સંકટ આવી પડવાનું છે તેના અનિશ્ચય થી તે અત્યંત દુઃખમાં ગરકાવ થયલી, એવી તેની હાલત હતી. પોતાના સત્તાધીશ ઠાકોરના રક્ષાણમાંથી તે નિકળી ગઇ એથી જાગીરી કરાર તોડયાનો અપરાધ કર્યો; અનેતેવિષે દુનિયામાં એના કરતાં બીજો કોઈ વધારે કાળજી ધરાવતો નહી હશે."

લુઇને જયારે ખબર મળી કે જવાન અમીરઝાદી ચાર્લસને હાથ ચઢીછે ત્યારે તેને વધારે ખેદ થયો, કેમકે જે કાવાદાવાથી લેડી હેમીલાઇન અને તેણીને પેરોન આવવા તે ફુસલાવી લાવ્યો હતો, તે વિષે ખુલાસો આપતાં, ઝમેટ મગ્રબીનને ફાંસી દીધાથી, જે સાક્ષી નાબૂદ થઇ હતી તે હવે પુરી પડી શકે; અને તે ખુબ સમજતો હતો કે બરગંડીના ઠાકોરના હક્કની અંદર તેણે જે માથું ઘાલવાનું કર્યું હતું, તેનો એવી રીતનો પૂરાવો મળ્યાથી હાલની સ્થિતિનો બરાબર લાભ લેવાનું બહાનું ચાર્લસને મળી આવશે. એ બાબતો વિષે બહુ ચિંતા જણાવી, લુઇ, કાર્મિનિસ આગળ વાતચિત કરવા લાગ્યો અને તેની તીવ્ર અને રાજદ્વારી કામમાં કસાયલી બુધ્ધિ, ક્રેવિસિઅરની લડાયક, જંગલી અને કઠોર રીતિ અથવા તો હમબરકોર્ટનો કરડો સ્વભાવ, એ બેહુ કરતાં, રાજાને વધારે અનુકૂળ લાગી. તેણે પોતાના ભવિષ્ય ઇતિહાસ કર્ત્તાને કહ્યું "મારા ભલા મિત્ર કામિનિસ, રાજાની મંત્ર

સભામાં આ લોખંડના હાથવાળા લશ્કરી માણસોએ દાખલ થવું ન જોઇએ પણ જે ઠેકાણે ભાલા અને સોટા રહે તેની સાથે તે કોટડીમાં તેઓને પણ રહેવું જોઇએ. ખરેખર, તેઓના હાથ આપણા ઉપયોગ વાસ્તે બનેલાછે પણ જે બાદશાહ તેઓના માથાનો ઉપયોગ, પોતાના દુશ્મનોની તલવારો અને સોટાઓ ઝીલવાની ટક્કરના કરતાં વધારે સારા કામમાં આણે, તે પેલા બેવકુફ જેવો ગણાય જેણે પોતાની પ્રેમદાને જવાહીરની ગળેમાળાને બદલે કુતરાના ગળામાં પહેરવાની દોરી ભેટ આપી. તારા જેવા સાથે, ફિલિપ–જેની આંખોમાં ચપળતા પ્રકાશેછે, અને જેને તેજ નજર બક્ષેલીછે, જે વડે વેહેવારની બહારની સપાટી કરતાં તેઓ વધારે જોઇ શકેછે- તારા જેવાઓની સાથે બાદશાહોએ મંત્રમંડળીમાં મસલહત કરવી જોઇએ. એટલુંજ નહીં પણ, પોતાના મનની ગુપ્ત વાતો, તેઓની આગળજ કહેવી જોઇએ. ડી ક્રેવિસિઅર તીક્ષ્ણ બુધ્ધિનો હતો તોપણ યુરપના સૌથી અકલમંદ બાદશાહની પ્રસંશાથી કુદરતી રીતે ખુશ થયા વિના રહયો નહીં. તે એટલો હરખાયો કે પોતાનો હરખ લુઇથી છાનો રાખી શક્યો નહીં, અને તે રાજાએ જાણી લીધું કે મારા બોલવાની કાંઇક અસર તેનાઉપર થઇછે.

તે બોલવા લાગ્યો "મને એવો એક ચાકર મળ્યો હોત કિંવા એવો ચાકર પ્રાપ્ત કરવા હું યોગ્ય થયો હોત તો કેવું સારૂં! તો આવી માઠી દશામાં આવી ન પડત; એમ છતાં પણ જો આવા એક અનુભવી કારભારીની સેવા મેળવવાના સાધનો દખતો હોઊંતો આ સ્થિતિમાં પણ ઝાઝો દિલગીર થાઊં નહીં. ડી કામિનિસે કહ્યું "મારામાં જેવી તેવી બુધ્ધિછે તે સઘળી મારા મહા ધર્મિ ખ્રિસ્તી બાદશાહ આગળ મોજૂદછે, અને હમેશાં હકદાર સ્વામી બરગંડીના ઠાકોર ચાર્લસ તરફ મારી રાજ્યભક્તિ જળવાઇ રહેતી હોય તે હદસુધી. લુઇએ અસરકારક રીતે કહ્યું "શુંહું એવોછું કે તને તે વફાદારીમાં હરકત કરી ખોટે રસ્તે ચઢાવું? અફસોસ! શું મેં મારા એક તાબેદાર ઉપર હદથી ઉપરાંત ભરોસો રાખી પોતાને ભયમાં નથી નાખ્યો? જાગીર સંબંધી કરારથી નિપજતા હક્ક ખરા ભાવથી માન્ય કરવામાં આવે એવું ઇચ્છવાને મારા કરતાં બીજા કોને વધારે કારણછે? અને મારી સલામતીનો આધાર તેટલા ઉપરજ રહેલોછે. નહીં, ફિલિપ ડી કામીનીસ તમે બરગંડીના ચાર્લસનીજ નોકરી કર્યા કરો, અને ફ્રાન્સના લુઇની સાથે સારી રીતની સમજુતી કરી આપશો તેથીજ એમની સેવા સૌથી સરસ બજાવી એમ કહેવાશે. એમ કર્યાથી તમે બેહુની સેવા બજાવશો અને તેમાંથી એકતો તમારો આભારી રહેશે. મારા સાંભળવામાં આવ્યુંછે કે દરબારમાં તમારો પગાર બાજને મુખ્ય તાલીમ આપનારના જેટલો ભાગ્યેજ છે. આવી રીતે યુરપના સૌથી બુધ્ધિશાળી સલાહકારની અને બીજાગમ એક નિર્માલ્ય માણસ, જે સમડીઓનું પોષણ અને દવાદારૂ કરે

તેની સેવા એકજ ભાવે ખપેછે અથવા બરાબર કહીએ તો બીજા કરતાં પહેલાની ઉતરતી પદવી ગણવામાં આવેછે. ફ્રાન્સની ભૂમિ પુષ્કળછે અને તેના રાજા પાસે બહુ દ્રવ્યછે. ત્યારે મારા મિત્ર આ હીણું લગાડનાર એ સમાનતાને સરખી કરવા દો; અને તેમ કરવાનાં સાધન કાંઇ દૂર નથી તે વાપરવાની મને રજા આપો. એમ કહી બાદશાહે પૈસાની એક વજનદાર કોથળી કાઢી. પણ તે જમાનાના બીજા ઘણાખરા હજુરીયાના જેવો ડી કામીનીસ લાલચુ ન હતો તેથી તેણે તે લેવાની ના પાડી, અને કહ્યું "મારા પોતાના સ્વામીના ઔદાર્યથી હું પૂર્ણ સંતોષ પામ્યોછું, અને હું તમને ખાત્રીથી કહુંછું કે તમે જે મને બક્ષીસ આપોછો તે કબૂલ રાખ્યાથી તમારી સેવા બજાવવાની જે મારી ઇચ્છાછે તેમાં કાંઇ વધારો થવાનો નથી."

બાદશાહ બોલી ઉઠયો, "કેવો વિચિત્ર માણસ! શક્તિવાન અને વળી રૂશવત ન લે તેવા આ જમાનાના એક પુરા કારભારીને મને કોટી કરવા દો. સુંદર સોના કરતાં બુધ્ધિ વધારે પસંદ કરવા યોગ્યછે; અને ફિલિપ તું ખાત્રી રાખજે કે આ બારીક ટાંકણેજે કારભારીઓએ મારી બક્ષીસો માન્ય કરીછે તેઓની ભાડુતી મદદ કરતાં તારા માયાળુપણાઉપર મને વધારે વિશ્વાસછે. હું જાણુંછું કે પ્રારબ્ધે અથવા સ્પષ્ટ બોલું તો મારી પોતાની મૂર્ખાઇએ તારા સ્વામીને જે તક આપીછે તેનો ખોટો ઉપયોગ કરવા તમે સલાહ આપશો નહીં." "નહીં ખોટો ઉપયોગ કરવા નહીં; પરંતુ બેશક તેનો ખરો ઉપયોગ કરવા.

"કેવી રીતે અને કેટલે દરજ્જે,? કંઇપણ બદલો આપ્યા વગર છટકી જવાની હું વકી રાખું એવો મૂર્ખ તો નથી; પણ તે વાજબી હોવા જોઇએ—વાજબીપણું સાંભળવા હું પેરોનમાં તત્પરછું તેવોજ પારિસમાં અથવા પ્લેસિસમાં પણ હતો." "માફ કરજો ખુદાવંદ, મારે કહેવું પડેછે કે પારિસ કે પ્લેસિસમાં વાજબીપણું એવા ધીમા અને નરમ આવાજથી બોલાતું હતું કે આપ ખુદાવંદને કાને પહોંચવા હમેશા ફતેહમંદ થતું નહીં; પરંતુ પેરોનમાં અવશ્યતાનો પડઘમ જેવો આવાજ તે ધારણ કરેછે અને તેથી તેનો નાદ સત્તાવાર હુકમના જેવો થઇ પડયોછે"

"કામિનિસ તમે તો અલંકાર વાપરોછો; અને હું તે સમજવાને વાસ્તે સુસ્ત અને જડ બુધ્ધિનો છું. મેહેરબાની કરીને તમારા અલંકાર પડતા મુકો અને સાદાઇ પર આવી જાઓ. ઠાકોર મારી પાસેથી કેવી રીતની વકી રાખેછે.?"

"મારા સ્વામી તરફથી કાંઇ દરખાસ્ત હું લાવ્યો નથી; ઠાકોર પોતાની મરજી આપને પોતેજ સમજાવશે. પરંતુ દરખાસ્ત તરીકે કેટલીક બાબતો મને સૂઝેછે તેને માટે આપે તૈયાર થઇ રહેવું. દાખલા તરીકે સોમ નદી ઉપર આવેલા આ શેહેરો ઉપરથ

આપને દાવો ઉઠાવવો પડશે. "એતો મેં આગળથી ધારી રાખ્યુ હતું." લીજના રહેવાસીઓ અને વિલિયમ ડી લામાર્ક સાથે આપને કાંઇ સંબંધ નથી એવું આપને જાહેર કરવું પડશે." "શેતાન અને દોઝખ સાથે મારે સંબંધ નથી તે કહેવાને જેવો હું તત્પરછું તેવોજ તત્પર એ બાબત કબુલ કરવાને હુંછું." "હવેથી ફ્રાન્સ, ફ્લેમીંગ લોકોમાં બળવો જગાડવાથી દૂર રહે તે માટે ની જામીનગીરી કિલ્લાઓ સ્વાધીન કરવાથી અથવા બીજી કોઇ રીતે આપવી પડશે."

"એક તાબેદાર પોતાના બાદશાહ પાસેથી જામીનગીરી માગે એ કાંઇક નવાઇ જેવી વાતછે. પરંતુ કાંઇ ચિંતા નહીં." "આપના નામાંકિત ભાઇ, જે મારા સ્વામીના સહાયકારી અને મિત્રછે તેને માટે કોઇ યોગ્ય અને સ્વતંત્ર જાગીર જોઇશે—નારમંડી કે શૅમ્પેન—ખુદાવંદ આપના પિતાના ખાનદાનની સાથે ઠાકોર સ્નેહ રાખેછે."

"સ્નેહ એવો રાખેછે કે તેઓ બધાને રાજા કરવા માગેછે. કેમ તારી સૂચનાઓની કોથળી ખાલી થઇકે?"

"તદન નહીં. ડયુક આફ બ્રિટેગનીને આપે જે થોડાજ વખત ઉપર રંજાડયો હતો તે હવેથી મોકુફ રાખશો. અને તે અને બીજા મુખ્ય જાગીરદારોને સિક્કા પાડવાના હક્કની બાબતમાં આપ વાંધો ન લો એ પણ આપાણને કબુલ કરવું પડશે."

"અર્થાત, ટુંકામાં કહું તો, મારા જે જાગીરદારોછે તેઓને રાજા બનાવી દેવા, ફિલીપ સાહેબ હું મારા ભાઇનું ખૂન કરૂં એવું તો તમે ઇચ્છતા નહીં હો? મારા ભાઇ ચાર્લ્સ વિષે તમને બરાબર યાદ છે. જેવો તે ગાયનનો ઠાકોર થયો તેવોજ તે મરણ પામ્યો—આ માતબર પ્રાંતો આપી દીધા પછી, રીમ્સમાં જે રાજ્યપદની ક્રિયા થાયછે, તે અને ઊંચા છત્ર નીચે બેસીને જમવું, તે સિવાય શાર્લામેનના વંશજ અને પ્રતિનિધિની પાસે બાકી શું રહેશે?"

"એ એકાંત રજ્યપદમાં આપને એક સોબતી કરી આપી, એ બાબત વિષે આપની ચિંતા દૂર કરશું. અમારા ઠાકોર જોકે હમણાં સ્વતંત્ર રાજાના ખેતાબનો દાવો કરત નથી તોપણ ફ્રેન્ચરાજ પ્રત્યે જે આધીનતા બતાવવી પડેછે તેમાંથી ભવિષ્યમાં મુક્ત થવા માગેછે. એમની એવી મરજી છે કે પોતાનું જે ઠાકોરપદ દર્શક તાજછે, તેના ઉપર મેહેરાબ કરી દઇ તેના ઉપર એક સોનાનો ગોળો મુકવો કે પછી તેમનો મુલક સ્વતંત્ર છે એવું દેખાય."

લુઇ ચમકીને અને હમેશના કરતાં વધારે જોસ્સો બતાવીને બોલી ઉઠયો "બરગંડીનો ઠાકોર, જે પ્રતિજ્ઞા લઇ ફ્રાન્સનો તાબેદાર થઇ રહેલોછે, તે આવી હિમ્મત કેમ કરી શકે? જે માગણીથી યુરપના દરેક કાયદા મુજબ તેની જાગીર તેની પાસેથી છીનવી લેવામાં આવે તેવી માગણી કરવા હિમ્મત કેમ કરેછે?" "જાગીર છીનવી લેવાની શિક્ષા અમલમાં લાવવી જરા મુશ્કેલછે. આપ ખુદાવંદને માલમછે કે જાગીરી કાનુન વિસારે પડયોછે. અને બરાબર તે પ્રમાણે અમલ કરવાનું ખુદ શેહેનશાહતમાં પડતું મુકાયુંછે; અને જાગીરદાર તથા સત્તાધીશ જેમ લાગ ફાવે તેમ પોતાની પરસપર પદવી સુધારવા પ્રયત્ન કરેછે; ઠાકોરના ફ્લાનડર્સમાં જે તાબેદારોછે તેમની વચ્ચે આપ પડયા તેથી મારો સ્વામી કદી આગ્રહ કરે કે હવે પછી ફ્રાન્સને તેમ કરવાનું કારણ ન મળે તેટલા માટે હું મારા સ્વતંત્રતાની વૃદ્ધિ કરૂંછું તો એ વર્ત્તણુક દોષ રહિત ગણી શકાય." લુઇએ ઉઠીને ઉદાસપણે અહીંથી તહીં ઓરડીમાં પસાર કરી કહ્યું "કામિનિસ! કામિનિસ! **પડયા ઉપર પાટુ** એ કથનનો ભયંકર ધડો આમાંથી મળી આવેછે. એમ તો તમારી કહેવાની મતલબ ન હોય કે આ બધી કઠોર શરતો વાસ્તે ઠાકોર આગ્રહ કરશે?" "મારી એવી તો મરજી ખરી કે એ વિષે તકરાર કરવા આપ તૈયારીમાં રહો."

"પરંતુ ડી કામિનિસ, જય વખતે મધ્યમપણું રાખવું એ તેના અંતના લાભ માટે અવશ્યનું છે. અને તે તારા કરતાં વધારે સારી રીતે કોણ જાણતું હોય!" "ખુદાવંદ, હું કહેવાની રજા લઊંછું કે પરાજય પામેલો મધ્યમપણાની કીર્તિ ગાવાને તત્પર રહેછે એવો મારો અનુભવ છે. વિજયી તો જેમ બને તેમ ચતુરાઇથી **લાભ** મેળવવાની **ખુબી** વધારે સમજેછે."

"વારૂ, અમે વિચાર કરીશું. પરંતુ હું ધારૂંછું કે ઠાકોર ગેરવાજબી પણે બળાત્કારથી મારી પાસેથી જે કાંઇ કાઢવવા માગેછે તેની હદતો આવી રહી હશે! હવે બાકી રહ્યું તે શું હોય? અને જો કદી કાંઇ રહ્યું હોય—કેમકે તારાં ભવાં ઉપરથી એવું કાંઇક જણાયછે—તો તે મારા તાજ સિવાય બીજું શું હોય? અને એ તાજ, જો ઉપર કહેલી માગણીઓ કબૂલ કરવામાં આવે તો પોતાનો સઘળો પ્રકાશ ખોઇ બેસે." "ખુદાવંદ, બાકી જે કાંઇ કહેવાનુંછે તે કેટલેક દરજ્જે ઠાકોરના પોતાના હાથમાંછે. તોપણ તે બાબત આપની સાથે અતલગનો સંબંધ ધરાવેછે તેથી કરીને આપની મંજુરિયત મેળવવા એમની ધારણાછે."

"અરે પ્રભુ! એ શુંછે? ફિલિપ જલદી બોલી દો શું મારી દીકરી એને મોજ માટે મોકલી દઉં અથવા બીજી કંઇ બેઆબરૂ ભરેલી બાબત મારી પાસેથી કઢાવવા માગેછે!" "ખુદાવંદ, બેઆબરૂ ભરેલી કાંઇ વાત નથી; માત્ર એટલુંજ કે આપ ખુદાવંદનો પિત્રાઇ નામાંકિત ડયુક આફ આરલિયન" બાદશાહ વચ્ચે બોલી ઉઠયો "અરે! અરે!"

પરંતુ ડી કામિનિસ એ અટકાવની દરકાર કર્યા વગર બોલ્યો "ડ્યુક આવ આરલિયન નો પ્રેમ જવાન અમીરઝાદી ઇસાબેલની સાથે બંધાયોછે તેથી ઠાકોર પોતે ખુશીછે; અને તેવી રીતે આપ પણ એ વેવિશાળ વિષે પ્રસન્નતા બતાવશો એવી એમની ધારણાછે. અને આ હકદાર અમીરી જોડાને એવી એક જાગીર બક્ષશો કે તે અમીરઝાદીની મિલકત સાથે જોડાયાથી ફ્રાન્સના એક બાદશાહી વંશજ માટે યોગ્ય, ભાયાત તરીકેની જીવાઇ ગણાય."

બાદશાહે મહા મુશ્કેલીથી જે લાગણી દાબી રાખી હતી તે સમાવી ન શકતાં આકુળવ્યાકુળ થઇ જોશભેર પગલાં ભરી તે બોલ્યો "નહીં, નહીં, કદી નહીં,; એમ બનવાનું નથી. તેઓને કાતર લાવવા દો અને હું જે ગમારને આવો ખાસી રીતે મળતો આવ્યોછું તેની માફક મારા વાળ ભલે કાતરી લે! ભલે તેઓ મઠ અથવા તો ગોર તેઓ મારે વાસ્તે ખુલ્લી મુકે; ભલે તેઓ લાલચોળ વાસણ લાવી તેમાં મારી આંખોને ખેંચી કાઢે—ગમે તેમ થાઓ પરંતુ ઓલિયનને મારી દીકરીની સાથે જે વેહવિશાળ કર્યુંછે તેનો ભંગ કરવા દઇશ નહીં અથવા તો જ્યાં સુધી એ જીવતીછે ત્યાં સુધી એને બીજી પરણવા દઇશ નહી." "ખુદાવંદ, જે દરખાસ્ત થઇછે તેની વિરૂધ્ધ આવી રીતે જોશભેર આપનું મન વાળો તે પેહેલાં આપે ખ્યાલ કરવો જોઇએ કે તેનો અટકાવ કરવાનું આપની પાસે સામર્થ્ય નથી; ખડક, ઉપરથી પડતો હોય, તે જોઇ તેને અટકાવવાનો પ્રયત્ન, વ્યર્થછે, એમ સમજી દરેક ડાહયો માણસ ખસી જાય."

"પરંતુ બહાદુર પુરૂષતો હટી ન જતાં તેની નીચે ડટાઇ જવાનું પસંદ કરેછે. ડી કામિનિસ આવા વીવાહથી મારા રાજ્યને કેટલું મોટું નુકસાન થાય, કેવો ભારે નાશ થાય, તેનો તમે ખ્યાલ કરો. મારે માત્ર એકજ નબળો દીકરોછે અને તેના પછીનો વારસ આ આરલિયનછે તે જરા યાદ કરો. આ લગનથી મારા કુટંબની બન્ને શાખાઓ બહુ સુખદાયક રીતે ભળી જાયછે તેથી ધરમમંડળે એ સંબંધ વાસ્તે પોતાની હા ભણીછે.— એ સઘળી બાબતોનો વિચાર કરો અને વળી એમ પણ વિચાર કરો કે એ લગ્ન મારી આખી જીંદગીની પ્રિય યોજના થતી આવીછે—મેં એ માટે યુક્તિઓ લગાડેલીછે, લડાઇ કરીછે, એને માટે તક જોતો આવ્યોછું, એને માટે પ્રાર્થના કરીછે, અને એને માટે પાપ પણ કર્યાછે. ભાઈ, જરા વિચાર કરો, વિચાર કરો; આ મારી સ્થિતિ ઉપર દયા લાવ' જેમ ઇબ્રાહીમ પેગંબરના એક પુરા દીકરાને બદલે ભોગ આપવા માટે એક મેંઢો મુકવામાં આવ્યો હતો તેવીજ રીતે એ યોજનાને બદલે બીજો કોઇ ભોગ તારૂં ચંચળ મગજ ઝટ શોધી કાઢી શકશે કેમકે એ યોજના પેગંબરના દીકરા જેવીજ મને વહાલીછે. ફિલીપ દયા લાવ, કદાચ બીજા નહીં જાણે, પણ તું તો જાણતોજ હશે કે જે યોજના માટે લાંબો વખતવેર વિચાર કરેલો, મહાશ્રમ લીધેલો, તેનો નાશ થયાથી, સાધારણ માણસોને પોતાના કાર્યમાં નિશ્ફળ-

તાથી જે ક્ષણભંગુર ખેદ થાય તેના કરતાં વર્ણન ન થઇ શકે એટલો વધારે ખેદ, બુધ્ધિ વાન અને દીર્ઘ દ્રષ્ટીવાળા માણસોને, થાય. નિશ્ફળ થયલાં ચાતુર્ય અને અફળ થયલા શાણપણાથી જે ખરૂં અને ઊંડું દરદ લાગે તેથી તને કાળજી તો ઉપજવી જોઇએ—મારે વાસ્તે તને કાંઇ લાગતું નથી?" મારા ખુદાવંદ અને બાદશાહ. તમારી દુઃખી હાલત ઉપર મને દયા ઉપજેછે અને મારા સ્વામી પ્રત્તે મારી જે ફરજછે"—

લુઇના જાણે એકદમ ગુસ્સો ઉસ્કેરાઇ આવ્યો હોય અને પોતાની લાગણીઓને વશ ન કરી શક્યો હોય અને તેથી પોતે કેવી રીતની ભાષા બોલેછે તેની સંભાળ જાણે ન રહી હોય એવી રીતે ખરેખર અથવા તો ફક્ત એમ દેખાડવા માટે લુઇ બોલ્યો "એનુ નામ મારી આગળ ના લે. બરગંડીનો ચાર્લસ તારી રાજ્યભક્તિને નાલાયકનોછે; જે પોતાના સલાહકારોને અપમાન આપે, તેઓને મારે અને જે પોતાના સૌથી ડાહ્યા અને વફાદાર મંત્રીને **જુતીઆં** ના ધિક્કાર ભરેલા નામથી બોલાવે તેનું નામ ના લે." ફિલિપ ડી કામિનિસ જોકે અકલમંદ હતો તોપણ પોતાની જાતી અગત્યતા વિષે તેને ભારે ઊંચો મત હતો. બાદશાહ વિવેકનો ઉલંઘન કરીને જાણે ગુસ્સાથી તણાઇ જઇ બોલ્યો હોય તે શબ્દો સાંભળીને એટલો તો વિસ્મય થયોકે કાંઇપણ જવાબ આપી શક્યો નહીં. માત્ર 'જુતીઆં' એ શબ્દ ફરીથી બોલ્યા વગર તેનાથી રેહેવાયું નહીં. "મારો સ્વામી ઠાકોર, જયારથી સ્વારી કરતા શીખ્યો છે ત્યારથી તેનીજ સોડમાં રહેલા તેના નોકરને આવી રીતનું ઉપનામ આપે એ અશક્યછે—અને તે પણ એક પરદેશી રાજા આગળ એતો અશક્યજછે." લુઇએ તરત જોયું કે જોઇતી અસર થઇ ચુકી અને દિલગીરીની ઘાટી (જે કદાચ અપમાનકારક થઇ પડત) અને તેમ દયા પણ ન દર્શાવતાં (જે કદાચ ડોળ ઘાલવા જેવું દેખાત) સાદી રીતે પણ દબદબાથી રાજા બોલ્યો "મારા ઉપર જે સંકટ આવી પડ્યાંછે તેથી કરીને આગળથી વિવેક ભુલી જવાયછે નહિંકાં જે વાત સાંભળવી તમને ના ખુશકારક હોવી જોઇએ તે હું બોલત નહીં. પરંતુ જવાબ આપતાં એ બાબત અશક્યછે એવી રીતની તમે શંકા કરી એ બાબત મારી આબરૂ ઉપર આવેછે. અને જો એ ધિક્કાર ભરેલું નામ, જે ફરીથી બોલી હું તમારૂં દિલ દુઃખાવા માંગતો નથી, તે પ્રથમ કેવે પ્રસંગે નિકળ્યું તે જણાવતાં ઠાકોરે કલેજું પકડી હસીને જે વાત કહી તે હું ન જાણું તો મારા ઉપર મુકાયલા નિમિત્તનો જાણે મેં અંગિકાર કર્યો તેવું થાય. જુઓ ત્યારે આવી રીતે બન્યું : ફિલીપ ડી કામિનિસ, તમે તમારા સ્વામી ઠાકોરની સાથે શિકારે ગયા હતા; અને શીકાર કર્યા પછી તે ઘોડા ઉપરથી ઉતર્યો ત્યારે પોતાના બૂટ કાઢવા તમને બોલાવ્યા, પણ તમારા ચેહેરા ઉપરથી તેને એમ જણાયું કે આ હીણું લગાડે એવી સેવા બજાવ્યાથી તમને કાંઇક જાતી ગુસ્સો લાગ્યો છે તેથી તેણે તમને બેસી જવાનો હુકમ કર્યો અને જે સેવા તમે બજાવી હતી તેજ સેવા જાણે પોતે બજાવવા માગતો હોય તેવો દેખાવ દીધો, પણ તમે એ બાબત ખરેખરી સમજી ગયા એમ જણાયાથી તે ક્રોધે ભરાયો અને તમારો

એક બૂટ જેવો તેણે કાઢયો તેવોજ તુમારા માથા ઉપર, લોહી નિકળ્યું ત્યાં સુધી, ઘાતકી રીતે માર્યો. પોતાના બાદશાહના હાથથી આવી રીતની સેવા સ્વીકારવી એ લોકને માટે કેવી બેઅદબી કહેવાય, કેવી ઉધ્ધતાઈ, કહેવાય તે વિષે ઘણું ઘણું બોલવા લાગ્યો; અને એ ઉપરથી તે પોતે અથવા તો જે મસ્ખરાને તેણે સર્વ રીતની છુટ આપેલીછે, તે લી ગ્લોરીયો **જુતીખાં**ના કઢંગા અને હાસ્યજનક નામથી તમને વારંવાર બોલાવેછે અને તેથી ઠાકોરને બહુ મઝા પડેછે. જયારે લુઇ આવી રીતે બોલતો ત્યારે તેને બેવડોછે આનંદ ઉપજતો એકતો એટલા માટે કે તેનો જાતી સ્વભાવ એવો હતો કે કોઇને પણ તાણાના કઠોર વચનથી ખેદ પમાડવામાં તે મઝા સમજતો. (જોકે આ પ્રસંગે તો વેર લેવા ખાતર તે એમ કરેછે એવી રીતનું કારણ ન હતું તોપણ) બીજું એટલા માટે કે ડી કામિનિસ ને બરગંડીના પક્ષમાંથી ખેંચી ફ્રાન્સના પક્ષમાં લાવવા ડી કામિનિસની જોઇતી નસ તેણે શોધ કાઢી. જોકે આ અપમાન પામેલા હજુરીયાને જે ભારે ક્રોધ પોતાના સ્વામી પ્રત્તે ઉપજ્યો તેથી આગળ જતાં ચાર્લસની નોકરી મુકી દઈ લુઇની નોકરીમાં રહયો, તોપણ આ સમયે તો ફ્રાન્સ તરફ પોતાને સ્નેહભાવ છે એવી રીતની માત્ર કેટલીક સામાન્ય સંકેત કરી અને બાદશાહ તેનો કેવો અર્થ કરશે તે તે સારી રીતે સમજતો હતો. આ ઉતકૃષ્ટ ઇતિહાસકર્ત્તા પોતાના સ્વામી તરફ બેવફા થયો એવી રીતનો કલંક આ પ્રસંગે તેના ઉપર ચોટાડવો જો કે ગેરવાજબી છે તોપણ એટલું તો ખરૂં છે કે તે ઓરડીમાં દાખલ થયો તે વખતે લુઇ વાસ્તે તેના વિચારો હતા, તેના કરતાં વધારે લાભકારી થઇ ગયા.

લુઇએ જે સવિસ્તર વાત કહી તેથી પરાણે હસી તે બોલ્યો " મેં એમ નહીં ધાર્યું હતું કે આવી નજીવી વાત ઠાકોરના મન ઉપર લાંબા વખત વેર રહી હશે અને એ વાત ફરીથી કહેવા યોગ્ય છે એટલો માલ તેમાં સમજ્યો હશે. બૂટ ખેંચી કાઢવાની કાંઇક વાત હતી ખરી. આપ જાણોછો કે ઠાકોર જંગલી રીતની ઠઠ્ઠાબાજીના શોકીનછે પણ એ બાબત હતી તે કરતાં એમણે વર્ણન કર્યું તેમાં કાંઇક અતિશયોક્તિ થઇ ગઇછે. કાંઇ નહીં, હશે."

"હા, આ બાબત વિષે કાંઇ ખ્યાલ કરવો નહીં જોઇએ એ બાબત ઉપર આપણે એક પલ પણ થોભી રહયા એજ શરમ ભરેલું છે.– વારૂ ફિલીપ, આ મુશ્કેલ કારભારમાં હું આશા રાખુંછું કે તમે ઉત્તમ સલાહ આપી ફ્રાન્સનું હિત કરવામાં તમને કાંઇ હરકત નહીં હશે. હું સારીપેઠે જાણુંછું કે તમારી જો ઇચ્છા હોય તો આ ગુચવાડા ભરેલી બાબતની ચાવી તમે મને આપી શકો." "મારા પોતાના સ્વામી પ્રત્તે મારો જે ભક્તિભાવછે તેને બાધ ન લાગે ત્યાં સુધી હું મારાથી બનતી સલાહ અને સેવા બજાવવા તૈયારછું."

'તે હજુરી ઘણાખરા એજ શબ્દો પ્રથમ બોલ્યો હતો પરંતુ હવે એ શબ્દો તે એવા જુદા વલણથી બોલ્યો કે પ્રથમના એના કહેવાથી લુઇ સમજ્યો હતો કે બરગંડી પ્રત્યે ભક્તિભાવ એ તે મુખ્ય વાત સમજેછે, અને હવે તેને સાફ માલમ પડયું કે વાતની ઢબ ફરવાઇ ગઇછે.' અને બોલનારે સલાહ માટેના પોતાના વચન ઉપર વધારે ભાર આપ્યું હતું અને એણે જે પ્રતિબંધ કહયો તે તો માત્ર વિવેક અને સભ્યતા માટે હતો. બાદશાહ પાછો પોતાના આસન ઉપર બેઠો અને ડી કામિનીસને જબરીથી પોતાની પાસે બેસાડી આ કારભારીના વચનો જાણે દેવવાણી હોય તેવી રીતે ચિત્ત ચોડી સાંભળવા લાગ્યો. ડી કામિનીસ ધીમા સાદથી અને અસરકારક રીતે બોલતો જેથી એમ જણાતું કે તે ખરા ભાવથી બોલતો હતો વળી તે સાવધપણે તેમજ આસ્તે આસ્તે બોલતો તેથી એની એવી મરજી જણાતી કે બાદશાહ તેના પ્રત્યેક શબ્દમાં ખાસ અને નક્કી અર્થ રહેલોછે એમ સમજી તેનો તોલ કરે અને તે ધ્યાનમાં લે. તે બોલ્યો "જે બાબતો આપના વિચાર માટે મેં સૂચવીછે, તે જોકે આપના કાનને કઠોર લાગેછે પરંતુ આપની સાથે જેઓ શત્રુવટ રાખેછે તેઓએ ઠાકોરની મંત્રસભામાં જે જોશ ભરેલી દરખાસ્તો લાવ્યા હતા તેને બદલે એ રજુ કરેલીછે. આપને મારે યાદ આપવાની જરૂર નથી કે અમારા સ્વામીને જોશ ભરેલી અને પાધરી રીતે કરેલી સૂચનાઓ તરત સમજ પડેછે કેમકે જે યોજનાઓ સલામતી ભરેલી પરંતુ ફરવાળી હોય તેના કરતાં જે ટુંકી અને જોખમ ભરેલી હોય તેને એઓ વધારે ચાહેછે."

"મને યાદછે એક વખતે બસો વાર દૂર એક પુલ હતો તે મુકી દઇ ડૂબવાને જોખમ ખેંચી મેં એને તરીને નદી ઓળંગતા દીઠોછે." "ખરૂં, ખુદાવંદ; જે શખ્સ પોતનો અધીરો જુસ્સો ક્ષણવાર તૃપ્ત કરવા પોતાના જીવની દરકાર કરે નહીં તે એજ રીતિથી વળી પોતાની ખરી સત્તામાં વધારો કરવા કરતાં પોતાનીઇચ્છા તૃપ્ત કરવાનું વધારે પસંદ કરેછે."

"એ તમે કહોછો તે તો ખરેખરૂં છે. મૂર્ખ માણસ ખરી સત્તાને બદલે તેન છાયડાને ઝડપવા જાયછે. બરગંડીના ચાર્લસ વિષે હું જાણુંછું કે એ સઘળું કહેવું ખરૂ છે, પણ મારા પ્રિય મિત્ર, ડી કામિનીસ, એ સાધનો પરથી શું અનુમાન કરોછો ?" "મારા ખુદાવંદ એટલુંજ કે જેમ કોઇ ચતુર ગલથી માછલાં પકડનાર એકજ વાળથી જબરી અને ભારે માછલીને આખરે જમીન ઉપર ખેંચી લાવેછે—જે માછલીને આમ તેમ રમત કરવા પુરતી છુટ ન આપતાં જે મછીમાર દોરડું એકદમ ખેંચી રાખે તો એ કરતાં દસ ઘણું મજબૂત દોરડું તોડી નાખે—તેમ જે બાબતો, ઠાકોર પોતાના માનને લગતીછે એવું સમજી બેઠોછે, તે બાબતોને કબુલ રાખી એમને રાજી રાખશો તો બીજી જે અણગમતી દરખાસ્તો જે વિષે મેં ઇશારો કર્યો તેમાંથી આપ છટકી જશો; અને એ

છેલ્લી બાબતોમાં મારે આપને ખુલ્લી રીતે કહેવું જોઇએ કે કેટલીક બાબતો, ફ્રાન્સ બહુ નબળું થઇ જાય, તેવીછે, તે એના લક્ષ અને સ્મર્ણ શક્તિ ઉપરથી ઉતરી જશે; અને તે બચ્ચાની તકરાર તથા પાછળથી થતી સભાઓ ઉપર મુલતવી રાખવામાં આવ્યાથી કદાચ એમાંથી તદન છટકી જવાય.” “મારા ભલા ફિલીપ, હું તમારૂં કહેવું સમજ્યો પણ હવે મુદ્દાની વાત ઉપર આવીએ. કેવી સુખદાયક દરખાસ્તોમાંથી ઠાકોરને અતિશય વહાલી કઇછે જે ના પાડ્યાથી તે અજડ અને અવશ થઇ જાય ?” “ખુદાવંદ હું કહેવાની રજા લઉંછું કે એ દરેકે દરેક એને વહાલી છે જેથી કોઇને વિષે ના પાડશો એટલીજ ખોટીછે; એમ તો આપને કરવુંજ ન જોઇએ અને મેં જે આપને આગળ દ્રષ્ટાંત આપ્યો તેને અનુસરીને જ્યારે ઠાકોર ક્રોધના આવેશમાં આવી જોરાબેર બોલે ત્યારે એને દોરી છૂટ મુકવી અને આપે તક જોવા ખોટી રહેવું, જો આપ સામા ન થશો તો એનો ગુસ્સો જે ઘટી ગયોછે, તે પોતાની મેળે નાશ પામશે; અને પછી આપ જોશોકે એ સ્નેહી અને નરમ રેશમ જેવો થઇ જશે.

બાદશાહે વિચાર કરી કહ્યું “તોપણ કેટલીક એવી માગણી હોવી જોઇએ જે બીજીઓના કરતાં મારા પિત્રાઇને વધારે પ્રિય હશે. ફિલીપ, જો તે મને માલમ હોય તો—” “જો આમાંથી નછીવીને પણ આપ વિરૂદ્ધ થશો તો તે તેને સૌથી અગત્યની થઇ પડશે. તથાપિ ખુદાવંદ હું એટલું કહી શકુંછું કે જો આપ વિલિયમ ડીલા-માર્ક અને લીજના લોકો સાથે સંબંધ તોડી નહીં નાખશો તો **દોટી** થવાની જરાએ આશા રહેશે નહીં.”

“હું તમને કહી ચુકયોછું કે હું તેમની સાથનો મારો સંબંધ ના પાડીશ. એ લોકોને તો એમજ કરવું જોઇએ ; એ લુચ્ચાઓએ એવે વખતે બલવો જગાડ્યો છે કે જેથી મારી જીંદગી જોખમમાં આવી પડે.”

“જે કોઈ દારૂ હારબંધ પાથરી દઇ સળગાવે તેણે સમજવુંજ જોઇએ કે તરત ભડકો થવાનો—પણ આપ માત્ર એમની સાથનો સંબંધ ના પાડશો તે ચાલશે નહીં. ઠાકોર આપની પાસેથી એથી વધારે વકી રાખેછે કેમકે એ બલવો બેસાડી દેવામાં આપની મદદની માગણી તે કરશે અને બલવાખોરોને આપની સમક્ષ તે સજા કરવા માગેછે.”

“ડી કામિનીસ આથીતો કદાચ મારી પ્રતિષ્ઠાને બાધ આવે. ચાર્લસે નક્કી કરી રાખ્યું છે કે ફ્રાન્સ તરફથી કાંઇપણ મદદની આશા અથવા વગરજો તેઓએ હુલ્લડ કર્યું હોયતો બરગંડીના વેર અને ક્રોધથી તેઓ કાંઇ બચી નહીં શકશે એવું દેખાડવું.”

"પરંતુ ફિલીપ, હું તમારી પાસે ચોખ્ખી રીતે બોલુંછું કે જો આ બાબત માં ઢીલ નાખી શકીએ તો લીજના આ ચંડાળો આ ઠાકોરની વિરુદ્ધ શું પોતાનો બચાવ કરીન શકે ? એ લુચ્ચાઓ સંખ્યાબંધ અને મજબુતછે. શું તેઓ પોતાના શેહેરનું રક્ષણ એની સામે થઇ નહીં કરી શકે ?

"આપે જે ફ્રાન્સના હજાર તીરઅંદાઝની મદદ આપવા વચન આપ્યું હતું તે મદદથી તેઓ કાંઇક કરી શકત પણ—" મેં તેમને વચન આપ્યું હતું. ! અફસોસ ! ભલા ફિલીપ, એમ કેહેવાથી તમે મને ગેર ઇનસાફ આપોછો." ડો કોમિનીસ બાદશાહ ના બોલવાની દરકાર ન કરતાં વચ્ચે બોલ્યો "પણ તે વગર—અને હાલને પ્રસંગે આપ તેની સગવાઇ કરી શકો તેમ નથી તેથી—એ શેહેરીઓ પોતાના શેહેરનો બચાવ કરવાની કેમ આશા રાખી શકે ? ચાર્લસે સેંટ ટ્રાનના યુદ્ધ પછી એ શેહેરના કોટમાં મોટાં મોટાં બાંકાં પાડ્યાંછે અને તે હજી સુધી સમાં થયાં નથી." "કેવા અવિચારી મૂર્ખા ! જ્યારે તેઓએ પોતાની સલામતીને માટે આવી ગફલત કરીછે ત્યારે તેઓ મારા રક્ષણને માટે લાયક નથી. ચલાવો તમે આગળ—હું તેઓને ખાતર કાંઇપણ વાંધો લેનાર નથી." "બીજી બાબત મને ભય લાગેછે કે આપના મનને ચિંતા પેદા કરશે"—"અરે પેલા દાઝખી લગ્ન વિષે બોલવાની તમારી મતલબ જણાયછે. મારી દીકરી જોન અને મારા પિત્રાઇ ઓરલીયન વચ્ચે જે વેવિશાળ થયુંછે તેનો ભંગ થવામાં હું મંજુરીયત આપીશ નહીં. મારા અને મારા વંશ પાસેથી ફ્રાન્સનો બાદશાહી અખત્યાર છીનવી લેવામાં આવે તેવું એ થાય. કેમકે મારો નબળો દીકરો ફ્રાન્સનો વારસ એક ચિમલાઇ ગયલી કળીના જેવોછે જે બિનાફળ કરમાઇ જશે. જોન અને ઓર્લીયનસ વચ્ચે લગ્ન કરવાની વાત દિવસ વખતે મારા વિચારમાં ભમેછે અને રાત્રિ વખતે મારા સ્વપનામાં આવેછે. ફિલીપ હું તને કહુંછું કે હું એ વાત મુકી દઇ શકતો નથી. વળી મારે પોતાને હાથે મારી પોતાની રચેલી રાજયદ્વારી યોજનાનો, તેમજ જે જોડું એક બીજાની સાથે ઉછરેલું, તેના સુખનો નાશ કરવા મને ફરજ પાડવી એ ઘાતકીપણુંછે." "શું ત્યારે તેઓ એક બીજા ઉપર એટલું બધું વહાલ રાખેછે ?" "એમાંથી એકતો વહાલ રાખેજછે. અને તે પણ જેને માટે અતિશય કાળજી રાખવા હું બંધાયલોછું તે. ફિલીપ સાહેબ તમે તો હસોછો. પ્યારના બળને તમે માનનાર લાગતા નથી." "નહી, નહી, ખુદાવંદ હું એ બાબતને એટલે સુધી માનુંછું કે, અમીરઝાદીની પ્રીતિ બીજા કોઇની સાથે બંધાઇછે એમ તમને ધીરજ આપુ તો ડયુક આફ ઓરલિયન અને ઇસાબેલની સાથે વિવાહની જે દરખાસ્ત થયલીછે તે વિષે હા પાડો કે નહીં એમ પુછવા જતો હતો; કેમકે એ લગ્ન થાય તેનો બિલકુલ સંભવ લાગતો નથી.

બાદશાહ નીસાસો નાખી બોલ્યો " અફસોસ ! મારા પ્યારા અને ભલા મિત્ર, આ બુઢ્ઢાના દિલાસા તું કઇ કબરમાંથી ખેંચી કાઢેછે. ? તેની પ્રીતિ બીજા કોઇ તરફ ! હું પ્રીતિ ખરી ! ખરૂં પુછાવો તો આ કમબખ્તી ભરેલો બનાવ નહીં બન્યો હોત તો, જોકે ઓરલિયન મારી દીકરીને ધિક્કારેછે તેવું છતાં તેની સાથે પરણવાની ફરજ તેને પડી હોત. તમેજ અનુમાન કરો કે આવીજ રીતની આ છોકરી ઉપર ફરજ પાડયાથી તે તેનો અનાદર કરે તેનો કિટલો થોડો સંભવછે. ઉપરાંત, એ ફ્રાન્સના બાદશાહી ખાનદાનનોછે. અફસોસ ફિલીપ ! નહીં આવા આશકના માગાની સાથે તે હુજ્જત લે તેનો થોડોજ સંભવછે. ફિલીપ ! સ્રી જાત બહુ ચળિત અને ઢંગ વગરનીછે." "ખુદાવંદ, હાલની બાબતમાં આ જવાન બાનુની હુજ્જત ભરેલી હિમ્મત આપ ધારોછો તે કરતાં વધારેછે. તે એક હુજ્જતી કબીલામાંથી ઉતરેલીછે. ક્રેવિસિઅર પાસેથી મેં એમ સાંભળ્યું છે કે જે જવાન સ્કવાયર મુસાફરી વખતે તેની ઘણી ઘણી સેવા બજાવી હતી તેની સાથે તેણીએ અલૌકિક પ્યાર બાંધ્યોછે."

" અરે એતો પેલો ક્વેનટિન ડર્વાડ મારી બાડીગાડનો તીરઅંદાઝ કે ?"

"હું ધારૂં છું કે, એ બેહુ લગભગ એકલાં પ્રવાસ કરતાં હતાં તેવામાં અમીરઝાદીની સાથે તેને પણ કેદ કરવામાં આવ્યો." હવે મારે બીબી મરીયમ, સેન્ટ માર્ટિન, અને સેન્ટ જુલીયન, એદરેકની સ્તુતી કરવી જોઇએ ; અને વિદ્વાન ગેલિયોટી જેણે સિતારાઓ ઉપરથી શોધી કાઢ્યું કે આ જવાનનું પ્રારબ્ધ મારા પ્રારબ્ધની સાથે જોડાયલુંછે, તેથી તેને મોટું માન અને યશ ઘટેછે. જો એ કુમારિકાની પ્રીતિ એની સાથે એટલે દરજ્જે બંધાયલી હોય કે બરગંડીની ઇચ્છાને વશ ન થઇ જાય તો ખરેખર ક્વેનટીન મને અત્યુપયોગી થયોછે." "ક્રેવિસિઅરે કહ્યું તે ઉપરથી હું એમ માનુંછું કે તે પૂરેપૂરી હુજ્જતી થશે એવું ધારી શકાય. ઉપરાંત ભલો ડ્યુક આવ આરલિયન પોતે પણ, આપે જે ઇશારામાં એના વિષે કહ્યું, તેમ છતાં જે સુંદર પિત્રાણની સાથે લાંબા વખત થયા એનું વેવિશાળ થયુંછે તેને ખુશીથી મુકી દેશે નહીં."

"છટ તમે મારી દીકરી જોનને બિલકુલ જોઇ નથી. ઘુવડ જેવીછે. ચોખ્ખી ઘુવડ જેવીછે. અને તેના થકી હું શરમિંદા થાઉંછું; પણ એ જો ડાહ્યો થઇ એને પરણશે તો ફ્રાન્સની સૌથી રૂપાળી સ્રીની સાથે ઇશકબાજી ચલાવે તેના વાસ્તે હું વાંધો લઇશ નહીં."

"વારૂ ફિલીપ, તમે તમારા સ્વામીના મનનો પૂરો નકશો આપી ચુક્યા કે ?" "ખુદાવંદ, જે બાબતો વિષે હમણા એ આગ્રહ કરતો જણાયછે, તે બાબતો હું આપને કહી ચુક્યોછું—પણ આપ સારી રીતે જાણોછો કે ડાકોરનો સ્વભાવ જોરથી વહેતા ધોધની માફક

છે, તેના મોજાને કાંઇ અટકાવ ન થાયતો તે શાંત રીતે ચાલ્યા કરે. શાથકી એ ક્રોધથી ભરાય એ અટકાવવું પણ અશક્ય છે. જો લીજના લોકો અને વિલીયમ ડીલામાર્ક સાથે આપના ચલાવેલા પ્રપંચ (એ વચન વાપરૂંછું તે માટે માફ કરજો કેમકે શબ્દો પસંદ કરી વાપરવાને વખત પુરતો મળતો નથી) ઓચીંતી કોઇ વખતે ચોખ્ખી સાબેતી જણાઇ આવી તો પરિણામ ભયંકર થવાનો. તે દેશથી વિચિત્ર સમાચાર સંભળાયછે. એવું કહેવાયછે કે ડીલામાર્ક ક્રાયની વડી અમીરઝાદી હેમીલાઇનની સાથે પરણ્યોછે."

"એ મૂર્ખ બુઢી, વિવાહ પાછળ એવી ગાંડી બની ગઈ હતી કે શેતાનનું પણ પાણીગ્રહણ કરત. પરંતુ ડીલામાર્ક હેવાન જેવોતો છે. તોપણ તે એની સાથે પરણ્યો તે અચરત પમાડેછે. વળી એવી પણ અફવા ચાલીછે કે ડીલામાર્કના તરફથી એક એલચી પેરોનના તરફ આવેછે. આતો ઠાકોરને ગુસ્સાથી ગાંડો કરી દેવા જેવુંછે—હું આશા રાખુંછું કે આપના લખેલા પત્ર એની પાસે તો નહીં હશે કે તે બતાવે ?"

"એક જંગલી ભૂંડને હું કાગળ લખું ? નહીં, નહીં, ફિલીપ સાહેબ હું એવો મૂર્ખ ન હતો કે **ભેંસના મોં આગળ ભાગવત** મુકું. એ હેવાનની સાથે મેં જે કાંઇ થોડો ઘણો વહેવાર ચલાવ્યો હતો તે માત્ર સંદેશાથી ચલાવ્યો હતો અને તેમાં પણ હું હમેશ નીચ કુળના ગુલામો અને ભટકનારને કામે લગાડતો હતો, જેથી કરીને એક મરઘીનું ઘર ચોરવાની તપાસમાં પણ તેઓની સાક્ષી માન્ય કરવામાં આવે નહીં." ડી કામીનીઅ રૂખસદ થતી વખતે બોલ્યો "ત્યારે તો ખુદાવંદ વધારે ભલામણ મારે એટલીજ કરવીછે કે આપે સાવધ રહી સમય પ્રમાણે વર્તવું, અને ઠાકોરની સાથે સંવાદ કરતાં આપની પદવી ન છાજે તેવી ભાષા અથવા દલીલ વાપરવાના કરતાં, આપની હાલની સ્થિતિને યોગ્ય વાપરવી."

"જ્યારે ઊંડા સ્વાર્થની વાત વિષે મને વિચાર કરવાનું હોયછે, ત્યારે મારી પદવી મને કંટાળો આપતી નથી. અભિમાન જેવી ચીજ વાસ્તે મારી પાસે ખાસ એક ઉપાયછે એક અમુક પાયમાલ થયલી કોટડીમા નજર કરી ભોળા ચાર્લસના મૃત્યુ વિષે વિચાર કર્યું એટલે થયું. જેવી રીતે ઠંડા પાણીવડે નાહ્યાથી તાપ જતો રહેછે તેવીજ અસરકારક રીતે એ દરદ દૂર થઇ ગયું સમજવું. અને હવે મારા મિત્ર અને સલાહકાર, શું તારે જરૂર જવું જોઇએ ? વારૂ ફિલીપ, એવો પણ વખત આવશે જયારે તારા સેહેલામાં સેહેલા સિધ્ધાંતો સમજી ન શકે એવા બરગંડીના ગોધાને તું રાજ્યનીતિનો ધડો આપતાં આપતાં કંટાળી જશે—જો લુઇ તે વખતે જીવતો હશે તો ફ્રાન્સના દરબારમાં તારો એક મિત્રછે એવું સમજવું; કેમકે જો મને તારી પ્રાપ્તી થાય તો મારા મુલકને એક સુખસાધન થઇ પડશે. જેમ રાજ્યદ્વારી બાબતો વિષે તું દૂર અંદેશો પોહોંચાડેછે તેમજ ખરૂં શું

અને ખોટું શું તે ઓળખવાની શક્તિ તારી પાસેછે. ખરૂં કહુંછું, આલિવર અને ઍલ્ક્યુનાં હૈયાં પેલા નીચેના પથ્થર જેવાં કઠણછે. અને તે લોકો મને અપરાધો કરાવેછે તેના માટે પશ્ચાતાપ અને દિલગીરીથી મારી જીંદગી કડવી થઇ પડીછે. ફિલીપ તારી સાથે વર્ત્તમાન તેમ ભવિષ્યકાળના ડહાપણનો સંગ્રહછે તેથી સદ્ગુણ એક કોરે ન મુકતાં, મહાન પુરૂષ કેમ થવું તે તું શીખવી શકે." "એતો મુશ્કેલ વાતછે. અને થોડાજ એ મેળવી શકયાછે. પરન્તુ જે રાજ્યકર્ત્તાઓ એને માટે પ્રયત્ન કરે તેઓ તે મેળવી શકે ખરા. હવે ખુદાવંદ આપે તૈયાર થઇ રહેવું જોઇએ, કેમકે ઠાકોર આપની મુલાકાતે જરૂર આવી લાગશે."

જ્યારે ફિલીપ ઓરડી છોડી ચાલતો થયો ત્યારે ફિલીપની પાછળ લુઇએ લાંબા વખત સુધી જોયા કર્યું અને આખરે ધિક્કારથી ખડખડ હસી પડ્યો. "માછલાંને પકડવાની એ વાત લાવ્યો હતો—૧ ટ્રાઉટ માછલીના જેમ મેં એને ઠોક ફોસલાવી ઘેર મોકલ્યોછે; ખુશામદ, વાયદા, અને એના અહંકારને જે ધોકો લાગ્યો હતો તેનું વેર લેવાનીજ ખુશાલીથી સંતુષ્ટ થઇ રહ્યો, અને લાંચ નહીં લીધી તેથી એ પોતાને સદ્ગુણી સમજેછે! હું તો એમજ કહુંછું કે પૈસા નહીં લીધા એટલું પોતાને નુકસાન કર્યું એથી જરાએ પ્રમાણિક થયો નહીં. તથાપિ એને મારે કબજે કરી લેવો જોઇએ કેમકે તેઓ સૌ કરતાં એનું મગજ બહુ તેજછે. વારૂ, હવે પેલા મોટા શીકારની વારી આ મગરમચ્છ ચાર્લસ માહાસાગર કાપતો કાપતો આ તરફ હમણાંજ તરી આવશે તેની સામે મારે થવુંછે. ધ્રુજતા ખલાસીની માફક મારે વહાણ ઉપરથી એની ગમતને માટે પીપ ફેંકવુ જોઇએ. પણ કોઇને કોઇ વખતે એના આંતરડામાંજ ભાલો ઘોંચવાનો લાગ આવી જશે.

---

# પ્રકરણ ૩૧ મું.

પૈરોનના કિલ્લામાં બન્ને રાજ્યકર્ત્તાઓ મળ્યા તે પહેલાની જોખમ ભરેલી અને અગત્યની સવારે આલિવરે ચબરાક અને ચતુર આડતિયાની પેઠે બક્ષીસો અને વાયદાઓથી દરેક દશાએ લુઇ માટે વગ લગાડી પોતાના સ્વામીની અચ્છી સેવા બજાવી. એમ કરવાનો હેતુ એ હતો કે, ઠાકોરનો ક્રોધ, ભડકો થઇ ઉઠે ત્યારે, આસપાસના સઘળાઓ આગમાં વધારો થવા ન દેતાં તેને દાબી દેવામાં લાભ સમજે. તંબુએ તંબુ અને ઘેરેઘર દ્રવ્ય દડે

---

૧ જાળમાં ઝટ સપડાઇ જાય તેવું એક જાતનું માછલું.

મિત્ર ફરવા, તે, રાત્રિના જેમ સરકી જતો. એક બીજા ચંચળ દરબારી આડતીઆ વાસ્તે કહેવાણલું છે તેમ તેની આંગળી દરેક માણસની હથેલીમાં હતી અને તેનું મોહડું દરેક માણસના કાનમાં હતું. અનેક પ્રકારના કારણોને લીધે જેમાનાં કેટલાંક અમો આગળ સુચવી ગયા, બરગંડના જે. અમીરો ફ્રાન્સ તરફથી કાંઇ આશા રાખતા કે ફ્રાન્સની ઇતરાજીથી બીતા અથવા જેઓ એમ ધારતા કે લુઇની સત્તા જો અતિ ઘટી ગઇ તો અમારો ઠાકોર, સ્વછંદ પણે સત્તા વાપરવા તરફ જે એનું મન લાગી રહ્યુંછે, તે બેધડક અટકાવ વગર વાપરવા રસ્તે ચઢી જશે, તેવા ઘણાક અમીરોનો પ્રીતિ તેણે સંપાદન કરી. જયારે આલિવરને કાંઇ સંદેહ રહેતો કે મારા જવાથી અથવા તો મારા સમજાવ્યાથી રખે ધારેલું કામ નહીં થાય ત્યારે તે બાદશાહના બીજા નોકરોને કામે લગાડતો; અને ક્રેવિસિઅરની મેહેરબાનીથી લાર્ડ ક્રાફર્ડ (જેની સાથે લી બાલાફ્રે હતો) અને કવેનટિન વચ્ચે જે એણે મુલાકાત કરાવી તે એજ રીતે કરાવી. કવેનટિન પેરોન આવી પહોંચ્યો ત્યારથી તેને નજર કેદ રાખવામાં આવ્યો હતો. આ મુલાકાત માગવાનું કારણ કાંઇક ખાનગી કામકાજ છે એવું જણાવ્યામાં આવ્યું હતું. પરંતુ સંભવિતછે કે ક્રેવિસિઅરને ધાસ્તી લાગી હોય કે રખે મારા સ્વામીનો ક્રોધ ઉસ્કેરાઇ ગયાથી લુઇ ઉપર તે કાંઇક બળાત્કાર કરે, એ ધાસ્તીથી, ક્રાફર્ડ જવાન તીરઅંદાઝને પોતાના સ્વામીને અગત્યની થઇ પડે એવી કાંઇ સૂચના કરે તે તક આપવા તેણે વાંધો લીધો નહીં. આ બે દેશી બંધુઓ વચ્ચેની મુલાકાત ખરા ભાવથી થઇ અને તે અસરકારક હતી. જેમ કોઇ વડવો પોતાના વંશજના તરફ પ્રીતિ બતાવે તેવી રીતે ક્રાફર્ડે જવાન કવેનટિનના માથા ઉપર વહાલથી હાથ મુકી કહ્યું "તું તો વિચિત્ર જવાનછે. ખચિત તું જનમ્યો ત્યારે તારા માથા ઉપર સુભાગ્ય અંતર વેષ્ટ સાથે લાવ્યો હોય તેવી રીતે તું બહુ ભાગ્યશાળી થયોછે." બેલાફ્રેએ કહ્યું "એ બધા પ્રતાપ આવડી નાની ઉમરે તીરઅંદાઝની તેં નોકરી મેળવી તેના છે. ભલા ભાણેજ, આવી વાખવાખી મારી કોઇ વખતે થઇ ન હતી કેમકે પચીસ વર્ષની વય પછી હું ૧ **પેજ**ની નોકરીએ રહ્યો.

તે વૃદ્ધ સરદારે કહ્યું "લુડોવિક તુંતો બેડોળ પહાડી રાક્ષસના જેવો **પેજ** હતો; અને તારી દાઢી તો ભઠિયારાના કોથળા જેવી હતી." કવેનટિન નીચી નજર કરી બોલ્યો "મને ભય લાગેછે કે એ માનનો હક હું થોડાજ વખત સુધી ભોગવીશ કેમકે બાડી ગાર્ડના તીરઅંદાઝની નોકરી હું મુકી દેવા ચાહુંછું." લી બેલફ્રે તો અચરતીથી સ્તબ્ધ થઇ ગયો. અને ક્રાફર્ડ નાખુશ દેખાયો. આખરે જેમ તેમ કરી બેલફ્રે બોલ્યો "નોકરી છોડવી ! સ્કાટીશ તીરઅંદાઝની જગા મુકી દેવા માગેછે ! એ વાત કોઇને કદી સ્વપના માં એ ન આવી હોય. મને ફ્રાન્સના કોનસ્ટેટેબલની જગા આપવામાં આવે તોપણ હું મારી પદવી મુકી દઊં નહીં. ક્રાફર્ડે કહ્યું "લુડોવીક ચુપ કરો. આપણે જુની ધાટીના માણસો કરતાં, આ તરૂણ, સમય પ્રમાણે વર્તી પોતાને માટે રસ્તો



૧ જુવો ભાગ ૧ લા પાનું ૫૩ મું.

કરી લેવાનું કામ વધારે સારી રીતે જાણેછે. એની મુસાફરી દરમ્યાન લુઈ રાજા વિષે કાંઇ સુંદર સુંદર વાત એને હાથ લાગી હશે અને એ બરગંડીયન થવા ધારેછે જેથી એ વાતો ડયુક ચાર્લસને કહી પોતાને માટે કાંઇક નાની સરખી પ્રાપ્તી કરવા માગેછે."

બલેફ્રેએ કહ્યું "જો મને એમ લાગ્યું તો—એકને બદલે પચાસવાર મારી બેનનો એ દીકરો થયો તો શું થયું? હું મારે પોતાને હાથે એનું ગળું કાપી નાખુ." ક્વેન ટીને જવાબ દીધો "પરંતુ એ સજાને હું પાત્રછુ કે નહીં તેની પ્રથમ પૃચ્છા તો કરશો કે નહીં? અને તમે, મારા સાહેબ, જાણોછો કે હું કાંઇ ચાડિયો નથી; અને હું લુઇ રાજાની નોકરીમાં હતો તે વખતે એમની વિરૂધ્ધ મારા જાણવામાં કાંઇ આવ્યું હોય તો તેમાંથી એક શબ્દ પણ કોઇ પ્રશ્ન પૂછે અથવા તો બિવાવે તોપણ હું કહેનાર નથી. એટલી હદસુધી મારા અધિકારની પ્રતિજ્ઞાથી હું ચુપ રહીશ. પરંતુ જે નોકરીમાં દુશ્મન-ની સાથે ખુલ્લી રીતે લડાઇ કરવાના જોખમની સાથે દોસ્તીના તરફથી પણ સંતાઇને હુમલો થવાનો ભય રહે તે નોકરીમાં હું રહેવા માગતો નથી." સૂત્રપતિના લો॰બેલેફ્રેએ ક્રાફર્ડ સામું ઉદાસપણે જોઇ કહ્યું "જો એ સંતાઇને હુમલો કરવાની બાબતમાં વાંધો લેતો હોય તો, મારા સાહેબ, મને ડર લાગેછે કે એનું કામ થઇ ચુક્યું. મારા પોતાના ઉપર એવી રીતના ત્રીસ હુમલા થયા હતા અને તેથી બસ હું. મેં પોતે કર્યાહશે કેમકે આપણા બાદશાહની લડાઇ કરવાની એ પ્રિય રીતીછે. ક્રાફર્ડે કહ્યું "લ્યુડોવીક તું કહેછે તેમજ છે તથાપિ છાનો રહે,કેમકે આ બાબત હું ધારૂંછું કે તારા કરતાં હું વધારે સમજુ છું." લ્યુડોવિકે જવાબ દીધો. "મારા સરદાર, મારી પણ એજ પ્રાર્થના છે કે આપ વધારે સમજો, પણ મારી બેહેન નો દીકરો, છાની રીતે થતા હુમલાથી ડરી જાય તે વાત વિચારતાં મને નામર્દાઈ તે માથું સુધી ઝાલ લાગેછે."

"જવાન માણસ, તારા બોલવાના હેતુ વિષે હું થોડી ઘણી અટકળ કરી શકુંછું. બાદશાહના હુકમથી તેં જે પ્રવાસ કર્યો તે દરમ્યાન રસ્તામાં કાંઇક તારા ઉપર જબરો થઇ, અને તું ધારેછે કે એનો કર્તા રાજાછે. એમ માનવાને નાની પાણી કારણ છે." કવેનટીને કહ્યું "બાદશાહે સોંપેલું કામ બજાવતાં કોઇ બખાળા થશે એવો ભય હતો પણ સારે ભાગ્યે હું તેમાંથી છટકી ગયો. એ બાબતમાં બાદશાહનો કાંઇ વાંકછે કે નહીં તે હું ઇશ્વરને અને એમના અંતઃકરણને સોંપુંછુ. જ્યારે હું રખડતો પરદેશી હતો ત્યારે એણે મને આવકાર આપ્યો. એમના સંકટના વખતમાં હું એમને માથે આળ ચઢાવું તેવો હું નથી; કેમકે મેં જે સાંભળ્યું છે તે નીચ લોકોને મોઢેથી સાંભળ્યું છે, તેથી તે આળ ગેરવાજબી પણ હોય.

ક્રાફર્ડે તેને કોટી કરી કહ્યું "મારા પ્યારા છોકરા—મારા પોતાના છોકરા! તારા રવચા ખરેખર એક સ્કાટના જેવાજ છે. દરેક રીતે તું સ્કાટના જેવોછે; જે મિત્ર નબળી

હાલતમાં આવી સ્હાયતા શોધે, તેની માત્ર કૃપા યાદ કરી વાંધાના કારણો ભુલી જાય તેવો તું છે. લ્યુડોવીક લેસ્લીએ કહ્યું "લર્ડ ક્રાફર્ડ તમને કોટી કરી ત્યારે તો હું પણ તમને કોટી કરૂંછું; પરંતુ તમારે જાણવું જોઇએ કે પાદરીને વાસ્તે પ્રાર્થનાપોથી વાંચવાનું કામ જેવું આવશ્યકછે તેવુંજ સિપાહી બચ્ચાને, હુમલા વાસ્તે સંતાઈ રહેવાનું કામ જાણવું, આવશ્યક છે." ક્રાફર્ડે કહ્યું "લ્યુડોવિક છાના રહો; મારા મિત્ર તમે તો ખર છો; આ બહાદુર છોકરા દ્વારે ઇશ્વરે તમને કેવી રીતનું સુખસાધન મોકલ્યું છે, તે તમે સમજતા નથી—અને ક્વેનટીન, દોસ્ત હવે તું મને કહે કે તેં જે આ બહાદુરી ભરેલો એક ખ્રિસ્તીને છાજે તેવો નિશ્ચય કર્યો છે તે વિષે બાદશાહને ખબર છે? કેમકે આ સંકટના વખતમાં તેનો આધાર શાની ઉપર રહેલોછે તે એ બીચારાને જાણવું અગત્યનું છે. જો પોતાની સાથે **બાર્ડીગાર્ડની** એક આખી પલટન માત્ર લાવ્યો હોત તો કેવું સારૂં! પરંતુ ઇશ્વરનું ધાર્યુંજ થાયછે. તમે ધારોછો કે તમારી ધારણા વિષે એમને ખબરછે?" "હું ખાત્રીથી કહી શકતો નથી. પરંતુ એમના વિદ્વાન નજુમી માર્કીઅસ ગોલીયોટીને મેં ખાત્રી આપીછે કે ઠાકોર તરફથી બાદશાહને કાંઇ હાનિ થાય એવી બાબતો વિષે ચુપ રહેવા મેં નિર્ણય કર્યોછે, અને જે બાબત વિષે મને શંકા રહીછે તે— માફ કરજો—હું આપને પણ કહેવા નથી ધારતો અને અલબતાં એ ફિલસુફને કહી દેવા તો હું એથી પણ વધારે નારાજ હતો."

લર્ડ ક્રાફર્ડે કહ્યું "હા ખરેખર તમે જે રીતે વર્તવાનો નિશ્ચય કર્યોછે, તે વિષે ગોલિયોટીએ બહુજ ખાત્રીથી અગમચેતી કરી હતી, એવું આલિવરે મને કહ્યું હતુ ખરૂં; અને હું ખરેખર ખુશીછું કે, તારાઓ ઉપર આધાર રાખી નહી પણ તેથી વધારે ભરોસાદાર સાધનથી, તેણે અગમચેતી કરી હતી." લીસેલેક્ટ હસીને બોલ્યો "એ અગમચેતી કરી શકે! પ્રમાણિક લ્યુડોવીક લેસલી પોતાની રાખેલી સાથે ખૂબ મજેથી પૈસા ઉડાવેછે, એમ સિતારાઓ તેને કહી શકયા નહીં." તેના સરદારે કહ્યું "લ્યુડોવિક, ચુપકર, અરે હેવાન, ચુપકર. હું પોતે જોઇએ તે કરતાં કાંઇક વધારે દુનિયારીતે વર્તું છું તેથી જો કદી મારા સફેદ વાળની તને શરમ નહીં આવતી હોય, તોપણ તારે આ છોકરાની જવાની અને તેના નિર્દોષપણાની શરમ રાખવી જોઇએ. આવી અયોગ્ય નજીવી વાતો તારે અમારો આગળ કરવી નહીં. લ્યુડોવિકે જવાબ દીધો, "સાહેબ આપ મરજીમાં આવે તેમ બોલો; પરંતુ હું સમ ખાઇ કહુંછું કે ભાવીપ્રેરણાની શક્તિ ધરાવનાર **સાનડર સુંપ્લીજા**, ગ્લેન હોલકીનનો મોચી, ભવિષ્ય વર્તનાર તરીકે આ જે તમે ગોલીયોટી કહોછો તેના કરતાં બમણો ચડે એવો હતો. તેણે અગમચેતી કરી હતી કે કોઇ દિવસે તારી બેનનાં બધાં દીકરાં મરણ પામશે અને તેઓ માંહેનો સૌથી નાનો એટલે કે એજ છોકરો ક્વેનટિન જનમ્યો તે ઘડીએ એ ભવિષ્યવાણી કહી હતી. અને તે પ્રમાણે એના સિવાય બીજા તમામ મારા બેનનાં છોકરાં મૃત્યુ પામ્યાં છે;

અને વધારે ખેદકારક તો એ છે કે બેશક એક દિવસે એ પણ મરણ પામશે અને તેથી એ ભવિષ્યવાણી સાચી ઠરશે, અને સાન્ડર્સે એક દીવસે મારે વાસ્તે પણ ભવિષ્યવાણી કહી હતી કે લગ્ન થકી હું દ્રવ્યવાન બનીશ. અને તે જોકે હજીસુધી બન્યું નથી તોપણ એ પ્રમાણે બેશક વખત સર બનશે. પરંતુ તે કેવી રીતે અને ક્યારે બનશે તે હું કવચિતજ અટકળ કરીશકું; કારણ કે હું પોતે પરણવાની દરકાર રાખતો નથી, અને ક્વેનટિન તો હજી માત્ર છોકરોછે. વળી સાન્ડર્સે અગમચેતી એવી કરી–" લાર્ડ ક્રાફર્ડે કહ્યું "નહીં મારા ભલા લ્યુડોવિક જો એ ભવિષ્યવાણી બરાબર મુદ્દાસર નહીં હોય તો મારે તે અધુરે અટકાવવી જોઇએ, કેમકે તું અને હું બેહુએ તારા ભાણેજને અહિં મુકી જવું જોઇએ, અને બીબી મિરયમ આગળ આપણને એવી પ્રાર્થના કરવી જોઇએ કે જે સારી વૃત્તિમાં હમણાંએનું મનછે, તે દ્રઢ થાઓ; કેમકે આ મામલો એવોછે કે માત્ર એક હલકા શબ્દથી એટલી નુકસાની થઇ જાય કે 'પારિસની' આખી **પારલામેન્ટ** તેને સુધારી ન શકે. મારા બેટા હું તને આશીર્વાદ આપુંછું અને અમારી ટોળી મુકી દેવા ઉતાવળે વિચાર ન કરવો એવી ભલામણ કરૂંછું, કેમકે થોડાજ વખતમાં સંતાવાની જગ્યામાંથી હુમલો નહીં પણ ધોળે દિવસે ઝપાઝપી થવાનો સંભવ છે."

લ્યુડોવિક લેસલીએ કહ્યું "ભાણેજ હું પણ તને આશીર્વાદ આપુંછું કેમકે માર મહા કૃપાળુ સરદારને તેં સંતોષ પમાડયોછે, તેથી મારી પણ ફરજછે કે સંતોષ પામું."

"સાહેબ જરા સબર કરો" એમ કહી ક્વેનટીન લાર્ડ ક્રાફર્ડને પોતાના મામાથ જરા આઘે લઇ ગયો. "મારે કહેવું જોઇએ કે દુનિયામાં એક આસામી બીજી પણ છે કે જેણે આ બાબતો મારી પાસેથી જાણીછે. હવે તે બાબતો એવીછે કે તે બાદશાહની સલામતી માટે ખાનગી રહે એ અવશ્યનું છે; અને હું જેમ બાદશાહના સિપાહી તરીકે અને તેમના તરફથી મને થયલી બક્ષીસો યાદ કરી તે કહી ન દેવી એમ મારી ફરજ સમજુંછું તેમ તે સ્ત્રી પોતાની ફરજ બિલકુલ ન સમજે." ક્રાફર્ડે કહ્યું "એ મર્મની અંદર જો કોઇ સ્ત્રી શામેલ હોય તો ઇશ્વર આપણને પનાહમાં રાખે, કેમકે આપણી સર્વન મોકાણ સમજવી." "મારા સાહેબ, એમ તમારે નહીં ધારવું. એ મર્મ વિષે જે આસામીને માહિતીછે તે ક્રાયની અમીરઝાદી ઇસાબેલછે; અને જો ક્રેવેસિઅરને સમજાવી એની સાથે મુલાકાતની પરવાનગી અપાવો તો મારી પ્રતીજ છે કે, જે બાબતથી ઠાકોર લુઇની ઉપર ક્રોધ કરે, તે વિષે જેમ હું ખચિત ચુપ રહીશ તેમ તેને પણ ચુપ રહેવા હું સમજાવી શકીશ."

તે વૃધ્ધ સિપાહીએ લાંબા વખતસુધી વિચાર કર્યો. છતની તરફ ઉપર જોયું ને પછી ભોંય ઉપર ફરી નજર કરી; તે પછી પોતાનું માથું ધુણાવ્યું અને અંતે કહ્યું "મારા

સમ, આ વાતમાં કાંઇક ભેદછે, જે હું સમજી શકતો નથી. ફ્રાયની અમીરઝાદી ઇસાબેલ, આવા મોટા ખાનદાનની અને જાગીરો ધરાવનાર, તેવી બાનુની સાથે મુલાકાત! અને તું કાચી વયનો એક સ્કાટીશ છોકરો તાણીને તારી વાત સમજાવી દેવા આવી ખાત્રીથી બોલેછે! મારા જવાન મિત્ર, તું જે અતિશય ખાત્રીથી બોલેછે તે અચરતી ઉપજાવે એવુંછે. અથવા તો કદાચ એમ હોય કે મુસાફરી વખતે તારો વખત ખૂબ કામે લગાડ્યો હોય. ખચિત એ વાત ક્રેવેસિઅરને ગળે ઉતારવા યત્ન કરીશ, અને તેને ભય રહેછે કે કદાચ ઠાકોર બાદશાહ ઉપર એટલી હદસુધી ક્રોધે ભરાઇ જાય કે બળાત્કાર વાપરે તેથી એ તારી ઉમદા માગણી એ માન્ય કરે એવો મને સંભવ જણાયછે. પરંતુ મારા સમ, એ માગણી હાસ્યજનક છે." એમ કહીને અને ખભા મરડીને એ બુઢો અમીર ઓરડી છોડી ચાલ્યો. અને તેની પાછળ, લ્યુડોવિકલેસ્લી જોકે ક્રાફર્ડની અજાએબી નું કારણ સમજતો ન હતો તોપણ પોતાના સરદારની નકલ કરી તેના જેવું ઠાવકું મ્હોં રાખી ચાલ્યો. થોડી મિનિટમાં તે પાછો ફર્યો, પણ આ વખતે તેનો હજુરી લી બેલેક્રે સાથે ન હતો. તે વૃધ્ધ માણસ અજબ તોરમાં જણાતો હતો; હરખાતો મલકાતો મ્હો વિચિત્ર રીતે વાંકુંચુકું કરી જાણે પોતાનું હાસ્ય દાબી ન શકતો હોય તેવી રીતે અનેક ચેષ્ટા કરતો દેખાયો, અને બોલ્યો "દેશબંધુ ખચિત તમે શરમાઇ જાઓ તેવા કે હિમ્મતની ન્યૂનતાથી સુંદર સ્ત્રી હાથથી જતી મુકો તેવા, નથી. તમારી દરખાસ્ત, ક્રેવેસિઅરે, જાણે સુરકાનો પ્યાલો પીતો હોય, તેવી રીતે, ગળે ઉતારી અને મને સમ ખાઇ ને સારૂ કહ્યું કે જો રાજ્યકર્તાઓની પ્રતિષ્ઠા અને સમાધાની જોખમમાં નહીં હોત તો ચિકલ ઉપર અમીરઝાદી ઇસાબેલનું પગલું સરખું પણ એ દેખી શકત નહીં. ભલુંછે તેને એક સ્ત્રી છે અને તે સુંદર છે, નહિંકાં હું એમજ ધારત કે, એ, ઇનામને માટે હરીફ થઇ ભાલો ઊંચકી મેદાન પડે. કદી એમ પણ હોય કે તે પોતાના ભત્રીજા કાઉંન્ટ સ્ટીવન માટે કાંઇ મનસુબો કરતો હોય. અમીરઝાદી! તારામાં ક્યાં માણાછે, કે તું એનાથી ઓછો યોગ્ય કહેવાય! પરંતુ ચાલો—એની સાથે તારી મુલાકાત બહુ ટુંકી થશે. પણ હું ધારૂંછું કે એ થોડા વખતનો પૂરેપૂરો લાભ લેતાં તને આવડેછે. ધર્મના સમ, આ તેં જે હિમ્મત કરીછે તેને માટે તને ભાગ્યેજ ઠપકો આપી શકું, કેમકે એ વાત ઉપર હસવા મને અતિશય વૃત્તિ થાયછે." આ વૃધ્ધ સિપાહીના ખુલ્લે ખુલ્લા અનુમાન અને ઇશારાઓથી ક્વેનટીનને બહુ માઠું લાગ્યું અને તેનું મ્હોં ઉતરી ગયું. પોતાનો પ્યાર દરેક અનુભવી માણસ કેવી રીતે હસી કાઢેછે તે જોઇ ક્વેનટીનને બહુ બળાપો થયો.

આ સ્થિતિમાં ક્વેનટીન ગુપચુપ લાર્ડ ક્રાફર્ડની પછવાડે ચાલી જે મઠમાં અમીરઝાદી રહેતી હતી ત્યાં ગયો, અને ત્યાંની મુલાકાત લેવાની ઓરડીમાં તેણે ક્રેવેસિઅરને દીઠો. તેણે કરડાઇથી કહ્યું "રંગીલા જવાન, ત્યારે તો એમ જણાયછે કે તારા અદ્ભુત સાહસ

ફર્મમાં જે સુંદર સોબતણ હતી, તેને તું ફરી જોવાનોજ." ક્વેનટીને દ્રઢતાથી જવાબ દીધો "હા મારા અમીર સાહેબ, અને તેમાં પણ વધુ એ કે મારે તેને એકાંતમાં મળવું જોઇશે."

"એતો કદી બનનાર નથી—લાૅર્ડ ક્રાફર્ડ, આ વાતનો ચુકાદો તમનેજ સોંપું છું આ જવાન બાનુ, મારા જુના મિત્ર અને લડાઇના સોબતીની દીકરી, બરગંડીની સાૈથી દ્રવ્યવાન વારસણ, તેણે કબુલ કર્યું છે—હું શું કહેવા જતો હતો ?—મતલબ કે એ મૂર્ખી છે—અને તમારો આ સિપાહી ઉન્મત્ત અકડબાજ—ટુંકામાં તેઓને એકલાં મળવા દઇશ નહીં." ક્વેનટીને બહુ ખુશીથી કહ્યું "ત્યારે તો તમારી રૂબરૂમાં હું એક શબ્દ પણ અમીરઝાદીને કહેવાનો નથી. જોકે હું ઉન્મત્ત હોઇશ તોપણ જે વાતની આશા રાખવાને પણ મેં હિમ્મત કરી ન હતી તે વિષે તમે મને ઘણુંએ જણાવી દીધું."

ક્રાફર્ડે કહ્યું "હા મારા મિત્ર, તેં ઠીક કહ્યું—તમે જે વાત કહી દીધી એ તમે ભુલ કરી; અને આ વાતનો ચુકાદો તમે મને સોંપ્યો છે તેથી મારી એ બસાનણ છે કે મુલાકાતના ઓરડા વચ્ચે બાબા મજબુત સળિયા છે તેના ઉપર તમારે ભરોસો રાખવો અને પોતાની જબાનથી તેઓ જે કાંઇ ઠીક થતું કરી શકે તે તે કરે. શું, મારા ભાઇ, એક બાદશાહની અને હજારો લોકોની જીંદગી જે ઠેકાણે જોખમમાં છે, તે ઠેકાણે એ જવાન જણ એક મિનિટ સુધી એક બીજાના કાનમાં પ્રેમની વાતો કરે એ તક આપવા કરતાં વધારે વજનદાર નથી ?" એમ કહી તે ક્રેવેસિઅરને દૂર ખેંચી ગયો. પરંતુ તે બહુ નાખુશીથી પછવાડે ચાલતો હતો અને ઓરડી સુધી આવ્યો ત્યારે જવાન તીરઅંદાઝ તરફ ક્રોધની નજરથી વારંવાર જોયા કરતો. એક મિનિટ વીત્યા કેડે અમીરઝાદી ઇસાબેલ જાળીની બીજી તરફથી દાખલ થઇ અને ક્વેનટીનને એકલો દીઠો તે જરા થંભી રહી અને આધી મિનિટ સુધી પોતાની નજર જમીન તરફજ રાખી, તે પછી બોલી "બીજાઓ ગેરવાજબી પણે સંશયી થાય તેટલા માટે મારે કાૅઇની શું કરવા થવું જોઇએ? મારા મિત્ર, મારા રક્ષાકર્ત્તા, મારા એક પુરા વફાદાર અને સાચા મિત્ર, એમ કહું તોપણ ખોટું કહેવાય નહીં." આમ બોલી જાળીમાંથી તેણે પોતાનો હાથ તેના તરફ લંબાવ્યો, એટલુજ નહીં પણ, ક્વેનટીને ચુમીઓથી તે ભરી દીધો—જેમાં આંસુ પણ ભળેલાં હતાં—ત્યાં સુધી તે તેના કબજામાં રહેવા દીધો; "ક્વેનટીન, જો ફરીથી કદી આપણું મળવું થાય, તો આવી રીતનો અવિચાર હું થવા દઇશ નહીં." મારી સુંદર વાંચનારીઓ કદાચ અમીરઝાદીઓ હોય, અને જાગીરદારોની વારસણ હોય તોપણ ક્વેનટીને કેવી ઉત્કંઠા અને વફાદારીથી તેની એકલે હાથે રક્ષા કરી હતી, તે વાત ધ્યાન પર લે તો, આ જે પોતાની પદવી ઘટાડી દે એવી રીતે તે વર્ત્તી તે વિષે તેઓ દરગુજર કરશે. પણ આખરે અમીરઝાદીએ પોતાનો હાથ મુકત કર્યો. જાળીથી એક ડગલું હટી

ક્રેવાર્ડને ગભરાટથી પુછ્યું " મારો પિત્રાઇ, ક્રેવેસિઅર હમણાંજ આવ્યો હતો તેની સાથે બુઢ્ઢો સ્કાટીશ અમીર પણ હતો તેની પાસેથી મેં એમ સાંભળ્યું કે તમારે કાંઇક મારી પાસે અરજ કરવીછે. એ તમારી અરજ શી છે ? વાજબી હોય તેવીજ કરવી; અને જો ગરીબ ઇસાએલ પોતાની ફરજ તોડયા વગર અને આબરૂને નુકસાન પોંહોચાડયા વગર તે બહાલ રાખી શકે તેવી હશે તો ગમે એટલો શ્રમ પડે તે છતાં યથા શકિત તેમ કરવા તૈયારછું. પણ અરે ઉતાવળે બોલો માં; "આસપાસ બીકથી જોઇ તે બોલી " એવું કાંઇ નહીંકહેતા જે કોઇ સાંભળી જાય તો આપણે બન્નેનેહાનિ થાય."

ક્વેનટીને દિલગીરીથી કહ્યું "ભલી બાનુ, તમે ધાસ્તી ના ખાઓ. પ્રારબ્ધે જે અંતર આપાણી વચ્ચે મુકયુ છે, તે ભુલી જવાનુ આ ઠેકાણું નહીં હોય અથવા તો તમારો મગરૂર સગો, એક ગરીબ અને અસમર્થ શખ્સની સાથે તમે ખરા ભાવથી પ્યાર બાંધ્યો એવી રીતે તમને ઠપકો આપે, તેમ કરવા હું માગતો નથી—વખતના સ્વપ્નાની માફક તે બાબતને ભુલી જવાશે; પરંતુ એક છાતીમાં જ્યાં તે સ્વપ્નું છે તે છતાં જે વસ્તુઓ ખરેખર હસ્તીમાંછે તેની જગ્યા રોકશે." "ચુપ રહો તમારે પોતાને ખાતર—મારે ખાતર—ચુપરહો, આવી બાબત વિષે ચુપકી પકડવી. તમારે શું માગવાનુછે તે તમે બોલો.

" જે શખ્સે પોતાની આપમતલબી યોજનાઓ માટે તમારા વેરીની ગરજ સારીછે, તેને વાસ્તે માફી ચાહુંછું." "ધારૂંછું કે હું મારા બધા શત્રુઓને માફ કરૂંછું પણ અરે ક્વેનટીન ! કેવા કેવા આપદામાંથી હિમ્મત અને હાજર સૂચકતાથી તમે મારૂં રક્ષણ કર્યું-પેલું ખુનામરકી વાળું દીવાનખાનું—ભલો ધર્માધ્યક્ષ—કેવા કેવા ભય મેં અજાણપણે જોયા તેનો અડધો ભાગ પણ કાલ સુધી મારાં જાણવામાં ન હતો."

ક્વેનટીને જોયું કે તેઓના સંવાદથી જે લાલી તેના ગાલ ઉપર આવી હતી તે રંગ જરા વાર પછી અતિ ફીકકો પડી ગયો. તે બોલ્યો એ બાબત વિષે ખ્યાલ ના કરો, થઇ ગયલી વાતનો વિચાર ન કરવો. પણ જેઓ જોખમ ભરેલા રસ્તા ઉપર ચાલે તેઓ અવશ્ય કરીને આગળ શું આવવાનું છે તે દૃઢપણે જુએ તેમ તમે પણ જુઓ. સાંભળો. લુઇ રાજા ખંધો અને કપટી ખટપટીઓછે, માટે તમે એને તેવા જાહેર કરો (અને તે તેવોછે પણ ખરો) તેના કરતાં વધારે કશાને એ યોગ્ય નથી; પરંતુ તમને નસાડવામાં ઉત્તેજન આપ્યું, અને તેના કરતાં પણ વધારે તમને ડીલામાર્કના પંજામાં સપડાવવા યુકિત રચી, એમ એના ઉપર તોહોમત મુકવાથી કદાચ બાદશાહનું મૃત્યુ નિપજે અથવા તો એ પદભ્રષ્ટ થાય એવો આ સમયછે. અને નક્કીછે કે ફ્રાન્સ અને બરગંડી એ બે દેશ વચ્ચે જે જે લડાઇઓ થઇછે, તે સૌ કરતાં વધારે ખૂનખાર લડાઇ થાય." "આ સંકટોનો જો અટકાવ થઇ શકતો હોય તો મારે ખાતર તે થવા દઇશ નહીં; અને ખરેખર જો કદી વેર લેવાના નિશ્ચયથી તેમ કરવા તત્પર થઇ રહો હોતો

તોપણ તે વિસરી જાઓ તમારા તરફથી સહેજ ઇશારો બસછે. લુઇ રાજાએ જે મારી કીમતી સેવા બજાવીછે, તે યાદ ન કરતાં, શું તેણે કરેલા અપમાનો ઉપરજ હું ધ્યાન આપું, એ શકય વાતછે ?—પણ એ બની કેમ શકશે ?—મારા સત્તાધીશ બરગંડીના ઠાકોરની હુઝુરમાં મને જ્યારે બોલાવવામાં આવશે ત્યારે કાંતો મારે મુંગે મ્હોડે ઉભવું જોઇએ, કાંતો સત્ય બોલવું જોઇએ. મુંગા રહેવું બેઅદબી ગણાય અને મારી જીભ ને જુઠી વાત કહેતાં શીખવવી એવી તો મને તમે દરખાસ્ત નહીં કરતા હો."

"ખચિત નહીં પરંતુ સાક્ષી આપતી વખતે લુઇ વિશે બોલતાં જે તમે પોતે નક્કી ખરૂંછે એવું જાણતાં હો તેજ તમારે કહેવું, અને બીજાઓ પાસેથી જે તમે સાંભળ્યું હોય તે વાત, તમે કદી સાચી માનતાં હો તોપણ, તે વિષે બોલતાં સાંભળેલી વાતછે એલુંજ તમારે કહેવું ; અને જે ખરેખર સાચુંછે એવું તમે કદાપિ માનતાં હો તે છતાં સાચુંજછે એવું તમે જાતે જાણતાં ન હો તેવી વાત વિષે સાક્ષી વખતે ખાત્રીથી ન કહેવું. હલકામાં હલકો તોહોમતદાર હોય તેને પણ અમારા દેશમાં જે ઇનસાફ મળેછે, તે ઇનસાફ બરગંડીના એકઠા થયલા મંત્રીઓ બાદશાહને આપવે આનાકાની ન કરે; એના અપરાધ વિશે જ્યાં સુધી પાધરો અને પુરતો પૂરાવો નહીં મળી આવે ત્યાં સુધી તેઓએ એને નિર્દોષ ગણવો જોઇએ. હવે જે બાબતો તમે પોતે નક્કી જાણતાં નથી તે વાત તમે જે કાંઇ ગપ સાંભળી હોય તે થકી કાંઇ સિદ્ધ થાય નહી. પણ તેને વાસ્તે બીજી કાંઇ સાક્ષી જોઇએ." "હું ધારૂંછું કે હું તમારૂં કહેવું સમજ્યુંછું."

"હું મારૂં બોલવું વધારે સ્પષ્ટ રીતે સમજાવું." એમ કહી તે કાંઇ દ્રષ્ટાંત વાપરી બોલવા જતો હતો એવામાં મઠનો ઘંટ વાગ્યો. "આ સંકેત આપણને જુદાં પાડવા માટે છે; કદાચ હમેશ સુધી આપણે જુદા પડીએ પણ કવેનટીન મને ભુલી જતા નહી—હું તમને કદી પણ ભુલી જઇશ નહીં તમારી વફાદારીથી બજાવેલી સેવાઓ" તે વધારે બોલી-શકી નહી; પણ ફરી પોતાનો હાથ લંબાવ્યો જે તેણે ફરી પોતાને હાથે દાબ્યો; અને હું કહી નથી શકતો એ કેમ બન્યું, કે પોતાનો હાથ પાછો ખેંચી લેવા કોશેશ કરતાં અમીરઝાદી જાળીની એટલે નજીક આવી લાગી કે કવેનટીને વિદાય થતાં તેણીના હોઠ ઉપર ચુંબન કરવા હિમ્મત ચલાવી. તે જવાન બાનુએ તેને ઠપકો આપ્યો નહીં—કદાચ તેમ કરવાને વખત ન મળ્યો હોય કેમકે ક્રેવેસિઅર અને ક્રાફર્ડે જે વાતચિત થઇ તે કદાચ સાંભળીતો નહી હોય પણ જે કાંઇ બન્યું તે તેઓ એક ફાટમાંથી જોઇ શકયા હતા; તેઓ ધસારાબંધ ઓરડીમાં આવી લાગા. ક્રેવેસિઅર તો ભારે ગુસ્સામાં હતો અને ક્રાફર્ડ હસતો હસતો તેને પાછળ ખેંચતો હતો. ક્રેવેસિઅરે ઘાંટો કાઢી ઇસાબેલને કહ્યું "જવાન બાનુ જા તારી ઓરડીમાં, અને હવે તમને બહુ નાની અને સાંકડી ઓરડી તથા

રોટલી અને પાણી સિવાય બીજું કાંઇ આપવામાં આવશે નહીં. અને તમને નમ્ર સાહેબ તમને, જેઓ આવા ઉદ્ધતછે તેને હું કહુંછું કે, બાદશાહ અને મુલકના હિતનો આધાર તમારા જેવાઓની ઉપર નહીં રહેલો હશે એવો પણ વખત આવશે અને ત્યારે તમારી બેઅદબીની સજા શીખશો. તમારી ભીખારી આંખ ઊંચી કરી—"

"બસ ! બસ ! હવે બસ કરો. અને કવેનટીન હું તમને ચુપ રહેવા અને તમારે ઠેકાણે જવા હુકમ કરૂંછું—કાઉન્ટ આવ ક્રેવેસિઅર, હવે આપણું કહેવું એ સાંભળી ન શકે તેથી કહુંછું કે આટલા બધા ધિક્કારને વાસ્તે કાંઇ કારણ નહીં હતું. કવેનટીન ડરવાર્ડ રાજાના જેવાજ ખાનદાનનોછે. માત્ર એટલુંજ કે તે એટલો દ્રવ્યવાન નથી. તે મારા જેમજ ઊંચકુળથી અવતરેલોછે. અને હું મારા ખાનદાનનો મુખ્યછું. છટ ! છટ ! તમે જે સજા વિષે બોલ્યા તે અમારી આગળ બોલવું ન જોઇએ." ક્રેવેસિઅરે અધિરાઇથી કહ્યું "આ પરદેશી ભાડુતી લોકોની બેઅદબી કહેવત જેવી થઇ ગઇછે. અને તમે તેઓના સરદારછો તેથી તેઓને ઉત્તેજન ન આપતાં ઠપકો આપવો જોઇએ."

ક્રાફર્ડે જવાબ દીધો "અમીર સાહેબ, આજ પચાસ વરસ થયાં કોઇપણ ફ્રેન્ચ મેન કે બરગંડીયનની સલાહ વગર હું એ સત્તા ભોગવતો આવ્યોછું અને તેવીજ રીતે માફ કરજો—જ્યાં સુધી તે મારા કબજામાં હશે, ત્યાં સુધી ભોગવવા ઇરાદો રાખુંછું." "ઠીક, ઠીક. મારા સાહેબ, હું તમને કાંઇ અપમાન આપવા માગતો નથી. તમારા ઊંચ કુળથી તેમજ તમારી અવસ્થાથી તમે જે અધિરાઇ બતાવોછો તેમ કરવાને તમને હકછે. અને આ જવાન લોકને માટે મારે એમ કહવું છે કે જો હવેથી ગઇ ગુજરી ભુલી જઇ તેઓ કદી નહીં મળે તેવી રીતની સંભાળ લઇશ. તે બુઢો અમીર હસીને બોલ્યો "એ વાત વિષે તમારે બહુ ખાત્રી રાખવી નહીં. પર્વતો પણ પાસે પાસે આવી પહોંચે એમ કહેવાયછે, ત્યારે બે મનુષ્ય જાતીના પ્રાણીઓ જેઓને પગછે અને જે પગને ગતિમાં મુકવા માટે જીવ અને પ્યાર છે. તેઓ શું કામ ન મળે? ક્રેવેસિઅર તમે જોયું તો હશે પેલી ચુમી કેવા વહાલથી અપાઇ. હું ધારૂંછું કે તેમાં કાંઇક ભયસૂચક હતું." ક્રેવેસિઅરે કહ્યું "મારી શાંતીમાં ફરી ખલલ કરવા તમે કોશેશ કરોછો, પણ હું એ તક તમને આપીશ નહીં—સાંભળો કિલ્લામાં બોલાવવા માટે ઘંટ વાગેછે. અરે ! એક ભય ભરેલી સભા, જેનું પરિણામ માત્ર ઇશ્વરજ જાણી શકે."

"આટલું પરિણામ તો હું આગળથી કહી શકુંછું કે જો બાદશાહના અંગ ઉપર કાંઇપણ બળાત્કાર થયો તો જોકે તેના સ્નેહીઓ થોડાછે અને તેઓ દુશ્મનોથી ઘેરાયલા છે તોપણ તે એકલો પડેલો નથી તેમ તેનું વેર લીધા વગર પણ રહેશે નહીં. હું દિલગીર છું કે આ પરિણામ માટે સામગ્રી કરી રાખવા જે કાંઇ ઉપાયો લેવા જોઇએ તે ન લેવા, એવો મને સાફ હુકમછે."

મારા ફ્રાફર્ડ સાહેબ, આવી ખરાબી આગળથી ધારી રાખવી તે તો ખચિત તેને પ્રસંગ આપવા જેવું થયું. તમારા સ્વામીની આજ્ઞાને માથે ચઢાવો અને ઉતાવળે અપમાન ન સમજી બળાત્કાર માટે કારણ નહીં આપશો તો જેવી રીતે તમે ધારોછો તેના કરતાં વધારે શાંતીથી આજનો દિવસ પુરો થશે એમ તમને જણાશે.

## પ્રકરણ ૩૨ મું.

### તપાસ.

બરગંડીના જે મોટા અમીરોને અને તેની સાથે બહુ થોડા ફ્રેન્ચ અમીરો જેઓ તે પ્રસંગે હાજર થઇ શકે તેઓને કચેરીમાં બોલાવવા માટે ઘંટનો પેહેલો ટકોરો થયો કે ઠાકોર ચાર્લસ, પોતાના રસાલાનો એક ભાગ જેઓ સોટા અને બરછીઓથી હથિયારબંધ હતા, તેની સાથે પેરોનના કિલ્લામાં દાખલ થયો. લુઇ રાજા એ મુલાકાત માટે રાહ જોતો હતો તે ઉઠીને ઠાકોર ભણી બે ડગલાં ચાલી પછી પ્રૌઢતાથી ઉભો રહ્યો. જોકે તેનો પોશાક કંગાળ હતો અને તે સૌની સાથે હળીમળી ચાલતો, તોપણ જે વખતે જરૂર હોય તે વખતે પ્રૌઢતા કેવી રીતે ધારણ કરવી તે ખુબ અછી રીતે સમજતો હતો. તેનો હરીફ પ્રથમ તો ઉતાવળે પગલે અને કઢંગી રીતે દીવાનખાનામાં દાખલ થયો, પરંતુ રાજાની શાંત વર્ત્તણુકથી હાલને અગત્યને પ્રસંગે તેના ઉપર અસર થઇ; અને તેથી પોતાના સત્તાધીશની રૂબરૂ એક મોટા જાગીરદારને છાજે તેવી રીતની પોતાની હાલચાલ કરી. ઠાકોરે મનમાં એવો નિશ્ચય કર્યો હોય કે શરૂઆતમાં તો લુઇની મોટી પદ્વીને અનુસરીને યોગ્ય માન આપવું એવું ખુલ્લી રીતે જણાતું હતું. પણ તેની સાથે એમ પણ જણાતું હતું કે તેમ કરતાં તેના પોતાના જાતો તામ્સી સ્વભાવ ઉપર તેને ભારે અંકુશ રાખવો પડતો હતો; અને ક્રોધની લાગણી અને વેર લેવાની તૃષ્ણા જે તેની છાતીમાં ઉભરાઇ આવતી હતી, તે માન માન દાબી શકતો હતો. આથી કરીને બાહેરનો વિવેક પરાણે જાળવતો અને કેટલેક દરજ્જે સભ્યાચારને અનુસરીને ભાષા પણ તેવીજ માન પૂર્વક વાપરતો તોપણ જરા જરામાં તેનો ચેહેરો લાલચોળ થઇ જતો, તેનો આવાજ બેસી જતો, ભાંગુ તુટું બોલતો, જાણે પોતા ઉપર મુકાયલા દાબમાંથી મુક્ત થવા તત્પર હોય તેમ પોતાના અવયવો હીલવતો, ડોળા ધુરકતો, લોહી હમણા નીકળશે એવી રીતે હોઠ કરડતો અને આ સૌથી ક્રોધી રાજ્યકર્તા પોતાના જબરા ક્રોધના આવેશમાં આવી ગયો

હોય તેવો દીસતો હતો. રાજા, શાંત અને સ્વસ્થ નજરથી ધ્યાન રાખી આ બધી એના વિકારોની લડાઇ જોયા કરતો હતો. ઠાકોરના ચેહેરાપરથી અવલોકન કરતાં તે જાણે મોતની કડવાસ હમણાથીજ અનુભવતો હોય, એવું તેને જણાતું. એક માનવી તરીકે તેમ વળી એક પાપી મનુષ્ય તરીકે તેને મોતનો ભારે ભય હતો. એણે તો મનમાં નક્કીજ કરી રાખ્યું હતું કે એક ચંચળ સુકાનીની માફક જયાં સુધી ચાલાકી વડે વહાણ બચાવવાનો જરાપણ સંભવ હોય ત્યાં સુધી નાહિમ્મત થઇ ન જવું, અથવા સુકાન મુકી દેવું નહીં. ઠાકોરે ખોખરા અને ભાંગાથો જયારે બાદશાહને કહ્યું કે આ જગા આપને વાસ્તે બરાબર સગવડ ભરેલી નથી ત્યારે તેણે જરા હસી જવાબ દીધો "મારા એક વડવાને **હરબર્ટનું ટાવર** જેવું રહેઠાણ નિવડયું તેના કરતાં મને સારૂંછે ત્યાં સુધી મારે ફરિયાદ કરવાનું કારણ નથી."

"ત્યારે એ લોકોએ તમને દંત કથા કહી કે? હા, તેને અહીંઆ મારી નાખવામાં આવ્યો હતો પણ તેનું કારણ એ હતું કે મઠમાં જોગીઓ માફક પોતાના દિવસો પુરા કરવા તેણે ના પાડી." લુઇ જાણે બેદરકાર હોય તેમ બોલ્યો "એતો બડો મૂર્ખ કે સ્વમતાર્થે પ્રાણ ત્યાગ કરવા છતાં સાધુ પુરૂષની પદ્દી મેળવી શકયો નહીં."

"હું આપને વિનંતી કરવા આવ્યોછું કે ફ્રાન્સ અને બરગંડીના હિત અર્થે અગત્યની બાબતો વિષે મોટી કચેરી ભરી વિચાર થવાનો છે તે પ્રસંગે આપે પધારવું. આપે ત્યાં સત્વર પધારવું—એટલે કે જો આપની એવી ઇચ્છા હોય તો—" "નહીં મારા ભલા પિત્રાઇ એટલા બધા વિવેકની કાંઇ અગત્ય નથી જે બાબત વિષે આપ આજ્ઞા કરી શકો તે બાબત વિશે વિનંતી કરવાની કાંઇ જરૂર નથી—જો આપની એવીજ મરજીછે તો હું કચેરીમાં હાજર થઇશ." પછી પોતાના નાના રસાલા તરફ નજર કરી તે બોલ્યો અમારો રસાલો કાંઇક ટુંકો થઇ ગયોછે, પરંતુ પિત્રાઇ, આપણે બેહુને બદલે, આપે દીપી નીકળવું જોઇએ."

એ રાજય કર્ત્તાઓ **અર્લ હરબર્ટનો** બુર્જ મુકી કિલ્લાના ચોકમાં આવ્યા. બરગંડીનો મુખ્ય નકીબ ટાઇસન ડીઓર નકી પુકારતો હતો. એ ચોકમાં લુઇએ જોયું કે ઠાકોરના બાડીગાર્ડો અને લશ્કરી માણસો ભપકાદાર હથિયાર સરંજામ સહિત લશ્કરી રીત પ્રમાણે સફ બાંધી ઉભા હતા. ચોક ઓળંગીને તેઓએ કચેરીના દીવાનખાનામાં પ્રવેશ કર્યો. ઇમારતના જે ભાગમાં લુઇનો ઉતારો હતો તેના કરતાં આ ભાગ અર્વાચિન કાળમાં ચણેલો દિસતો હતો અને જોકે એ દીવાનખાનું ભાંગેલી તુટેલી હાલતમાં હતું તોપણ જાહેર કચેરી માટે ઉતાવળે તેમાં ગોઠવણ કરેલી હતી. બે ભપકાદાર કુરસીઓ એકજ છત્ર તળે ઊંચસ્થળે મુકવામાં આવી હતી. તેમાં જે ઠાકોરને વાસ્તે રાખેલી હતી તેના કરતાં લુઇ માટે મુકેલી કુરસી બે પગથિયાં ઊંચી હતી. એ કુરસીની બેહુ ગમ મુખ્ય

અમાર મંડળમાંથી વીશેક જણ પદ્ધતિ પ્રમાણે બેઠેલા હતા. જે વખતે બેહુ રાજ્યકર્તા આસન ઉપર બિરાજ્યા તે વખત માટે એમ બોલીએ તો ખોટુ કહેવાશે નહીં કે જે શખ્સની તપાસ માટે કચેરી બોલાવવામાં આવી હતી તે તો સૌ કરતાં કિંચસ્થળે પ્રમુખ થઇ બિરાજમાન થયેલો હતો. આ વિરૂદ્ધ, અને તે થકી જે સંશય ઉત્પન્ન થાય તે દૂર કરવા માટે બાદશાહની કુરસી તરફ સેહેજ નમી ડાકોરે નીચેના શબ્દોથી સભાનો આરંભ કર્યો.

"મારા ભલા જાગીરદારો ને સલાહકારો, અમારા મુલકમાં અમારા પિતાના તેમજ અમારા પોતાના વખતમાં તાબેદારો સત્તાધીશની સામે, અને પ્રજા રાજ્યકર્તાની સામે બલવો ઉઠાવ્યાથી કેવી રીતની ખલલ થયલીછે તે તમે સારી રીતે જાણોછો અને હાલ તરત ફ્રાંયની અમીરઝાદી ઇસાબેલ અને તેની ફોઇ હેમીલાઇન બાનુએ નિર્લજ પણે નાસી જઇ પારકા રાજ્યનો આશ્રય લીધો અને તેથી અમારી ભાણીની પોતાની રાજ્યભક્તિ વરછ્ અને એ માટે એની જાગીર છીનવી લેવામાં આવે તે સજાને પાત્ર થઇ. એ દાખલાથી ઉપર કહેલી ખરાબીઓ કેટલી હદસુધી વધી જાયછે તેની અતિ ભયંકર દલીલ અમને મળી ચુકીછે અને એથી પણ વધારે ભયંકર ને ખેદકારક દાખલો અમારા પ્રિય ભાઇ અને મિત્ર લીજના ધર્માધિકારીના ઘાતકી ખુનથી અને આ ફિતુરી શેહેર જેને છેલા બંડ માટે બહુ ઓછી સજા કરવામાં આવી હતી તેના ઉઠાવેલા બલવાથી તાજો દાખલો મળી આવ્યોછે. અમને એમ ખબર મળીછે કે આ દુઃખદાયક બનાવો, માત્ર સોદાગરોની મૂર્ખાઇ અને બેવફાઇ તથા છકી ગયલા શેહેરીઓની ઉગ્રતાથી નિપજ્યાં નથી પણ એક પારકા રાજ્યવાળાની શામેલગીરી, એક બળવાન પાડોસીની નડતરથી એ નિપજ્યાંછે એમ કહી શકાય. જો ભલા કામનો બદલો ભલોજ મળતો હોય તો, આ પાડોસી પાસેથી બરગંડીએ ખરા ભાવ તથા સાચા દિલની મિત્રતાની વકી રાખી હતી." આ ઠેકાણે ડાકોરે દાંત કકડાવી પગની પાની જમીન ઉપર દાબી કહ્યું "જો એ વાત ખરી ઠરી તો—સાધન તો આપણા હાથમાંછેજ—એટલે પછી જે મુખ્ય ઝરામાંથી એ ખરાબીઓ વરસો વરસ અમારી ભાણી વેહતી રેહેછે તેને એકદમ મુલકમાંથી બંદ પાડતા અમે સંશય શાનો રાખીએ?" ડાકોરે પોતાના ભાષણનો આરંભ શાંતપણે કર્યો હતો પણ સમાપ્ત મોટે સાદે બોલ્યો હતો અને છેલ્લું વાક્ય તો એવા ઘાંટાથી બોલ્યો કે સૌમંત્રીઓ ધ્રુજવા લાગ્યા અને રાજાના ચેહેરાનો રંગ ઉડી ગયો. પરંતુ તરતજ હિમ્મત પકડી પોતે પણ મંત્રમંડળ પ્રત્યે ભાષણ કરવા લાગ્યો, અને તે એવા સ્વસ્થ મનથી ગભરાટ વગર બોલવા મંડ્યો કે ડાકોર જોકે વચ્ચે બોલવાને ઘણો ઉત્સુક દેખાતો, પરંતુ તેમ કરવાને તેને યોગ્ય તક મળી નહીં.

"ફ્રાન્સ અને બરગંડીના અમીરો અને **નાઇટો**, જ્યારે એમજછે કે એક બાદ-

શાહે પોતે તોહમતદાર તરીકે પોતાનો બચાવ કરવો જોઇએ, ત્યારે એવે આસરે સૌથી ઉત્તમ અમીરો અને શુરવીરોમાંથી સૌથી ઉત્કૃષ્ટ પુરૂષો કરતાં વધારે નામાંકિત ન્યાયાધીશો માટે તે ઇચ્છા કરી શકે નહીં. અમારા બરગંડીના ભલા પિત્રાઇ સભ્યતા અને વિનયને લીધે ચોખ્ખે ચોખ્ખું કહી દેતા અચકાયા તેથી બાબત જરા અંધારામાં રહી જાયછે. અમારે તેવો સંકોચ રાખવાનું કાંઇ કારણ નથી, બલકે અમારી સ્થિતિ એવીછે, કે અમે તેમ કરી શકતા નથી—તેથી અમે સ્પષ્ટ રીતે બોલવાની રજા લઇએ છઇએ. મારા સાહેબો, એ ધિક્કાર ભરેલા આરોપ **અમારો** ઉપર, અમે જે એમના હક્કદાર સત્તાધીશ, એમના સગા અને એમના સાહ્યકારી તેમના ઉપર, દુઃખદાયક બનાવોથી અમારા પિત્રાઇના સાફ મગજ અને ભલા સ્વભાવ ઉપર માઠી અસર થયાને લીધે, એમના જાગીરદારોને રાજ્યભક્તિથી ભ્રષ્ટ કરવાનો, લીજના લોકોને બલવો કરવા ઉશ્કેરવાનો, અને બારવટીયા વિલિયમ ડીલામાર્કને અતિ ક્રુર અને પાપી પ્રાણઘાત કરવામાં ઉત્તેજન આપવાનો, એવા એવા આરોપ એમણે મુકયાછે. ફ્રાન્સ અને બરગંડીના અમીરો, તમે વીચાર કરશો તો માલમ પડશે કે હમણાં જે સ્થિતિમાં હુંછું, તેજ એ તોહોમતોને જુઠાં પાડેછે, કેમકે માનવી જાત જે વિચાર કરવાને શકિતવાન છે તેવી શકિત મારામાં હોવા છતાં એક તરફ હું બરગંડીના ઠાકોર સાથે કાવાદાવા ચલાવું—જે એવાં કે ઉઘાડાં પડયાં વિના રહેજ નહીં—અને બીજી ગમ જરા પણ અચકાયા વગર એમના કબજામાં પોતાને લાવી મુકું એ વાત કોઇના ખ્યાલમાં ઉતરી શકે ? તેમ કર્યાથી શું વાજબી રીતે એક ક્રોધે ભરાયલા રાજ્યકર્ત્તાની મરજીને આધીન નહીં થઇ પડું ? તરત ભડકો ઉઠે એવી સુરંગને સળી સલગાવી, કોઇ આરામથી ત્યાં સ્વસ્થપણે બેસી રહે તે મૂર્ખાઈ પણ આની સાથે સરખાવતાં ડહાપણમાં ગણાય. બેશક હું ધારૂંછું કે શાનવાલ્ડમાં જે ભયંકર વિશ્વાસ ઘાતનાં કૃત્ય થયાં તેના સંબંધમાં લુચ્ચાઓ મારૂં નામ દેતા હશે પણ જ્યારે મેં તેમને એવો હક આપ્યો નથી ત્યારે શું તે માટે હું જવાબદારછું ! અથવા બે મૂર્ખ સ્ત્રીઓએ પ્યારને લગતા કોઇ કારણથી, કંટાળી જઇ મારા દરબારમાં આવી આશ્રય માગ્યો તેથી શું એમ સિધ્ધ થાયછે, કે મારી શીખવણીથી તેઓએ તેમ કર્યું ? આબરૂ ખાતર અને **શિવલરી** ના નિયમોને અનુસરતાં હું તેમને કેદ કરી પાછી બરગંડીના દરબારમાં મોકલી તો ન શકયો—અને હું ધારૂંછું કે કોઇપણ **નાઈટ**ની પદ્દી ધરાવનાર સદ્ગૃહસ્થ તેમ કરવાની સૂચના ન કરે, પણ તેમને માનવંતા ધાર્મિક પિતા જેઓ હમણાં કૈલાસવાસમાં દેવતાને દરજ્જે પહોંચ્યાછે (આ ઠેકાણે લુઇને જાણે બહુ લાગી આવ્યું હોય તેમ રૂમાલ આંખે લગાડયો ) તેમના હાથમાં મેં મુકી તેથી હું ધારૂંછું કે લગભગ મેં એજ અર્થ સાર્યો. અને મેં તેમ કર્યું કે નહીં તે તપાસ કર્યાથી માલમ પડશે. હું કહુંછું કે મેં એવા પુરૂષના હાથમાં તેઓને સોંપી, જે મારો પોતાનો કુટંબી, જે, બરગંડીના તેથી પણ વધારે સગો લાગે, જેમનો દરજ્જો તથા જેમની ધર્મ મંડળમાં

ઊંચી પદવી અને અફસોસ ! જેમના અસંખ્ય સદ્દગુણો વડે એઓ આ અભાગણી રખડનારીઓના થોડો વખત સુધી રક્ષણ કર્ત્તા થઇ તેમની અને તેમના સત્તાધીશ વચ્ચે સમજુતી કરનાર તરીકે યોગ્ય પુરૂષ ગણાઇ શકાય, એટલા માટે મારૂં કહેવું એમ છે કે જે થોડા ઘણા બનાવો ઉપરથી મારા બરગંડીના ભ્રાતાના ઉતાવળા અનુમાનથી મારી વિરૂદ્ધ નાલાયક શક ઉત્પન્ન થતાં જણાયછે તે એવા છે કે તેનો ખુલાસો બહુ વાજબી ને માન ભરેલા હેતુથી આપી શકાય. વિશેષ હું એમ કહુંછું કે જે ઘણી મિત્રતાના પુરા ભરોસા ઉપર રહી આવ્યોછે તેની પ્રત્યે મારા ભાઇએ જે હીંણું લગાડનાર બટ્ટાને લીધે સ્નેહભાવનો દેખાવ બદલી, જે દીવાનખાનામાં આનંદ ઓચ્છવ થવો જોઇએ તેને ઇનસાફની અદાલત બનાવી દીધીછે અને જે ઓરડીઓમાં આગતા સ્વાગતાની વકી રખાય તેને કેદખાનું કરી દીધુંછે; તે બટ્ટાઓને ટેકો આપવા કિંચિત માત્ર પણ વિશ્વાસ યોગ્ય સાક્ષી મળી શકવાની નથી." બાદશાહ જરા અટક્યો કે ચાર્લસ તરત વચ્ચે બોલ્યો "મારા સાહેબ, આપની યોજનાઓ અમલમાં આવે તેજ વખતે આપનું અહીં આવવુ થયું તે માટે કારણ એમ આપી શકાયછે કે જેઓ બીજાઓને ઠગવાનો પ્રયોજ લઇ બેઠા છે તેઓ પોતેજ કોઇવાર સજ્જડ છક્કડ ખાઇ બેસેછે. ઇજનર કોઇ વખતે પોતાનીનેજ બનાવેલી યુદ્ધ ઘંટીકાના ઉડવાથી પ્રાણ ખોયછે. હવે શું થવાનુંછે તેનો આ રીતસર તપાસ ચાલેછે તેના પરિણામ ઉપર આધાર રાખેછે. ક્રાયની અમીરઝાદી ઇસાબેલને અહીં બોલાવો."

કાઊંન્ટ વેસિઅરની આજ્ઞાથી આ તરૂણ બાનુની એક ગમ ક્રેવેસિઅરની ૧ અમીરઝાદી અને બીજી ગમથી મઠા ધિકારિણીના ટેકાથી જેવી તે દાખલ તેવોજ ચાર્લસ બોલી ઉઠયો "વાહરે શીરીન શાહજાદી ! છેલ્લી વખતે જ્યારે એમ વાજબી અને નિયમસર આજ્ઞા આપી ત્યારે તારામાં જવાબ આપવા જેટલો પણ દમ ન હતો અને પછી તો મૃગલી પાછળ શિકારી લાગ્યાથી લાંબામાં લાંબી દોડ કરે તેવી દોડ કરવા તારામાં શક્તિ આવી ગઇ. બે મોટા રાજ્યકર્ત્તા વચ્ચે તેં જે આ સુંદર મામલો રચી દીધોછે તે વિષે તું શું ધારેછે ? તેઓ તારા ભુરક ચેહેરા માટે લડાઇમા ઉતરે એવો સંભવછે." ઇસાબેલે મનમાં નક્કી કર્યું હતું કે ઠાકોરને પગે પડી પોતાની જાગીર કબજે લેવા વિનંતી કરી મઠમાં જઇ વાસ કરવાની પરવાનગી માગવી; પરંતુ આવી ઠઠ મળેલી તેથી તેમજ ચાર્લસની આવી તોછડી વર્ત્તણુકથી તેનો વિચાર તદન બદલી ગયો. જેમ કોઇ તોફાનમાં બીધેલી અબળા પોતાની ચોગરદમ ગર્જના સાંભળી પ્રત્યેક પળે ધાસ્તી રાખતી હોય કે વિજળીનો આ નવો કડાકો અબઘડી મારા માથા ઉપર પડી મારો નાશ કરશે તેમ તે સ્તબ્ધ થઇ ઉભી રહી. ક્રેવેસિઅરની અમીરઝાદી જેમ કુળવાન, મોટી ઉમરે પોંહચેલી તોપણ કાંતિવાળી હતી, તેમ એ ગુણોને છાજતી હિમ્મત પણ તેનામાં હતી. તેણે જોયું કે હવે મારે વચ્ચે પડવું જોઇએ તેથી તે બોલી "મારા મહારાજ ઠાકોર, મારી

૧ કાઉન્ટ ક્રેવેસિઅરની સ્ત્રી.

સુંદર પિત્રાણુ હાલ મારે શરણેછે. સ્ત્રીઓ પ્રતિ કેમ વર્ત્તવું જોઇએ તે આપ સાહેબ કરતાં હું વધારે સમજુછું. અમારી પદવી અને અમારી જાતીને યોગ્યની ભાષા અને બોલવાની લઢણ નહીં વાપરશો તો અમે સત્વર આ કચેરી મુકી જઇશું."

ઠાકોર ખડખડ હસી પડયો અને બોલ્યો "ક્રેવેસિઅર તારા પોચા સ્વભાવથી તારી અમીરઝાદી તો હુકમ ચલાવનાર ધણી જેવી ધણીઆણી થઇ બેઠી છે. પણ તેતો તું જાણે. પેલી ભોળી છોકરીને બેસવા માટે જગ્યા આપો. હું એનો કાંઇ વેરી નથી; મારી ઇચ્છા તો એવીછે કે એને વધુમાં વધુ માન આપવું.—બાનુ, બેસો અને ફુરસદે મને કહો કે સ્વદેશ છોડી ભટકવાના સાહસિક ધંધાનો તમારા મગજમાં ભુત કેમ ભરાયો?"

મહા દુઃખથી અને અચકી અચકી ઇસાબેલે કબુલ કર્યું કે જે વિવાહની આપ સાહેબે દરખાસ્ત કરી હતી તેથી હું તદન વિરૂધ્ધ હોવાથી ફ્રાન્સના દરબારનો આશ્રય મેળવવા મેં આશા બાંધી.

ચાર્લસે કહ્યું "અને ફ્રેન્ચ બાદશાહના સંરક્ષણમાં, ખચિત, તે મળવા વિષે તમને ખાત્રીતો આપવામાં આવીજ હશે?" "અલબતાં મારા મનને તેવી ખાત્રી ન થઇ હોત તો આવું મોટું પગલું ભરત નહીં." આ વખતે ચાર્લસે વર્ણાય નહીં તેવું કટુક હાસ્ય કરી લુઇ ભણી જોયું. એણે અતિ દ્રઢતાથી તે સહન કરી લીધું; માત્ર એના હોઠમાં જરા ફિક્કાશ આવી ગઇ. અમીરઝાદીએ, જરાવારા અટકી, બોલવાનું ચાલુ કર્યું.

"પરંતુ બાદશાહ લુઇની અમારી પ્રત્યે ધારણાને લગતી ખબર મને મારી અભાગણી ફોઇ હેમીલાઇન બાનુ પાસેથી મળતી હતી; અને તેણીનો અભિપ્રાય, પાછળથી મારા જાણવામાં આવ્યું કે દુનિયામાં મહા નીચ દગાખોરો અને બેવફા લોકોની શીખવાણી અને તેઓએ આપેલી ખાત્રીથી બંધાયો હતો." તે પછી તેણે ટુકામાં હીરાદીન મગ્રબીન અને માર્થનની લુચાઇ વર્ણવી અને પછી વિશેષ એમ કહ્યું કે એઓમાંથી મોટો મગ્રબીન જેને ઝમેટ કરી કહેતા હતા અને જેણે પ્રથમ નાસી જવાની સલાહ આપી હતી તે દરેક રીતની દગલબાઝી કરે તેવો અને લુઇની સના વગર તેના આડતિયા તરીકે પોતાને ખપાવી દે એવો પણ ખરો અમીરઝાદી પોતાનું આખ્યાન ચલાવતી હતી તે વખતના અરસામાં બધાં ચુપ થઇ ગયાં હતા. તેણીએ, છેક જે વખતથી પોતાની ફોઇ સાથે બરગંડીનો મુલક છોડી ગઇ તે વખતથી કરીને શાનવાલ્ડ ઉપર ઘેરો ઘાલવામાં આવ્યો અને છેલ્લે તે ક્રેવેસિઅરને શરણ થઇ તે પર્યંત ટુંકામાં બધુ કથન કર્યું. જ્યારે તેણે પોતાનો ટુંકો અને ભાગો તુટો વૃતાંત પુરો કર્યો તે વખતે બધા મુગાં રહી ગયાં; અને ઠાકોરે, જેમ કોઇ પોતાનો જુસ્સો બાહાર કાઢવાનું બહાનું જોતો હોય પણ તેમ કરવાને પોતાની નજરમાં વાજબી કારણ જડતું નહીં હોય તેમ, પોતાની વિકરાળ કાળી

આંખો જમીન તરફજ રાખી હતી. આખરે તે ઊંચે નજર કરી બોલ્યો કે આમાંથોણ આપણા પગ તળેથી દૂર કરી જાય ત્યારે તેની ગતિની આપણને સુરત રહેછે પરંતુ આપણે તેનો નક્કી પતો આપી શકતા નથી તેથી એમ નહીં સમજવું કે ન જમીન તળેથી દૂર કરતીજ નથી. પરંતુ બાદશાહ લુઇ પાસેથી હું એ જાણવા માગુંછું કે જ્યારે તેઓ એની બોલાવેલી નહીં આવેલી હતી ત્યારે પોતાના દરબારના એમના આગતા સ્વાગતા શું કામ કરી?" બાદશાહે જવાબ દીધો "ભલા પિત્રાઇ તમે ધારોછો તેમ મેં એમની આગતા સ્વાગતા કરી નથી. હા, દયા ખાતર ખાનગીમાં મેં તેમની મુલાકાત લીધી પણ તેઓને કૈલાસવાસી ઉત્કૃષ્ટ ધર્માધિકારીના સંરક્ષણમાં મુકવાની પેહેલી જોગવાઇ મેં હાથ કીધી. એ ધર્માધિકારી આપના મિત્ર (ઇશ્વર એમને કૃપાળુ થાઓ) અને મારા કરતાં અથવા બીજા કોઇ રાજા કરતાં નાસીને જે શરણે આવે તેને કેવી રીતે યોગ્ય આશ્રય આપવો અને જેના મુલકમાંથી નાસી આવ્યા હોય તેના પ્રત્યે પોતાની ફરજ કેવી રીતે અદા કરવી તે વધારે સારી રીતે સમજતા હતા. હું આ જવાનખાનું ને છાતી ઠોકી પુછુંછું કે મેં એમને ખરા ભાવથી આવકાર આપ્યો કે મારી દરબારને આશ્રયે આવ્યાથી તેઓને પસ્તાવો કરવો પડ્યો હતો?"

અમીરઝાદીએ જવાબ દીધો કે આપનો આવકાર એવી રીતનો હતો કે મને તો શંકા ઉત્પન્ન થઇ કે જેઓ પોતાને આપના અડતિયા કરી કહેતા હતા તેઓએ જે ખાત્રી આપી હતી કે આપે અમને બોલાવ્યાછે એ વાત શક્ય હોય; કેમકે જો આપે એઓને એમ કહેવાની યોગ્ય સત્તા આપી હોય તો આપની વર્ણણુક એક બાદશાહ, નાઇટ, અને સદ્ગૃહસ્થ તરીકે યોગ્યછે એમ કહેવું મુશ્કેલ થઇ પડે. તે એમ બોલી તે વખતે જાણે રાજાને ઠપકો આપતી હોય તેવી રીતે તેના તરફ નજર ફેરવી પરંતુ લુઇ તો આવી રીતના દારૂગોળાની સામે થવા સજ્જડ થઇ રહેલો હતો અમીરઝાદીના જવાબથી પોતાના નિર્દોષપણા માટે સાક્ષી પડી હોય એવું તે હળવેથી પોતાના હાથ લંબાવી શ્રોતા જનોને આનંદભેર બતાવતો હતો. દરમ્યાન ઠાકોર તેની તરફ એવી દ્રષ્ટિથી જોતો હતો કે જાણે કેટલેક દરજ્જે તેનું બોલવાનું બંધ થયું હોય પરંતુ તે જરાએ સંતોષ પામ્યો નહી હોય; અને પછી અસંગત અમીરઝાદીને કહ્યું "સુંદર બાનુ. હું ધારૂંછું કે તમારા ભટકવાનું આજે વૃત્તાંત આપ્યું તેમાં અમુક પ્યાર વ્યવહારની વાત કેહતાંતો તું ચુકીજ ગઇ—ઓહો અત્યારથીજ લજ્જાની રતાશ તમારા વદન ઉપર અવવાલાગી કે? અમુક જંગલના નાઇટ્રો એ તમારી શાંતિમાં થોડા વખત સુધી ખલલ કરી હતી. વારૂ, એ વાત અમારે કાને આવી છે અને તેમાંથી અમે હમણાજ કાંઇ નિશ્ચય કરી નાખીં શકીએ. લુઇ રાજા, મને કહો કે આ રખડતી, **ટ્રાયની** કહો કે **ક્રેઇયની** કહો **હેલેન** બાદશાહો વચ્ચે ઝગડો કરાવે તે પેહેલાં એને માટે યોગ્ય વેવિશાળ કરી નાખીએ તો ઠીક નહી? રાજા લુઇ જોકે જાણતો હતો કે એના પછી કેવી અપ્રિય દરખાસ્ત થવાનો સંભવ છે તોપણ તેણે શાંત

પણે મુંગે મોઢે હા ભણી; પરંતુ અમીરઝાદી પોતે જે તંગ સ્થિતિમાં હતી તેજ કારણથી તેનામાં પાછી હિમ્મત આવી. તે અત્યારસુધી ક્રેવેસિઅરની અમીરઝાદીની બાંય ઉપર અઢેલીને ઉભી હતી તે મૂકી દઇ, બીતી બીતી, પરંતુ દ્રઢતાથી આગળ આવી ઠાકોરના તખ્ત આગળ ધુટણે પડી તેની ભાગી જોઇ આવાં રીતે ભાષણ કર્યું. "બરગંડીના ભલા ઠાકોર અને મારા સત્તાધીશ, આપની પરવાનગી વગર આપના મુલકમાંથી નિકળી ચાલી તેમાં હું મારી કસુર કબુલ કરૂંછું; અને તે વાસ્તે આપ જે કાંઇ મરજી મુજબ શિક્ષ ફરમાવશો તેને અત્યંત નમ્રતાથી આધીન રહીશ. હું મારી જમીન અને મારા કિલ્લાઓ વાજબી રીતે આપના સ્વાધીનમાં સોંપુંછું અને માત્ર એટલીજ વિનંતી કરૂંછું કે આપ કૃપા કરી મારા પિતાની યાદગીરી ખાતર ક્રાય કુટુંબની છેલ્લી વંશજને તેણીની વિશાળ જાગીરમાંથી એવી રીતની વાજબી જીવિકા આપશો કે જેથી તે પોતાની બાકીની જીંદગી સુધી મઠમાં પોતાનો નિર્વાહ ચલાવી શકે." ઠાકોરે લુઇ તરફ ફરી કહ્યું "આ જવાન બાનુએ જે અમને વિનંતી કરી તે વિષે આપ શું ધારોછો? બાદશાહે કહ્યું "હું ધારૂંછુ કે એની દરખાસ્ત પવિત્ર અને નમ્રછે અને ખચિત તે એવા સભ્યાચારૂથી કરીછે કે તેમ કાંઇ નડતર કરવી ન જોઇએ."

ચાર્લસે કહ્યું "જેઓ નમ્ર અને નીચા દરજ્જાનાછે તેઓને ઊંચે દરજ્જે ચઢાવવામાં આવશે. ઇસાબેલ બાનુ, ઉઠો, તમારે વાસ્તે તમે જે ધાર્યુંછે તેના કરતાં તમારા હકમાં અમે વધારે સારૂં કરવા ધારીએ છઇએ." તમારો જાગીર જપત કરવાનો અથવા તમારો મોભો હલકો પાડવાનો અમારો ઇરાદો નથી; પણ એથી ઉલટું અમે એ બેહુમાં મુબ્કળ વધારો કરીશું." અમીરઝાદી ધુટણીએ પડી રહી બોલી "અફસોસ ખુદાવંદ, આપની અકૃપા કરતાં મારા હિતઅર્થે આપ જે ભલાઇ કરવા ધારોછો તેની મને એરબી વધારે ધાસ્તી લાગેછે કેમકે તેથી મને ફરજ પડેછે કે—"

ઠાકોર બોલ્યો "સેંટ જાર્જ આવ બરગંડી! શું દર વખને અમારી ઇચ્છા નિષ્ફળ થવાની, અને અમારી આજ્ઞાનો લોપ થવાનો? હું કહુંછું, નાલાયક લાડકી, ઉઠ અને હાલ તરત વિદાય થા—જ્યારે તારા વિષે વિચાર કરવાને અમને વખત મળશે ત્યારે, ઇશ્વરના સમ, અમે એવી રીતની ગોઠવણ કરીશું કે તું પોતેજ અમારૂં કહ્યું કરશેજ અથવા તો આથી પણ તું પોતાને વધારે નુકસાન પહોંચાડશે." તેણે આવો કરડો જવાબ આપ્યો તેમ છતાં અમીરઝાદી ઇસાબેલ તેના પગ આગળજ રહી; અને સંભવિત હતું કે તેણીની હુજ્જતથી તે તેજ સ્થળે એથી પણ કાંઇક કઠોર વચન કહેત. પરંતુ ક્રેવેસિઅરની અમીરઝાદી ઠાકોરનો સ્વભાવ સારી રીતે ઓળખતી હતી તેથી તે વચ્ચે આવી પોતાની જવાન સખીને ઉઠાડી દીવાનખાનામાંથી લઇ ગઇ.

હવે કવેનટિન ડરવાર્ડને હાજર થવા બોલાવવામાં આવ્યો ; અને તે, સારા કુળમાં જન્મેલા અને સારી રીતે ઉછરેલા જવાનીઆને છાજે તેવી રીતે અઘટિત સંકોચ અથવા ઉદ્ધતાઈ વગર, જ્યાં માન ઘટે ત્યાં માન આપતો હોય, પરંતુ જેઓને માન આપતો હોય તેઓની રૂબરૂ ગભરાયા વગર, કે ભયભિત થયા વગર, તે બાદશાહ અને ઠાકોરની સમક્ષ આવી ઉભો. તેના મામાએ સ્કોટીશ ગાર્ડના તીરઅંદાઝના હથિયાર પોશાક તેને લાવી આપ્યાં હતાં અને તેની શિકલ અને ચેહેરાના રંગ રૂપથી તેના ભપકા ભરેલા દેખાવને તે જેબ આપતાં હતાં. વળી તે બહુ જવાન હોવાથી મંત્રીઓને તેના વિષે સારો મત બેસી ગયો કે ચંચળ લુઈ પોતાની રાજ્યદ્વારી ખટપટમાં આવા જવાન પુરૂષને પોતાનો ભેદ આપે એ માનવામાં આવે નહીં; અને આવી રીતે, આ તેમજ બીજી બાબતો બાદશાહે પોતાના આડતિયાઓની જે વિચિત્ર ચુંટણી કરી હતી તેઓની ઉમ્મર અને પદવી એ બેહુ વાતે (દેખીતી રીતે તો તેમ થવાનો બહુ ઓછો સંભવ જણાય) તેને લાભકારી થઇ પડી હતી. ઠાકોરની આજ્ઞાથી અને બાદશાહે તે બહાલ રાખ્યાથી કવેનટિને, કાયની બાનુઓ જોડે લીજની પાડોસ સુધી જે પ્રવાસ કર્યો હતો તેનું વૃત્તાંત શરૂ કર્યું તેને આરંભે બાદશાહે તેઓને ધર્માધિકારીના કિલ્લામાં સહી સલામત વળાવી આવવો એવી જે તેને સમજુતી આપી હતી તે તેણે કહી. બાદશાહે કહ્યું "અને તે પ્રમાણે મારો હુકમ તેં બજાવ્યો કે?" "હા ખુદાવંદ."

ઠાકોર બોલ્યો "બે ભટકતા નાઇટોએ જંગલમાં તમારી ઉપર હુમલો કર્યો હતો તે વાત તમે ચુકી ગયા." "એ વાત યાદ કરવી અથવા તે જાહેર રીતે કહી બતાવવી એ મને ઘટિત નથી."

ડયુક આવ આરલિયન્સે કહ્યું "એ વાત ભુલી જવી તે મને ઘટિત નથી. આ જવાને પોતાને સોંપાયલું કામ બહાદુરીથી બજાવ્યુંછે અને તેના હવાલામાં જે કાંઇ તેને સોંપાયલું હતું તેની એવી રક્ષા કરી કે મને તે લાંબો વખતવેર યાદ રેહેશે. તીરઅંદાઝ, જયારે આ બાબત પુરી થાય ત્યારે મારી ઓરડીમાં આવજે અને તને માલમ પડશે કે તારી બહાદુર વર્તણુક હું ભુલી ગયો નથી, અને હું જોઇને ખુશીછું કે સભ્યતા પણ તારામાં તેવીજછે." ડુનાય બોલ્યો "અને મારી ઓરડીએ પણ આવજે. મેં તારે માટે એક જરીજરી ટોપી રાખેલીછે કેમકે હું ધારૂં છું કે મારા ઉપર એ તારૂં કરજ નિકળે છે." કવેનટિને બેહુને માથું નમાવી સલામ કરી અને તપાસ ફરીથી ચાલી. ઠાકોરે હુકમ કર્યાથી મુસાફરી માટે તેને જે સૂચના મળી હતી તે લખેલી સૂચનાએ, તેણે રજુ કરી. ઠાકોરે પુછ્યું "સિપાહી બચ્ચા, આ સૂચનાઓ પ્રમાણે બોલે બોલ તું ચાલ્યો?" "નહીં ખુદાવંદ, આપ જોશો તો માલમ પડશે કે નામૂર આગળ મેસ નદી ઓળંગવી એવું આમાં લખેલુંછે, પરંતુ ડાબી બાજુનો કિનારો જે લીજ જવાનો વધારે નજદીક અને સલામતી ભરેલો રસ્તો છે તે માર્ગ મેં લીધો."

"અને એ ફેરફાર તેં શું કામ કર્યો?" "કેમકે મારા ભોમિયાની વફાદારી વિષે મને શક પેદા થવા લાગો."

"હવે હું તને જે સવાલો પુછુંછું તેના ઉપર તું બરાબર ધ્યાન આપજે. તેઓનો ખરેખરો જવાબ આપજે; અને કોઇના પણ ક્રોધનો ડર રાખીશ નહીં. પરંતુ જો જવાબ આપવામાં તું અખાડા ભરેલું કે દ્વીઅર્થી કાંઇ કહેશે તો આ મારકીટની ઇમારતની શિખર ઉપરથી લોખંડની સાંકળથી તને જીવતો લટકાવી દેવામાં આવશે અને ત્યાં તું કલાકોના કલાક સુધી વેદનામાંથી મુકત થવા જમ રાજા વાસ્તે અભિલાષી થઇ રેહેશ." સઘળે ચુપચાપ પથરાઇ રહી. આખરે બધી બીનાઓ વિષે વિચાર કરવા આ જવાનિયાને તેને વાજબી લાગ્યો એટલો વખત આપી કવેનટિન પાસેથી જાણવા માગ્યું કે તારો ભોમિયો કોણ હતો અને તે કોણે તને સોંપ્યો હતો અને તેને વાસ્તે શંકા લાવવાનું તને શું કારણ મળ્યું? આ પ્રશ્નમાંથી પેહેલાના જવાબમાં કવેનટિને **હીરાદીન મગરબીનનું**.નામ દીધું. બીજાનો જવાબ આપ્યો કે ટ્રીસ્ટેને એ ભોમિયા વાસ્તે ભલામણ કરી હતી. અને ત્રીજાના જવાબમાં **નામુર** આગળ ફ્રાન્સીસકન મઠમાં જે બન્યું હતું તે કહી સંભળાવ્યું, કેવી રીતે બોહીમીયનને પવિત્ર મકાનમાંથી કાઢી મુકવામાં આવ્યો, કવેનટિનને તેની વર્તણુક વિષે શંકા ઉત્પન્ન થયાથી કેવી રીતે તેની પાછળ પાછળ ચાલી વિલિયમ ડીલામાર્કના લશ્કરી માણશો સાથે મળવાના મુકરર કરેલા મકાન ઉપર આવી લાગો અને ત્યાં જે બાનુઓ તેના સંરક્ષણમાં હતી તેઓના ઉપર હુમલો કરી ઉચકી જવાની તે લોકોની ગોઠવણ તેણે સંતાઇને સાંભળી લીધી તેનું વર્ણન કર્યું.

ઠાકોરે કહ્યું "હવે ધ્યાન આપ, અને ફરીથી તારે યાદ રાખવું કે તારી જીંદગીનો આધાર તારી સત્યતા ઉપરછે. વળાવાઓ ઉપર હુમલો કરી બાનુઓને લઇ જવાની ગોઠવણમાં બાદશાહ તરફથી, એટલે આપો આપ આ ફ્રાન્સના બાદશાહ લુઇ તરફથી, તેઓને સત્તા મળેલીછે એવું કાંઇ એ લુચ્ચાઓ બોલ્યા હતા?" "કદી એ હરામી લોકો એમ બોલ્યા હોય તોપણ બાદશાહના પોતાના આપેલા હુકમ આગળ તેઓનુ કહેવું હું કેમ માની શકું તે સમજાઇ શકાતું નથી." લુઇ અત્યારસુધી બહુ ધ્યાન દઇ સાંભળતો હતો. જ્યારે તેણે કવેનટિનનો જવાબ સાંભળ્યો ત્યારે જાણે છાતી ઉપરથી મોટો બોજો ઉચકાયો હોય તેમ સારી રીતે દમ લેવા લાગ્યો. ઠાકોર ફરીથી નિરાશ અને ખિન્ન થયલો જણાતો હતો. તેણે ફરીથી કવેનટિનને તેજ સવાલ વધારે બારીકીથી પુછયો. "એ લોકોએ ખાનગી વાતચિત ચલાવી તે ઉપરથી એમ તને નહી જણાયું કે તેઓએ ધારી રાખેલા દગા વિષે તેઓને લુઇ રાજાની મંજુરીયત મળી હતી?" "હું ફરીથી કહુંછું કે એમ માનવાને મને કારણ મળે તેવું કાંઇ મેં સાભળ્યું નહીં." કવેનટિન જોકે મનમાં તો સારી રીતે સમજતો હતો કે હીરાદીનના દગામાં રાજા શામેલ હશે પણ તે વિષે

પોતાના મનના શક બાહેર લાવવા એ તેની રાજ્યભક્તિથી વિરૂદ્ધ ગણાય એવો તેનો મત હતો. "હું બીજીવાર કહુંછું કે કદી એવા લોકો એમ બોલ્યા હોત તોપણ બાદશાહની પોતાની આજ્ઞા આગળ એ લોકોના બોલવાને હું વજન આપત નહીં."

ઠાકોરે વળમાં કહ્યું "તું વફાદાર કાસિદછે, અને હું હિમ્મતથી કહુંછું કે એમની આજ્ઞા પ્રમાણે ચાલ્યાથી તેં એમની ધારણા નિષ્ફળ કરી અને તેનો સ્વાદ તને ચાખવો પડ્યો હોત પરંતુ પાછળથી બનેલા બનાવોથી તારી શિકારી કુતરાના જેવી વફાદારી સારી સેવામાં ગણાઇ." "ખુદાવંદ, હું આપનું કહેવું સમજતો નથી. હું માત્ર અટલુંજ સમજાુછું કે મારા સ્વામી બાદશાહ લુઇએ મને એ બાનુઓનું રક્ષણ કરવા મોકલ્યો હતો અને તે મેં યથા શકિત કર્યું. શાનવાલ્ડ જતાં પ્રવાસ વખતે તેમજ પાછળથી જે બનાવ બન્યો તે દરમ્યાન બાદશાહની હું આજ્ઞા માન ભરેલી સમજ્યો હતો અને મેં તેનો માન ભરેલી રીતે અમલ કર્યો. જો તેથી ઉલટી સમજ્યો હોત તો મારા નામને અથવા મારી કોમને તે અનુકુળ આવત નહીં".

ચાર્લસ જોકે ડરવાર્ડના જવાબની લઢાણથી નાસીપાસ થયો હતો તોપણ તેની હિમ્મત માટે તેને ઠપકો આપે એવો અન્યાયી ન હતો. તે બોલ્યો "ખરા સ્કાટના જેવોજ; પણ તીરઅંદાઝ, સાંભળ. કેટલાક દુઃખના માર્યા માણસો શાનવાલ્ડથી નાસી આવ્યા તેઓએ મને ખબર કરી કે જે બલવાખોરોએ પોતાના રાજા અને ધાર્મિક પિતાનું પાછળથી ઘાતકી રીતે ખૂન કર્યું તેઓને મોખરે થઇ તું લીજની શેરીઓમાં ફરતો હતો. એ બાબત તને કેવી રીતની સૂચનાઓ મળી હતી? અને ખૂન થયું તે પછી તેં ભાષણ કર્યું તેમાં લુઇના આડતિયા તરીકે તેં પોતાને જાહેર કર્યો અને જે લુચ્ચાઓએ થોડીજ વાર અગાઉ આવો મોટો અપરાધ કર્યો હતો તેઓમાં તેં સત્તા ધારણ કરી એ ભાષણ તે શું હતું?" "ખુદાવંદ, લીજના શેહેરમાં ફ્રાન્સની એલચીગીરી મેં ધારણ કરી ન હતી પરંતુ એ લોકોએ પોતેજ, મેં જેબી કાંઇ કહ્યું તે ન માનતાં, મને હુજ્જતથી ઘોંઘાટ કરી એલચી ઠાકી બેસાડ્યો; એ વાતની સાક્ષી આપે એવા ઘણાછે. અને તે શેહેરમાંથી હું નાસી આવ્યો ત્યારે ધર્માધ્યક્ષના નોકરોને મેં કહી હતી અને કિલ્લાના બચાવ ઉપર ધ્યાન આપવા ભલામણ કરી હતી અને તેમ થયું હોત તો જે આપદા અને ત્રાસ બીજી રાત્રે ઉત્પન્ન થયાં તેનો અટકાવ થયો હોત. એતો ખરૂંછે કે ચોમેર ભયથી વીંટાયલો હોવાથી મને જે એલચીગીરી આપવામાં આવી હતી તેનો લાભ લઇ અમીરઝાદી ઇસાબેલની જીંદગી તથા મારી પોતાની જીંદગીને બચાવી અને મારાથી જેટલી બની તેટલી કોશેશ કરી જે ભયંકર કાપા કાપી ચાલી રહી હતી તેનો અટકાવ કર્યો. હું ફરીથી કહુંછું, અને એમ જો નહીં હોય તો દેહાંતદંડની શિક્ષા ખમવા તૈયારછું,

કે લીજના લોકો પ્રત્યે ફ્રાન્સના બાદશાહ તરફથી કોઇપણ પ્રકારનો સંદેશો મને આપવામાં આવ્યો ન હતો. તો તેઓને બલવો કરવાની ઉશ્કેરણી કરવા માટે મને સૂચના તો મળી નજ હોય; અને મેં જે પદવીનો લાભ લીધો .તેતો મહા સંકટની વખતે મને કોઇ ઢાલ હાથમાં આવી જાય તો તેના ઉપર જે આયુદ્ધ ચિન્હો હોય તેના ઉપર મારો હક્કછે કે નહીં તેની તપાસ કર્યા વગર મારા પોતાના તેમજ બીજાઓના બચાવ માટે હું તે વાપરૂં તેમ હું એ પ્રસંગે વર્ત્યો હતો."

ક્રેવેસિઅર વધારે વાર ચુપ ન રહી શકયાથી તે બોલ્યો " અને એવી રીતે વર્ત્યાથી મારા જવાન સોબતી અને કેદીની હિમ્મત તેમજ બુદ્ધિ જાણાઇ આવેછે અને તેમ કર્યાથી બાદશાહ લુઇને કાંઇ ઠપકો વાજબી રીતે લાગુ પડી શકે નહી." આસપાસના સર્વે અમીરો આ મતને મળતાં હોય તેમ ગણગણાટ કરી રહયા જેથી બાદશાહ લુઇને તો બહુ આનંદ ઉપજ્યો પરંતુ ચાર્લસને તેટલુંજ માઠું લાગ્યું. તે આસપાસ ડોળા ફેરવવા લાગ્યો અને મોટી મોટી પદવીના તેના જાગીરદારો અને બુધ્ધિવાન સલાહકારોએ જે મત દર્શાવ્યા હતા તે છતાં ડાકોરે પોતાનો ક્રોધ ભરેલો જુલમી સ્વભાવ દાખવ્યો હોત પરંતુ તેટલામાં દી કામીનીસે ચેતી જઇ એ ભયનો અટકાવ કરવા લીજ શેહેર તરફથી એક એલચી આવ્યોછે એવું એકાએક જાહેર કર્યું.

ડાકોર બોલી ઉઠયો " વણકરો અને ખીલા બનાવનારાઓ તરફથી એલચી ! એને તરતજ દાખલ કરો. આ જવાન સ્કાટીશ સિપાહી જે કાંઇ કહેવાને ઇચ્છાવંત દેખાયછે તેના કરતાં આ એલચીને મોકલનારાઓની કેવી આશા અને યોજનાઓછે, તે વિષે એની પાસેથી મને વધારે માહિતી મળશે.

# પ્રકરણ ૩૩ મું.

## એલચી. (હેરલ્ડ)

કચેરીમાં જગ્યા કરવામાં આવી; લીજના બળવાખોર લોકોએ, બરગંડીના ઠાકોર જેવા ગરમ મિઝાજના રાજ્યકર્ત્તા પ્રત્યે અને તે પણ તે ચીડાયલો બેઠો હતો તેવે વખતે એલચી મોકલવાની હિમ્મત કર્યાથી તેને જોવાને ત્યાં હાજર થયલા સૌ જિજ્ઞાસુ જણાતા હતા. કેમકે એ વાત ભુલી ન જવી કે *હેરલ્ડો તે સમયે માત્ર રાજાઓ યોગ્ય પ્રસંગે એક બીજા પ્રત્યે મોકલતા અને હલકી પદવીના અમીરો એક બીજા પ્રત્યે પરસ્વીવન્ટ મોકલતા. વિશેષ એ પણ ધ્યાનમાં રાખવું કે જે કોઇ ચીજથી ખરેખરી સત્તા કે વાસ્તવિક લાભ ન નિપજે તેને લુઇ હમેશ ધિક્કારતો હતો તેથી હેરલ્ડને તથા એ અધિકારને (હેરલ્ડીને) તેઓના લીલા પીળા રંગ તથા ભપકને તે તુચ્છકારતો હતો; અને તેના હરીફ ચાર્લસનો અભિમાન જુદા પ્રકારનો હોવાથી તે એ સભ્યાચારને બહુ અગત્યનો સમજતો. એ બે બાદશાહોની રૂબરૂમાં જે હેરલ્ડને દાખલ કરવામાં આવ્યો તેને ટેબર્ડ એટલે કે તેના સ્વામીના આયુધ ચિન્હદર્શક ભરતથી ભરેલો ડગલો પેહેરેલો હતો; એમાં ભુંડનુ માથું પ્રસિધ્ધ રીતે દેખાતું હતું તેનો બાકીનો પેહેરવેશ (એ પેહેરવેશ હમેશ પચરંગીજ હોયછે) ફીત, ભરત કામ, અને દરેક રીતની નકશીથી ભરપુર હતો; અને તેણે જે પીછાં ઘાલેલાં હતાં તે એવાં તો ઊંચા હતાં કે જાણે દીવાનખાનાના છાપરાને સાફ કરવા માટે રાખેલા હોય. ટુકામાં રેવાજ પ્રમાણે હેરલ્ડનો જેવો પોશાક ભપકાદાર હોયછે તે કરતા આમાં કાંઇ તાલમેલ વધારે કરેલી હતી. ભૂંડનું માથું તેના પોશાકના દરેક ભાગ ઉપર પાડેલું હતું એટલુંજ નહી પણ તેની ટોપી પણ એવીજ આકૃતિની બનાવેલી હતી અને તેના ઉપર લોહીથી ભરેલી જીભ અને દંતશૂલ દર્શાવેલાં હતાં. જેમ કોઇએ જોખમ ભરેલુ કામ માથે લીધું હોય અને તે જાણતો હોય કે ઉધ્ધતાઇથી હું તે કામ સલામતીથી સરંજામ પહોંચાડીશ તેવી રીતે આ માણસના દેખાવમાં હિમ્મત અને ધાસ્તીનું મિશ્રાણ દેખાતું હતું; અને તેણે જે રીતિથી સલામ કરી તેમાં પણ ધાસ્તી અને નફટાઇનો ભેળ કાંઇક જણાતો હતો; તેમ રાજ્યકર્ત્તાની રૂબરૂમાં જેઓ વારંવાર આવતા તેઓમાં નહી જોવામાં આવેલું વિચિત્ર કઠંગાપણું તેની વર્તણુક ઉપરથી જણાતું હતુ.

આ વિચિત્ર એલચીને ચાર્લસ બહાદુરે આવી રીતનો સવાલ પુછી આવકાર આપ્યો: "શેતાનના નામથી હું પુછુંછું કે તું કોણછો?" તે હેરલ્ડે જવાબ દીધો "હું રાઉજ સેંગલિયર છું. વિલિયમ ડીલામાર્ક, જેઓ ઇશ્વરેચ્છાથી અને ધર્મમંડળની પસંદગીથી લીજ

* એલચીઓ.

ઉપર .રાજ્ય કરતા ધર્માધ્યક્ષ છે તેમનો લશ્કરી અમલદારછું." ચાર્લ્સ બોલી ઉઠ્યો "હું" ! પરંતુ પોતાના જુસ્સાને દાબીને તેને આગળ ચલાવવાને ઇશારત કરી. "અને એમની સ્ત્રી ક્રાયની માનવંતી અમીરઝાદી હેમીલાઇનના હક્કથી ક્રાયના **કાઉન્ટ** અને બ્રે**કવિમોંટના લૉર્ડ** થયાછે." ચાર્લ્સની સમક્ષ આ બેતાબો અત્યંત ઉધ્ધતાઇથી ઓચરવામાં આવ્યા તેથી તે એવો તો દંગ થઇ ગયો કે જાણે મુગોજ બની ગયો હોય; અને બેશક તે **હેરલ્ડે** ધાર્યું કે મારી પદવી જાહેર કર્યાથી એના ઉપર યોગ્ય અસર થઇછે તેથી તે પોતાનો સંદેશો કહેવા મંડ્યો. "હું તમને જય ઇચ્છું છું; ચાર્લ્સ આવ બરગંડી, અને અર્લ આવ ફ્લેન્ડર્સ, મારા સ્વામીના નામથી હું આપને જણાવુંછું કે રોમના આપણા પવિત્ર પિતાના ઠરાવના પ્રતાપથી (જે તરતજ આવી પહોંચવાની વકીછે) તેઓ પોતે રાજ્યકર્ત્તા ધર્માધ્યક્ષનો અધિકાર ચલાવા માગેછે; અને ક્રાયના **કાઉન્ટના** હક જાળવવા માગેછે."

બરગંડીનો ઠાકોર આ વખતે તેમજ એલચી પોતાના ભાષણમાં જ્યારે જ્યારે બોલતો ત્યારે કાંઇપણ જવાબ આપ્યા વગર **હું**! અથવા એવીજ મતલબના ઉદ્‌ગારના શબ્દો ઓચરતો; અને તેની બોલવાની લઢણથી તે જાણે અચરત પામ્યો હોય અને વ્યગ્ર થયો હોય પરંતુ પોતે કાંઇપણ જવાબ આપી બંધાય તે પહેલાં બધું સાંભળી લેવા ઇચ્છાવંત હોય તેવો જણાતો. તે વખતે હાજર થયલા સૌ લોકને વધારે આશ્ચર્ય એથી ઉપજ્યું કે હમેશ મુજબના તેના ભાગા તુટા અને જોશ ભરેલા ચાળા પણ તેણે બંધ પાડ્યા; અને અંગુઠાનો નખ દાંત ઉપર દાબી (જે વખતે ધ્યાનથી સાંભળતો હોય તે વખતે એમ કરવાની એની ટેવ હતી) તેણે પોતાની આંખો જમીન તરફ રાખેલી હતી જેથી પોતાના જુસ્સાનો પ્રકાશ ચક્ષુ દ્વારે જણાઇ ન આવે. એ કારણથી એલચી હિમ્મતથી અને સંદેશો કહેવામાં શરમાયા વગર બોલ્યો "એટલા માટે લીજના રાજ્યકર્ત્તા ધર્માધ્યક્ષ અને ક્રાયના કાઉન્ટના નામથી હું આપને, ઠાકોર ચાર્લ્સને, કહુંછુ કે આપે સ્વતંત્ર અને શેહેનશાહી લીજ શેહેરમાં, મરનાર લુઇ આવ બુરબાન તથા ત્યાંના નાલાયક ધર્માધ્યક્ષના અખાડાથી જે તમે પગ પેસારો કર્યોછે અને તેના ઉપર દાવો કરો છો તે ઉપરથી હાથ ઉઠાવવો એ હું કહેવા આવ્યોછું." ઠાકોર ફરી બોલ્યો "હું !"

"અને વળી એ લોકોના વાવટાઓ, બધા મળીને છત્રીસ, તમે એ શેહેરમાંથી બળાત્કારે લઇ લીધા તે તમારે પાછા આપી દેવા. કોટની અંદર પાડેલાં બાંકા સમારવાં, અને જુલમથી જે કિલ્લાઓ ધુળધાણી કરી દીધા તે પાછા આપી દેવા, અને મારા સ્વામી વિલિયમ ડીલામાર્કને સ્વતંત્ર ધર્મમંડળ તરફથી વાજબી રીતે રાજ્યકર્ત્તા ધર્માધ્યક્ષ નેમવામાં આવ્યોછે તે દાખલ તેમને કબુલ રાખવા."

ઠાકોરે કહ્યું "તારૂં બોલવું પુરૂં થયું કે?" એલચીએ જવાબ દીધો "નહીં, હજી નથી થયું. હક્કદાર, કુળવાન, અને માન પામેલા, રાજ્યકર્ત્તા, ધર્માધિકારી, અને કાઉન્ટ મોસૂફ તરફથી આપની આગળ મારે વધુ માગણી એ કરવીછે કે પ્રાકવીમેન્ટના કિલ્લા ઉપરથી અને ક્રાયની અમીરાતને લગતી બીજી મઝબૂત જગ્યાઓ ઉપરથી આપે લશ્કર ઉઠાવી લેવું. એ લશ્કર આપના કૃપાળુ નામથી મુકવામાં આવ્યું હોય કે ઇસાબેલ જે પોતાને ક્રૉયની અમીરઝાદી કરી કહેછે તેના નામથી કે કોઈ બીજાના નામથી હોય, તે મઝકુર જાગીર ઉપર, મરહુમ કાઉન્ટની બેન મારી મહા કૃપાળુ લેડી હેમીલાઇનનો હક્ક લાગે કે તેની દીકરીનો તે વિષે શેહેનશાહી રાજ્યસભા તરફથી ચુકાદો નહીં આપવામાં આવે ત્યાં સુધી એ તમારે ઉઠાવી લેવું." ઠાકોરે જવાબ દીધો "તમારો સ્વામી અત્યંત વિદ્વાનછે." **હેરલ્ડે** બોલવાનું જારી રાખ્યું, "પરંતુ એ કુળવાન અને માનવંતા રાજ્યકર્ત્તા અને કાઉન્ટ ખુશીથી બરગંડી અને લીજના વાંધાનો નિવેડો આવ્યાથી લેડી ઇસાબેલને તેની પદવી ને યોગ્યની જાગીર આપશે." ઠાકોરે તેજ લઢણથી કહ્યું "એઓ બહુ ઉદાર અને વિચારવંત છે." લી ગ્લોરીઓએ કાઉન્ટ આવ ક્રેવેસિઅરને હળવે રહી કહ્યું "ખરેખર હવેતો આ માણસનો રંગેલો ડગલો પેહેરવા કરતાં સડીને મરણ પામેલી ગાયનું ખરાબમાં ખરાબ ચામડું પેહેરવાનું હું વધારે પસંદ કરૂં: જેમ છોકરાઓ એક પછી એક જામ લેતાજ આવેછે પણ હોટેલવાળો જાગી પછવાડે તેને નામે કેટલા આંકડા ચડાવતો આવેછે તે તરફ ન જુવે તેમ એ બાપડો બોલતોજ જાયછે." ઠાકોરે **હેરલ્ડને** કહ્યું "કેમ પુરૂં કર્યું કે?" "મારા કુળવાન અને માન પામેલા સ્વામી મોસૂફ તરફથી તેના લાયક અને વિશ્વાસુ સહાયકારી મહા ધર્મી રાજાના સંબંધમાં એક શબ્દ વધારે બોલવાનોછું." આગળના કરતાં વધારે જોશમાં આવી ઠાકોર ચોંક્યો અને બોલ્યો "હં!" પણ પોતાને અટકાવી તરતજ શાંત થઇ ધ્યાનથી સાંભળવા લાગ્યો. "હા, ધર્મી રાજા વિષે એવું સંભળાય છે કે, આપ બરગંડીના ચાર્લસે, તેને ફ્રેન્ચ રાજ્યના તાબેદાર હોવા છતાં પોતાની ફરજની વિરૂધ્ધ ચાલી અને ખ્રિસ્તી રાજાઓ પરસ્પર જે વિશ્વાસથી વર્તેછે તેથી ઉલટી રીતે તેને તમે નજર કેદ કર્યોછે. એ કારણ માટે મારા કુળવાન અને માનવંતા સ્વામી મોસૂફ મારે મોઢે આપ પ્રત્યે એમ કહેછે કે એ ધર્મી રાજા સહાયકારીને સત્વર સ્વતંત્ર કરવો નહીં તો જે યુધ્ધામંત્રણ કરવા મને સત્તા મળેલી છે તે આપે માન્ય કરવું." ઠાકોરે કહ્યું "કેમ, થયું કે?" "હા, આપના જવાબને માટે ખોટીછું અને આશા રાખુંછું કે આપ એવી રીતનો જવાબ આપશો કે તેથી ખ્રિસ્તી લોહી નહીં રેડાય."

ઠાકોર બોલ્યો "સેન્ટ જાર્જ આવ બરગંડીના સમ હવેતો—" પણ તે આગળ બોલે તે પેહેલાં લુઇ ઉઠયો અને એવા તો દબદબા અને એવી તો સત્તાથી વચ્ચે બોલ્યો કે ચાર્લસ તેને અટકાવી શક્યો નહીં. બાદશાહ બોલ્યો "બરગંડીના ભલા પિત્રાઇ, તમારી રજાથી આ બેઅદબ માણસને પ્રથમ જવાબ હું આપવા માગુછું. "અરે નીચ **હેરલ્ડ** અથવા જે કાંઇ તુ હો તે, બેવફા બારવટીઆ અને ખૂની વીલીયમ ડીલામાર્કને જઇ

કહેજે કે ફ્રાન્સનો બાદશાહ તેના કૈલાસવાસી પ્રિય સગાનું અધમ ખૂન કરવાની શિક્ષા આપવા માટે લીજ થોડાજ વખતમાં આવશે અને બેઅદબીથી તેને પોતાનો સહાયકારી કહેવા માટે અને તેનું બાદશાહી નામ પોતાના એક નીચ કાસિદના મોઢામાં આપવા વાસ્તે તને જીવતો ફાંસીએ લટકાવવા ધારેછે."

ચાર્લસે કહ્યું "સામાન્ય ચોર અને ખૂનીને રાજ્યકર્ત્તા તરફથી જે કાંઈ મોકલવું અયોગ્ય નહી હોય તે મારા તરફથી ઉમેરજો–નિકલ હવે, પણ સબર બરગંડીના દરબારમાંથી કોઈપણ **હેરલ્ડ**ને દાન આપ્યા વગર મોકલવામાં આવ્યો નથી.–એના હાડકાં જણાઈ આવે ત્યાં સુધી એને ફટકા મારો!" ક્રેવેસિઅર અને હમબરકોર્ટ સાથે બોલ્યા "નહીં ખુદાવંદ, એ હેરલ્ડછે અને તેથી એને રક્ષણનો હક્ક મળેલોછે."

ઠાકોરે જવાબ દીધો "એણે એ અધિકાર સૂચક ડગલો પેહેરી લીધો તેથી હેરલ્ડ બની ગયો એમ તો તમારા જેવા બુઘ્ધ હોય તે સમજે. આ પાજીના બોલવાની ઢબ ઉપરથી મને જણાયછે કે એ કોઈજ નહીં પણ ઠગછે. ટાઇસનડીઓરને આગળ આવવા દો: તે મારી રૂબરૂમાં એને સવાલ પુછે." આર્ડેનિસના જંગલી ભુંડનો આ એલચી જોકે સ્વભાવિક ઉદ્ધતા ધરાવતો હતો તેમ છતાં તે ફિક્કો પડી ગયો; અને તેના મ્હો ઉપર કેટલેક ઠેકાણે જાડે રંગ ચોપડેલો હતો તોપણ તે ફિક્કાસ જણાઈ આવતી હતી. ઠાકોરનો મુખ્ય **હેરલ્ડ** અને અમલદાર ટાઇસનડીઓર પોતાના અધિકારને લગતી યોગ્ય ગંભીરતા સમજતો હોય તેવી રીતે આગળ આવ્યો અને પોતાના આ કલ્પિત ભાઈબંધને સવાલ પુછ્યો કે તમે કઈ મદરેસામાં એ હુનરનો અભ્યાસ કર્યોછે? "હું **શારિસઆનની હેરલ્ડની** મદરેસામાં પરસીવન્ટ તરીકે કેળવાયલોછું અને એજ વિદ્વાન મંડળ તરફથી **હેરલ્ડનો** ખિતાબ પામ્યોછું." ટાઇસનડીઓર આગળ કરતાં પણ વધારે નમી બોલ્યો "તમે જે મંડળ તરફથી ખિતાબ મેળવ્યોછે તે કરતાં વધારે લાયક મંડળ કોઈ નથી અને મારા મોટા કૃપાળુ ઠાકોરની આજ્ઞાને અનુસરીને જો હું આપની સાથે આપણી ઉત્કૃષ્ટ વિદ્યાના મર્મો વિષે વાતચિત કરવાની હિમ્મત કરૂં તો આપે એમ સમજવું કે જ્ઞાન આપવાની આશાથી નહીં પણ તે પ્રાપ્ત કરવાની આશાથી હું તેમ કરૂંછું."

ઠાકોર અધિરાઈથી બોલ્યો "જાઓ, જાઓ. સભ્યાચાર મુકી દો. જે પ્રશ્નથી એનું જ્ઞાન જણાઈ આવે તે એને પુછવું." ટાઇસનડીઓર બોલ્યો "શારિસઆનની યોગ્યતાવાળી મદરેસાના એક શિષ્યને આયુધચિન્હના સાધારણ શબ્દો તે સમજેછે કે નહીં એમ પુછવું એતો ગેરવાજબી કહેવાય પરંતુ એ શાસ્ત્રના ગુપ્ત અને ખાનગી વચનો જે વડે વિદ્વાન લોકો બીજાઓ જે કાંઈ સાધારણ ભાષામાં પોતાનો ભાવાર્થ એક બીજાને દર્શાવેછે તે ઇશારા અથવા ચિન્હોથીજ દાખવેછે તે બાબતની કેળવણી વાઇકાઉન્ટ-સાન્ગલીયરે લીધીછે કે નહીં તે

કહેવા એમને વિનંતી કરૂં એમાં કાંઇ બાધ આવે નહીં; મતલબ કે **હેરલ્ડીની** ૯૦૮૦વું પત્તિએઓ શીખેલાછે કે નહીં ?" રાઉજસાંગ્લીયરે હિમ્મતથી કહ્યું "એક તરેહનાં તેમ બીજી તરેહનાં પણ એ વિદ્યાના ચિન્હો હું સમજુછું પણ કદાચ એમ હોય કે જરમનીમાં જે વચનો અમો વાપરતા હોઇએ તેજ વચનો તમો અહીં ફ્લેનડર્સમાં વાપરતા ન હો."

"અફસોસ કે તમે એમ બોલોછો અમારી મહત્વવાળી વિદ્યા જે અમીરીનો લાવટો છે અને જે ઉદારતાની કીર્તિછે તે સૌ ખ્રિસ્તિ મુલકોમાં એક સરખીછે એટલે સુધી કે સૅરેસન અને હબશી લોકોને પણ તે જાણીતીછે અને તેઓ તેને માન્ય કરેછે; એટલા માટે હું તમને વિનંતી કરૂંછું કે **આકાશી હબનો ડગલો** તમે કેવી રીતે સમજાવો તે કહી બતાવશો. તમારી મરજીમાં આવે તેવી રીતે સમજાવો." "હુકમને તાબે થઇ એવી રીતના વાંદરાના ચાળા હું કરવા માગતો નથી. વાંદરો હોય તેજ એવી રીતે હુકમ બજાવે."

ઠાકોરે કહ્યું "એને એક ડગલો બતાવો અને એની પોતાની રીતિ પ્રમાણે ખુલાસો કરવા દો; અને જો તે તેમ કરવે નિષ્ફળ થશે તો હું એની ખાત્રી કરી આપુંછું કે એની પીઠ ઉપર રાતાં પીળાં અને કાળા ડીબાં કરવામાં આવશે."

બરગંડીના હેરલ્ડે પોતાની કોથળીમાંથી ચર્મપત્રનો એક કટકો કાઢી કહ્યું "આ રહ્યો એક ચિઠ્ઠીછે એમાં કંઇ કારણથી મારા પોતાની જેવી તેવી ઢબ પ્રમાણે એક અસલી ડગલાને લગતાં ચિન્હ પાડેલાંછે. જો એ ખરેખર **રાટિસબનની** માનવંતી આયુધ્ધ પાઠશાળાનો હોય તો હું એ મારા બંધુને વિનંતી કરૂંછું કે યોગ્ય ભાષા વડે એનો ખુલાસો આપવો." રાઉજ સૅંગ્લિયર નિરાંતપણે તે પત્રિકા ઉપર નજર કરતો હતો તે વખતે લીગ્લોરીયોને આ તકરારથી બહુ મજા પડતી હોય તેવી રીતે ધામધુમ કરતો બેહુ હેરલ્ડની નજીક તે આવી લાગ્યો ને બોલ્યો "ભલામાણસ, હું તને મદદ કરૂં. મારા સાહેબો અને સરદારો એતો *ગોરસશાળા ઉપરની બારીમાંથી તાકી તાકી જોનારી બિલાડીછે. આ મસ્ખરીથી હાસ્ય ઉત્પન્ન થયું તેથી રાઉજ સૅંગલીયરને કાંઇક લાભ થયો કેમકે તે ચિત્રનો ખોટો ખુલાસો મળ્યાથી ગુસ્સે થઇ ટ્રાયસનડીઆર સમજાવવા લાગો કે ફ્રાન્સના રાજા ચિલ્ડીબર્ટે બરગંડીના રાજા ગૅંડીમરને કેદી તરીકે પકડ્યા પછી તેણે આ આયુધ્ધ ચિન્હ ધારણ કર્યું હતું અને એમાં કેદી રાજાની નિશાની દાખલ જાળીની પછવાડે *આઉન્સ જાનવર પાડેલુંછે." લીગ્લોરીઓ બોલ્યો "મારી લાકડીના સમ, જો એ બિલાડી

* દુધ, માંખણ, પનીર, વગેરે બનાવવાની જગ્યા.

* બિલાડીની જાતનું માંસાહારી પ્રાણી એનું શરીર સફેદ, પુંછડી લાંબી અને કાળાં કાળાં ટપકાં હોયછે.

બરગંડીને માલીતી આવતી હોય તો હાલને સમયે જાણીને તે જમણે પડખેછે." લુઇ તેમજ બીજા બધા હસી પડયા; ચાર્લસ પોતે તો આવી ખુલી મશ્કરીથી ખિન્ન થયલો દેખાતો હતો. લુઇ બોલ્યો "ખરૂં, ભલા છોકરા, જે વાત ગંભીરતાવાળી જણાવી હતી તેને તેં ગમતમાં કાઢી નાખી—અને હું આશા રાખુંછું કે એનું પરિણામ એવુંજ થશે—એટલા માટે એક સોનાનો સિક્કો હું તને આપીશ."

ઠાકોર બોલ્યો "લીગ્લોરીઓ, છાનો રહે અને ટ્રાઇસનડીઓર, તમે એટલા તો ભણેલાછે કે તમારૂં બોલવુંજ સમજાતું નથી માટે તમે જરા આઘા ખસો; આ લુચ્ચાને કોઇ અહિયાં લાવો.—સાંભળ એ હરામખોર, સિક્કાના આકાર સિવાય બીજી બાબતોમાં ૧આરજૅન્ટ અને ૨ઓર વચ્ચે તફાવત સમજેછે કે ?" "ખુદાવંદ દયા ખાતર મારા ઉપર રહેમ કરો !—ભલા રાજા લુઇ, મારી તરફેણમાં કાંઇ બોલો." ઠાકોરે કહ્યું "તું પોતેજ તારે માટે બોલ. ટૂંકામાં તું હેરલ્ડ છે કે નહીં ?" તે પકડાઇ આવેલા કારભારીએ કબુલ કર્યું કે માત્ર આ પ્રસંગને માટેજ. ઠાકોરે લુઇ તરફ આડી નજરે જોઇ કહ્યું "જે ઉત્તમ વિદ્યાની ઉપર બાદશાહી અને વચલા વર્ગના લોકોનો આધાર રહેલો તેને એક જાણ સિવાય કોઇ પણ રાજા કે સદ્‌ગૃહસ્થે હલકી પાડી હોય એવું મારા જાણ્યામાં નથી. માત્ર એ રાજાએજ પોતાના એક નોકરને હેરલ્ડના વેષમાં ઇંગલંડના એડવર્ડ પાસે મોકલ્યો હતો." લુઇએ હસીને અથવા હસવાનો ઢોંગ કરીને કહ્યું "આવી યુક્તિ, જે દરબારમાં તે વખતે હેરલ્ડ ન હતા અને કામ અગત્યનું અને તાકીદી હતું ત્યારેજ વાજબી ગણાય; જો કે મંદ અને મૂઢ મતિના એ ટાપુના રહેવાસી પાસે તે ચાલી ગઇ પરંતુ જેનું મગજ જંગલી ભુંડના કરતાં લેશભાર પણ સારૂં હોય તે બરગંડીના કુશળ દરબારમાં આવી ઠગાઇ ચલાવી દેવા ધારે નહીં."

"એને ગમે તેણે મોકલ્યો હોય પણ મોકલનારાઓની પાસે હલકો થઇનેજ જવાનો. ચાલો એને મારકીટ આગળ લઇ જાઓ. જ્યાંસુધી એનો હેરલ્ડનો જભ્ભો ચીથરે ચીથરા થઇ લટકે નહીં ત્યાંસુધી ઘોડાની લગામ અને કુતરાના ચાબકાથી ફટકાવો. રાઉજ સાંગલીયરની ઉપર કુ ! કુ ! હુસ્ક ! હુસ્ક ! ચલાવ ચલાવ." ચાર કે પાંચ મોટા શિકારી કુતરાઓ જેનું ચિત્ર રયુબેન્સ અને શિન્ડિયરસે એકઠા મળી શ્રમથી પાડયુંછે તેવા ચાર પાંચ કુતરાઓએ, ઠાકોર સમાપ્તે જે જાણીતા શબ્દો બોલ્યો હતો, તે સાંભળી લીધા અને જાણે ખરેખર જંગલી ભુંડ પોતાના રહેઠાણમાંથી તેજ પલે જાગૃત થયો હોય તેમ તેઓ ભસવા અને ચીસો પાડવા મંડયા. રાજા લુઇ પોતાના ભયંકર પિત્રાઇના મનના વલણને અનુસરીને બોલ્યો "હું ક્રૂસના સમ ખાઉંછું કે એ ગધેડાએ ભુંડનું ચામડું પેહેરી લીધું તેથી હું હોત તો એની પછવાડે કુતરાઓ લગાડી એ ચામડું ખુચી લેવડાવું." આ તરંગ ઠાકોરની પ્રકૃતિને તે પળે ખૂબ અનુકૂળ

આવ્યાથી તે બોલ્યો "ખરૂં, બરાબર; એમજ કરીશું. કુતરાઓને છુટા કરો. કિલ્લા ના દરવાજાથી કરીને પૂર્વ તરફના દરવાજા લગી એની પછવાડે લગાડીશું." તે શખ્સ, જે કાંઇ લાભ થયો તે ખરો એમ સમજી, બોલ્યો "હું આશા રાખુંછું કે આપ સાહેબ શિકારના એક પ્રાણીના જેવો મને ગણશો, અને તેના કાયદાનો લાભ આપશો."

ઠાકોરે કહ્યું કે તું તો માત્ર કીડોછે, માટે શિકારપોથીના કાનુન પ્રમાણે કાયદા નો લાભ કોઇ રીતે લઇ શકે નહીં; તથાપિ આ તારી અનુપમ નફટાઇ માટેજ તને સાઠ વાર આગળ રાખવામાં આવશે. ચાલો, ચાલો, સાહેબો આ ગમત આપણે જોઇશું. કચેરી આ ગડબડમાં વિસર્જન થઇ અને લુઇ રાજાએ જે દયા ભરેલી ગમત સૂચવી હતી તે મ્હાલવા સૌ કરતાં વધારે ઉતાવળે તે ચાલતો હતો. રાઉજ સંગલીયર દોડવામાં એક્કો જણાયો; કેમકે ધાસ્તીને લીધે જાણે તેને પાંખ આવ્યા હોય અને અડધા ડુઝન વિકાળ જંગી કુતરાઓ તેની પછવાડે લાગ્યા હોવાથી, રણશીંગાના ફુંકાવાથી અને શિકારીઓના શાબાશીના પુકારથી તે પવન વેગે ઉડવા લાગ્યો; અને દોડનાર માટે ખરાબમાં ખરાબ પોશાક હેરલ્ડનો અધિકાર સૂચક જે ઝબ્બો તેની નડતર તેને ન હોત તો કુતરાઓથી તે ખાસી રીતે છટકી જાત વળી એકાદ બેવાર એવી તો તેણે ગુલ આપી કે તમાશ-ગીરો તેને 'વાહ ! વાહ ! વાહવાહ !' પોકારવા લાગ્યા. સૌ કરતાં વધારે, ચાલસ કરતાં પણ વધારે બાદશાહ લુઇ હરખાયો; કંઇક રાજ્યદ્વારી કારણથી અને કંઇક માનવ દુઃખ હાસ્ય જનક રીતે દેખાડવામાં આવ્યો હોય તો તેને ગમત ઉપજતી તે કારણથી.

હસી હસી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને જાણે ટેકો લેતો હોય તેમ આનંદના આવેશમાં તેણે ઠાકોરના સુંવાળા રૂવાંનો ઝબ્બો ધર્યો. ઠાકોર પણ તેવાજ હરખમાં હોવાથી, જાણે તેઓ એક બીજાના પરમસ્નેહી હોય તેમ તેણે પોતાની બાંય બાદશાહના ખભા ઉપર મુકી. આથી થોડોજ વખત અગાઉ પરસ્પર જે સ્થિતિમાં તેઓ હતા તેથી વિરૂદ્ધ રીતનો દેખાવ થઇ રહયો હતો. આખરે આ ઢોંગી હેરલ્ડ સારસ દોડનાર હોવા છતાં કુતરાઓના પંજામાંથી છટકી શકયો નહીં. તેઓએ તેને પકડયો, ખેંચીને નીચે પાડયો અને તેનું ગળું દાબી પુરોજ કરી નાખ્યો હોત પરંતુ એવામાં ઠાકોર બોલી ઉઠયો "બસ, બસ, કુતરાઓને એનાથી દૂર લઇ જાઓ; એણે બહુ સારી દોડ કરી, અને જોકે સામો થઇ ઉભો તો નહીં રહયો તોપણ એણે એવી તો સરસ રમત રમીછે કે એને મારી નંખાવવા નહીં દઇશું." એ હુકમને અનુસરીને કેટલાએક અધિ-કારીઓ કુતરાઓને દૂર કરવા મંડયા અને કેટલાક કુતરાઓને એકઠા કરી દેવામાં ગુંથા-યલા દેખાયા; અને બીજા કુતરાઓ આ ભાગ્યહિન પુરૂષે કમનસીબે જે ઝબ્બો પેહેરયો હતો તેમાંથી ભરત કામના ચીથરાં ફાડી અને તે ઉપરનાં રંગીન કપડાંના કટકા કરી જ યાનંદથી ગલીઓમા લઇ ચાલ્યા હતા તેઓની પાછળ કેટલાક લાગ્યા હતા. આ વખતે

આલીવરે બાદશાહની પછવાડે સરકી આવી તેના કાનમાં કહ્યું "એતો બોહીમીયન હીરા-દીન મગરબીનછે, ઠાકોરની સાથે એનુ બોલવું ન થાય તો સારૂં." ઠાકોર આ વખતે આસપાસનો ખેલ જોવામાં એવો મચી રહયો હતો કે આ વાત તેણે સાંભળી નહી. લુઇએ પણ ધીમે સાદે કહ્યું "એતો મરવોજ જોઇએ.– મુએલું ચાડી ચુગલી કરી શકે નહીં." પલવારમાં આલીવરે ટ્રિસટન હરમાઇટને સૂચના કર્યાથી તે આગળ વધ્યો બાદશાહ અને ઠાકોરની રૂબરૂમાં આવ્યો અને પોતાની તોછડી રીતિ પ્રમાણે બોલ્યો "આપ ખુદાવંદ અને ઠાકોર સાહેબ આગળ હું અરજ કરૂંછું કે આ શિકારનો કટકો મારોછે અને હું તેનો દાવો કરૂંછું. એના ઉપર મેં છાપ મારીછે અને એના ખભા ઉપર ફ્લુઅરડીલિસની મેખ મારેલીછે તે બધા માણસો જોઇ શકે એમછે. એ પ્રસિદ્ધ લફંગોછે બાદશાહની રૈયતને એણે કતલ કરીછે, દેવળો એણે લુટયાંછે, કુમારીકાઓની આબરૂ લીધીછે, બાદશાહી શિકારગાહમાં હરણ માર્યાંછે–"

ઠાકોર બોલ્યો "બસ, બસ, ઘણા મજબૂત દાવાઓથી એ મારા બાદશાહી પિત્રાઇની મિલકત થઇ ચુકયોછે. આપ એને શું કરશો?" બાદશાહે જવાબ દીધો "જો એ મારે સ્વાધીન આપવામાં આવે તો હેરલડીના શાસ્ત્રમાં એ ઘણો અજાણ્યોછે તેમાં હું એને એ કંઇક તો શિખવીશ. ક્રુસની નિશાની તેની સાથે રીતસર ફાંસો લટકાવેલો, તેનો અર્થ અનુભવ સિદ્ધ હું એને શીખવીશ."

"હા એ ક્રુસ એ ઉપાડશે નહીં પણ ક્રુસ એને ઉપાડશે તમારો દોસ્ત ટ્રિસ્ટન આવી ગુપ્ત વિદ્યાનો પ્રવિણ શિક્ષાગુરૂછે; એના હાથ તળે એને પાઠશાળાની છાપ લેવા દો." આવી રીતે ઠાકોર જવાબ દઇ પોતે કરેલી મશ્કરીથી ખડખડ હસી પડયો અને તેમાં લુઇ એવો ખૂબ શામેલ થયો કે તેનો હરીફ તેનો તરફ માયાળુ પણે જોઇ બોલ્યો "અરે લુઇ! જેવો તું આનંદી સોબતીછે, તેવોજ એકવચની રાજા હોત તો કેવું સારૂં! આપણે આનંદમાં જે કાળ સાથે ગુજાર્યો છે તેનો ખ્યાલ વારંવાર મને આવ્યા વગર રહેતો નથી." "અને તે કાળ આપ જ્યારે ઇચ્છા કરો ત્યારે ફરીથી લાવી શકો એમછે. ખ્રિસ્તિ પ્રજાની બત્રીસીએ ચડયા વગર હાલની મારી સ્થિતિમાં જે વાજબી શરત મારી પાસેથી આપે માગવી જોઇએ તે હું માન્ય કરીશ; અને જે પવિત્ર યાદગારી હું હમેશ મારી સાથેજ રાખુંછું અને જે ખરા• ક્રુસનો કટકોછે તેના ઉપર, એ રીતે વર્તવા હું સોગંદ ખાઇશ." આ ઠેકાણે તેણે એક નાનો સોનાનો ક્રુસનો કટકો જે તેજ ધાતુની સાંકળ વડે પેહેરાનના ઉપર ગલા આગળથી લટકાવેલો હતો તે કાઢયો અને ભક્તિથી તેને ચુંબન કરી બોલ્યો "આ અત્યંત પવિત્ર એંધાણી ઉપર હાથ મુકી કોઇ વખતે એવા જુઠા સોગંદ નથી લેવાયા, કે જેનો બદલો તેજ વરસમાં નહી મળ્યો હોય."

ઠાકોરે કહ્યું "પરંતુ બરગંડી છોડી તમે જ્યારે ગયા ત્યારે મારી સાથે મિત્રાચારી રાખવા તમે જે સમ ખાધા હતા તે એનાજ ઉપર ખાધા હતા અને તે પછી તરતજ મને ઠેર કરવા અથવા તો ચોરીથી ઉપાડી જવા એક અનૌરસ છોકરાને મોકલ્યો હતો." "નહીં મારા માયાળુ પિત્રાઇ હવે તો તમે જુના પોપડા ઉખેડોછો. હું તમને ખાત્રીથી કહુંછું કે એ બાબતમાં તમે ભુલ ખાધીછે. વળી તે વખતે મેં જે પવિત્ર નિશાની ઉપર સમ ખાધા હતા તે એજ ન હોય; તેતો ખરા ક્રુસનો એક જુદો કટકો હતો જે મેં તુરકીના સુલતાન પાસેથી મેળવ્યો હતો અને તે અધર્મી લોકો પાસે રહ્યાથી ખચિત તેની ખૂબી ઓછી થઇ હતી. ઉપરાંત તેજ વરસમાં શું સાર્વજનિક ભલા અર્થે એક લડાઇ નહીં થઇ હતી ? અને ફ્રાન્સના મોટા મોટા જાગીરદારોના હુકમથી શું બરગંડીયન લશ્કરે સેન્ટ ડેનીસ આગળ છાવણી નહીં નાખી હતી ? અને શું **નારમંડી** મારા ભાઇને આપી દેવાની મને ફરજ નહીં પડી હતી ? હે ઇશ્વર, આવી પવિત્ર વસ્તુ ઉપર ખોટા સોગંદથી મને બચાવજે."

"વારૂ, પિત્રાઇ બીજી વખતે તમો વચન પાળો તે માટે તમને ધડો મળ્યોછે એમ હું માનુંછું—અને હવે કાંઇપણ તાલમેલ કર્યા વગર મને કહો કે તમારૂં વચન પાળી આ ખૂની ડીલામાર્ક અને લીજના રહેવાસીઓને શિક્ષા કરવા મારી સાથે ચાલશો ?" "તેઓની સામે હું ફ્રાન્સના જાગીરદારો અને જમીનદારો સહીત, ફ્રાન્સનો વાવટો ખુલ્લો રાખી ચાલીશ." "નહીં, નહીં, એટલું બધું કરવાની કાંઇ જરૂર નથી તેમ તે યોગ્ય પણ ન કહેવાય. તમારી સ્કાટીશગાર્ડ અને તેની સાથે બસો ચુંદા ભાલેદાર તમારી સાથે હશે તો તમે સ્વતંત્રછો એમ દેખાડવા બસ થશે; મોટું લશ્કર હશે તો કદાચ—" "તો કદાચ હું ખરેખર સ્વતંત્ર થઇશ એમ તમે કહેવા માગતા હતા, નહીં મારા ભલા પિત્રાઇ ? વારૂ, મારી સાથે કેટલા જણ ચાલે તેની સંખ્યા તમેજ નક્કી કરો." "અને આ સુંદરીની બાબતથી થતી ખરાબી અટકે તે માટે ક્રાયની અમીરઝાદી ઇસાબેલ **ડ્યુક આવ ઓરલીયન** જોડે પરણે તે વાત તમે કબુલ કરશો કે ?" "ભલા પિત્રાઇ, તમે તો મારી સભ્યતા છેક સુધી લઇ જાઓછો. એ **ડ્યુકનું** મારી દીકરી જોનની સાથે વેવિશાળ થયલું છે. ઉદાર થઇ એ બાબત મુકી દો; અને આપણે સોમ નદી ઉપર આવેલા કસબાઓ વિષે બોલીએ તો વધારે સારૂં."

"એ બાબત મારા મંત્રીઓ આપની સાથે ચર્ચા ચલાવશે. મુલક મેળવવાની બાબત કરતાં થયલા અન્યાય વાસ્તે ઉપાય યોજવાની બાબત મારે હૈડે વધારેછે. આપે મારા તાબેદારોની સાથે સંબંધ ચલાવ્યો અને બરગંડીના એક સગીરનું પાણી ગ્રહણ કરાવવાની બાબતમાં માથું ઘાલવા વગર આપ રહી શકયા નહીં. અને જ્યારે આપ એ બાબતની વચમાં પડયાછો ત્યારે તમારા પોતાના રાજવંશી કુટુંબની હદમાંજ એ પાણી ગ્રહણ

થવું જોઇએ; જો તેમ નહીં થાય તો આપાણી વચ્ચે વધારે વાતચિત થવાની નથી." "જો હું એમ કહું કે હું આ પ્રમાણે રાજીખુશીથી કરૂંછું તો મારૂં કહેવું કોઇ માને નહીં; માટે મારા ભલા પિત્રાઇ એવું આસામી કબુલ થાય, અને **પોપની** પાસેથી માફી મેળવવામાં આવે તો તમે જે વિવાહની દરખાસ્ત કરોછો તેમાં હું વાંધો લઇશ નહીં. એમ હું બહુ નાખુશપણે કહુંછું તે ઉપરથી તમે વિચાર કરો કે તમારો બોલ કાયમ કરવાની હું કેટલી હદસુધી ઇચ્છા રાખુંછું."

"હવે આપણે ફરી એકવાર પિત્રાઇ અને મિત્ર થયા છીએ; બીજી બધી બાબતો તો આપાણા મંત્રીઓ સેહેલાઇથી પોત પોતામાં સમજી લેશે." "હું ઇશ્વરનો પાડ માનુંછું કે રાજ્યકર્ત્તાઓના અંતઃકરણ તેના હાથમાં હોવાથી તેઓને તે દયાવૃત્તિથી સલાહસંપ અને નરમાશ તરફ વાળી દેછે જેથી માનવ લોહી રેડાતું અટકે." જેમ જાદુગરની સોડમાં તેનો ચેલકો તેની સાથેજ હમેશ રહેછે તેમ આલીવર પણ તેની સાથે રહેતો તેને રાજાએ કહ્યું "આલીવર, સાંભળ, પેલા રખડતા બોહીમીયનનું કામ ઝટ પુરૂં કરી દેવા ટ્રિસ્ટનને કહે."

---

# પ્રકરણ ૩૪ મું

## ફાંસી.

"ઇશ્વર જેણે આપાણને હસવાની તેમજ બીજાઓને હસાવવાની શક્તિ આપીછે તેની સ્તુતિ ચાલો આપણે ગાઇએ; અને જે મૂઢ કુતરો મસ્ખરાના આસ્થાને ધિક્કારેછે તેન-ઉપર ફિટકાર પડજો. જુઓ રાજ્યદ્વારી હજારો કારણોને ઓળંગી એક મસ્ખરી અને તેપણ કાંઇ બહુ સરસ નહીં પણ બે રાજ્યકર્ત્તાઓ હરખાયા માટે ઠીક ઠીક જેવી ગણાય તેથી ફ્રાન્સ અને બરગંડી વચ્ચે લડાઇ થતી અટકી."

ગયા પ્રકરણમાં જે અમે થઇ ગએલી સમજુતીનું વર્ણન આપ્યું તેનું પરિણામ એ થયું કે પેરોનના કિલ્લા ઉપરથી બરગંડીયન ચોકીબાનો ઉઠાવી લેવામાં આવ્યા, બાદશાહનું રેહેઠાણ જે **કાઉન્ટ હરબરટના** અશુભ ચિંતક **ટાવર**માં હતું તે બદલવામાં આવ્યું, અને ઠાકોર તથા તેના સત્તાધીશ વચ્ચે મિત્રાચારી થઇ વિશ્વાસ બંધાયો હોય તેવો

બાહારનો દેખાવ રાખવામાં આવ્યો અને તે જોઇ ફ્રેન્ચો અને બરગંડીયનો બહુ ખુશ થયા. આમ જ્યારે થયું ત્યારે લીગ્લોરીએ ઉપર પ્રમાણે અનુમાન કર્યું. જોકે લુઇની સાથે માન ભરેલી વર્ત્તણુક રાખવામાં આવતી તોપણ તે સારી રીતે જાણતો હતો કે હજી મારા ઉપર શકની નજરછે પણ તે અખાડા કરી જતો અને પોતાને જાણે તદ્દન નચિંત સમજતો હોય તેવો જણાતો. દરમ્યાન, ઘણીખરી વખતે બનેછે તેમ જ્યારે મુખ્ય આસામીઓ કલેશ દૂર કરવા રોકાયલા હતા ત્યારે તેઓની ખટપટમાં શામેલ થયેલો એક નીચા દરજ્જાનો આડતિયો નીચેની રાજ્યદ્વારી કહેવતની સચ્ચાઇનો કડવો અનુભવ કરતો હતો કે **મોટે લોકને હલકાં હથિયારનો વારે ઘડીએ ખપ પડેછે પરંતુ જેવા તેઓ નિરૂપયોગી માલમ પડેછે તેવાજ લોકમંડળને નુકસાની ભરી આપવા તેઓ એમને પોતાનું કર્યું ભોગવવા પડતા મુકે છે.** એ હિરાદીન મશ્રબીન હતો જેને ઠાકોરના અમલદારોએ બાદશાહના કોટવાલને સ્વાધીન કર્યાથી તેણે પોતાના બે વિશ્વાસુ મદદગાર ટ્રાઇએ સચિલિસ અને પેટી એન્ડ્રુના હાથમાં તેને વગર ઢીલે મારી નાખવા, સોંપ્યો. તેની દરેક બારદુએ એકેક ચાલતો હતો અને પછવાડે થોડાક ચોકીઆનો અને લોકો ચાલતા હતા. આ બેમાંથી એકજણ હસાવતો અને બીજો રડાવતો. એવી રીતે પડોસના જંગલમાં તેને લઈ ગયા; ત્યાં વધારે મેહેનત કે ફાંસીના સંસ્કાર ન કરવા પડે તે માટે એનો નિવેડો લાવનારાઓએ સૌથી પેહેલાં જે અનુકૂળ ઝાડ આવે તેની ઉપર લટકાવી દેવા ધાર્યું; અને તેઓને એકનું ઝાડ ખોળી કાઢતાં લાંબો વખત લાગ્યો નહીં; અને તે વિષે પેટી એન્ડ્રુએ મશ્કરીમાં કહ્યું કે આવું ફળ ઝીલવાને એ પાત્રછે. આ કમબખ્ત અપરાધીને પુરતી ચોકી સાથે એક રેતીવાળી જગ્યા ઉપર મુકી પોતે આ સેવટના સંસ્કાર માટે તાત્કાલિક તૈયારી કરવા મંડ્યા; તે સમે હીરાદીનને લોકોની ભીડ તરફ જોતાં ક્વેનટિન નજરે પડ્યો. ક્વેનટીન ત્યાં આવ્યો હતો તેનું કારણ એ હતું કે આ પકડાઇ આવેલો ઠગારો તેનો બેવફા ભોમિયોછે એમ તેણે ધાર્યું અને તે વાસ્તે તેને ખાત્રી કરવી હતી.

જ્યારે ફાંસીગરોએ હીરાદીનને ખબર કરી કે બધું તૈયારછે ત્યારે તેણે બાહુ શાંતીથી તેઓ પાસેથી એકજ બક્ષીસ માગી. ટ્રાઇએસચેલીસે કહ્યું, "અમારા ઓહ્દાની વિરૂદ્ધ ન જાય એવું ગમે તે માગ, મારા બેટા. હીરાદીન બોલ્યો "એટલે કે મારી જીંદગી સિવાય હું ગમે તે માગુ." ટ્રાઇએસ ચેલીસે કહ્યું "બરાબર એમજ, અને કાંઇક એથી વધારે; કેમકે અમારા ધંધાની શોભા જણાય તેવી રીતે મોહું જરાપણ વાંકું ચુકું કર્યા વગર મરદાનગીથી મરવા તમે નિશ્ચય કર્યો જણાયછે તેથી જોકે અમને મળેલો હુકમ તાકીદનુંછે તોપણ તમને દસ મિનિટ વધારે આપી તમને ખુશી કરવામાં હું હરકત સમજતો નથી. હીરાદીન બોલ્યો "તમે તો બાહુ ઉદાર દેખાઓછો."

પેટી એન્ડ્રૂએ કહ્યું "ખરેખર; અને અમને કદાચ તે માટે ઠપકો પણ મળે. પણ તેથી શું થયું ? આવો ચંચળ, મઝબૂત, બળવાન, આનંદી, ફક્કડ છોકરો જે સીડી ઉપરથી ખૂબીથી છલંગ મારી ઉતરશે એવાં ચિન્હ દેખાડેછે તેને માટે તો હું મારો જીવ આપવા પણ કબૂલ થાઉં." દ્રાઈએસચીલીસે કહ્યું "માટે જો તમને દોષ શ્રવણગુરૂની જરૂર હોય તો—" તેના રંગીલા સોબતીએ કહ્યું "અથવા જો તમને શરાબની પાઈન્ટ જોઈતી હોયતો—" પેલા કરૂણારસ ઉત્પાદકે કહ્યું "અથવા જો તમને પ્રાર્થના કે કોઈ ભજન જોઈતું હોયે તો—" હાસ્ય ઉપજાવનારે કહ્યું "અથવા જો તમને ગીત જોઈતુ હોયતો—" બોહીમીયને કહ્યું "મારા ભલા, માયાળુ, મહા ઉપયોગી મિત્રો મને આમાનું કાંઈ જોઈતું નથી. સ્કાટીશ ગાર્ડના પેલા તીરઅંદાઝની સાથે માત્ર થોડી મિનિટ સુધી વાતચિત કરવાની પરવાનગી માગુછું."

ફાંસીગરો પલવાર ખંચાયા, પરંતુ અનેક પ્રકારના બનાવોથી ક્વેનટીન ડરવાર્ડ ઉપર તેઓના સ્વામી, બાદશાહ લુઈની, બહુ સારી મેહેરબાની થઈછે એમ માનવામાં આવતુ હતુ તે ટ્રાઈસેસ્ચેલિસને યાદ આવ્યાથી એ મુલાકાતની રજા આપવા તેઓએ નિશ્ચય કર્યો. તેઓએ હીક માર્યોથી જ્યારે ક્વેનટીન આ શિક્ષાને પાત્ર ઠરેલા અપરાધી પાસે આવ્યો ત્યારે, આ એની વલે ગમે એવી વાજબીછે એવું તેણે ધાર્યું હોય, તથાપિ તેનો દેખાવ જોઈ તેને કનકમાટ થયા વગર રહ્યો નહીં. તેના હેરલ્ડના ઓધ્ધાનો બાકી રહેલો પોશાક જે કુતરાઓએ પંજાથી ચીરીને ચીથરા કરેલો અને તેઓના ક્રોધમાંથી છોડાવીને જે બે પગ વાળા પ્રાણીઓ તેને ફાંસીએ લટકાવવા લઈ જતા હતા તેના પંજામાં આવ્યાથી, તેનો દેખાવ કંગાળ તેમજ હાસ્યજનક જણાતો હતો. તેનો ચેહેરો રંગથી બે રંગ થયલો અને વેશ માટે તેણે જે ખોટી દાઢી ધારણ કરી હતી તેનો વચ્ચો સચ્ચો ભાગ વળગી રહયો હતો; તેના ગાલ અને હોઠ ઉપર મોતની ફિક્કાસ જોવામાં આવતી, તોપણ તેની કોમના ઘણાખરા લોકોની માફક તે ધૈર્યવાન હતો. તેની આંખ ચળકતી અને આસપાસ ભમતી અને તેના વાંકાચુંકા મોઢા ઉપર હાસ્ય જણાતું તેથી જે મોતે તે મરવાનો હતો તેનો જાણે તુચ્છકાર કરતો હોય એવો તે જણાતો. આ કમબખ્તની પાસે આવતાં ક્વેનટીનને એક તરફ ભય ઉપજતો તેમ બીજી તરફ દયા પણ આવતી; અને એ લાગણીઓ તેની આસ્તાની રીતિ ઉપરથી પરખાઈ આવતી હતી, અને તે ઉપરથીજ પેટીએન્ડ્રૂએ પોકારીને કહ્યું "આનંદી તીરઅંદાઝ, જરા ઝડપ કરો; નીચેના કાંકરા જાણે ઈંડાં હોય અને રખે તે ભાગી જાય એવી બીક રાખતા હો તેમ તમે ચાલશો તો, આ ગૃહસ્થને એટલો અવકાશ નથી કે તમારે માટે ખોટી રહે." તે અપરાધી બોલ્યો "મારે એની સાથે ખાનગી રીતે વાતચિત કરવી જોઈશે." પેટી એન્ડ્રૂએ કહ્યું "મારા ખુશમિઝાજી સીડી કુદનાર, એ વાતતો કદાચ અમારા ઓધ્ધાને અનુકુળ નહીં આવે. અમે અસલથી ઓળખીએ

છઈએ કે તમે છટકી જવામાં બામ માછલીના જેવાછો અપરાધીએ કહ્યું "મારા હાથ પગ તો તમારા ઘોડાના પાટાથી બાંધેલાછે—તમે મારી આસપાસ પેહેરો રાખજો પણ સાંભળી નહી શકો તેટલે છેટે રહેજો; વળી તીરઅંદાઝ તમારા પોતાના બાદશાહનો નોકરછે અને જો હું દસ રૂપિયા આપું તો—"

દ્રાઇએસચેલિસે કહ્યું "એ રકમ બંદગીમાં ખરચી હોય તો એના ગરીબ આત્માને લાભ થાય" "પેટી એન્ડીએ કહ્યું "અને જો તે દારૂ પછવાડે ખરચી હોય તે મારા નબલા શરીરને કૌવત આપે. મારા નાનકડા, દોરડાની સ્વારી કરનાર, કાઢો ત્યારે." હીરાદીને ડરવાર્ડને કહ્યું "એ લોહીના તરસ્યા કુતરાઓને એમની ફી આપો. મને જ્યારે તેઓએ પકડ્યો ત્યારે મારી પાસેથી પઈએ પઈ લુટી લીધી; આથી તેને ઘણો ફાયદો થશે." કવેનટીને ફાંસીગરોને તેઓની ફી આપી; અને વચન પાળી તેઓ સાંભળી ન શકે એટલે દૂર હટી ગયા; પરંતુ અપરાધીની હાલચાલ ઉપર સાવધ પણે તપાસ રાખી. આ દુર્ભાગી માણસ હજીસુધી ચુપ થઇ ઉભી રહ્યો હતો; તે બોલે તે માટે પલવાર થોભી કવેનટીન આખરે તેને કહેવા લાગ્યો "ને અંતે તુ આ છેવટને પહોંચ્યો કે?"

હીરાદીને જવાબ દીધો "છટ હું મારા કબીલાને માટે મુકરર કરેલા નસીબે પહોંચ્યુ તેની અગમચેતી કરવા કોઈ જોશી, સામુદ્રિક વિદ્યા કે રમલ જાણનારની જરૂર ન હતી." તે રકાટે કહ્યું "લાંબા વખત સુધી ચાલેલા તારા અપરાધો અને વિશ્વાસઘાતથી કવખતે આ તારૂં અંત આવ્યું કે?" "નહીં હું તેજસ્વી સૂર્ય અને તેના સઘળા ચળકતા બંધુઓના સમખાઇ કહુંછુકે હું મારો પોતાનીજ મૂર્ખાઇથી ફસી પડ્યોછું. મે ધાર્યું હતું કે ઘાતકી અને લોહીના તરસ્યા ફિરંગી લોકો તેઓ પોતાનાજ કહેવા મુજબ જે વાતને પવિત્ર સમજેછે એમ તેઓ કહેછે તેથી તેઓ આંચકો ખાશે. ભક્તિ અને **શિવલરી**ના ગમે એવો પવિત્ર દાવો તમે કરોછો તેવું છતાં **હેરલ્ડ**ના ઝભ્ભાને બદલે કદી મે પાદરીનો પોશાક પેહેર્યો હોત તોપણ હું સલામત રહી શકત નહીં." "પકડાઇ આવેલા ધુતારો, જે વેષ વગર હકે તે ધારણ કરે તેના હકકોનો દાવો કરી શકે નહીં." "પકડાઇ આવેલો? મારી બોલી પેલા બુઢા બેવકુફ હેરલ્ડના જેવીજ સુંદર હતી; પણ કાંઇ નહીં જે થયું તે હમણાં થાત કે હવે પછી."

"તમે વખતનો ગેર ઉપયોગ કરોછો; જો તમારે કાંઇ કહેવું હોય તો તરત કહી દો અને પછી તમારા આત્માની કાંઇ સંભાળ લ્યો."

બોહીમીયન ભયંકર હાસ્ય થી બોલ્યો "મારા આત્માની સંભાળ? શું તમે ધારોછો

કે વીસ વરસનો જેને કહોડ થયલો તે એક પળમાં મટી જાય? કદી મને કાંઇ આત્મા હોય તો હું દશ વરસનો હતો ત્યારથી એવી રીતની જીંદગી ગુજારતો આવ્યોછુ તેથી મારા સઘળા ગુનાહ યાદ કરતાં મને એક મહીનો લાગે અને તે પાદરી આગળ કહેતાં બીજો મહીનો લાગે અને જો એટલી મુદત મને આપવામાં આવે તો, નવાણું ટકા, હું તે જુદીજ રીતે વાપરૂં."

"કઠોર થયલા કંગાળ, પવિત્ર વસ્તુની નિંદા ન કરવી જે તને કહેવું હોય તે કહી દે અને પછી તારા પ્રારબ્ધને વશ હું તને સોંપી દઇશ" "મારે એક બક્ષીસ માગવીછેપણ પ્રથમ તે માટે હું દામ આપી લઇશ કેમકે તમારી કોમ ઔદાર્યનો દાવો તો બહુએ કરેછે, પણ બદલામાં મળ્યા વગર કાંઇ આપે નહીં."

"હુંતો તને એમજ કહેત કે તારો બદલો તારી સાથેજ નાશ પામો. પરંતુ તું અનંતકાળની કીનારી ઉપર આવી લાગ્યોછે; તારી બક્ષીસ તું માગ—તારી સખાવત તારીજ પાસે રાખ—એથી મને કાંઇ લાભ નહી થાય. તારા અસલના સકૃતો મને પુષ્કળ યાદ છે." "એમ કેમ બોલેછે? શેર નદીના કાંઠા આગળ બનેલી બાબત માટે હું તને ચાહતો હતો અને એક માતબર સ્ત્રી મેળવવામાં હું તને મદદ કરત. તમે તેનો એસ ધારણ કર્યા તેથી મેં ભુલાવો ખાધો અને મેં ખરેખર એમ ધાર્યું કે પેલી બીજી ચકલી જેનો જુનો માળો **બકવીમાંટમાંછે**, જેના ઉપર ચાર્લસે તરાપ મારીછે—અને સંભવિતછે કે તેના ઉપર પોતાનો પંજો રાખી મુકશે—તેના કરતાં હેમીલાઇનની જંગમ મિલકત વાપરવા તમને ઠીક કામ લાગત." "ભાગ્યહીન માણસ, આવી નકામી વાતો મુકી દે; પેલા અધિકારીઓ બહુ અધીરા થાયછે." અપરાધીની આ સ્થિતિમાં ઘણાખરા પોતાના અંતકાળને ઢીલમાં નાખવાની ઇચ્છા કરે તેમ તેની હિમ્મતની સાથે એ ઇચ્છા જોડાઇ ગઇ હતી તેથી તે બોલ્યો "બીજી દસ મિનિટ માટે દસ રૂપિયા વધારે આપો. હું તને કહુંછું કે આથી તને ઘણો ફાયદો થશે."

કવેનટીને કોટવાલના માણસો સાથે સેહેલાઇથી નવું સાટું કરી કહ્યું "ઠીક ત્યારે આવી રીતે ખરીદેલી મિનિટનો સારો ઉપયોગ કરજે." એમ થયે, હીરાદીને પોતાની વાત આગળ ચલાવી. હું તને ખાત્રીથી કહુંછું કે મેં તારા હક્કમાં ભલું કરવાને ધાર્યું હતું અને હેમીલાઇન સેહેલાઇ અને સગવડથી તારી સ્ત્રી થાત. આરડીનીસના જંગલી ભૂંડ જોકે માણુ કરવામાં કઠોરછે તોપણ તેની સાથે તે સલાહ સંપથી રહેછે અને જાણે આખી જીંદગી તેણીએ ભુંડના ખોરાક ઉપરજ કાઢી હોય તેમ [illegible] સાહેબી ભોગવેછે."

"આ તારી ઘાતકી અને કવખતની મશ્કરી બંદ કર, નહીતો હું ખરૂં કહુંછું કે હું તને પડતો મુકી ચાલ્યો જઇશ." "તમારૂં કહેવું ખરૂં છે; જે વાતમાં ઢીલ ન થઇ શકે તે વાત સામે હિમ્મતથી થવું જોઇએ. વારૂ, જાણો ત્યારે, કે ડીલામાર્ક તરફથી મોટું ઇનામ મળવાનું હતું તેની આશાથી જે યુધ્ધામંત્રણ આપતાં તમેં મને સાંભળ્યો તે માત્ર લઇ જવા નહીં પણ બાદશાહ લુઇને એક અગત્યની ખાનગી વાત કહેવા હું આ દાઝખી વેષ લઇ અહીં આવ્યો."

"એ જોખમ બહુ ભય ભરેલું હતું." "હા અને તેવીજ રીતનો મને બદલો આપવામાં આવ્યો હતો અને, જોખમપણ તેવાજ નિવડ્યોછે. ડીલામાર્કે પ્રથમ મારથા મારફત લુઇની સાથે સંદેશો ચલાવવા પ્રયત્ન કર્યો; પરંતુ એવું જણાય છે કે તે ત્યાંસુધી પહોંચી શકી નહી તેથી મુસાફરી અને શાનવાલ્ડની બાબતો મજુમીને કહી સંભળાવી; પણ એ ખબર અકસ્માતેજ લુઇને કાને કદી ચઢે અથવા તો ભવિષ્યવાણીના આકારમાં તેને પહોંચશે; પણ તે જે કાંઇ કહી શકે તેના કરતાં મારી પાસે જે ભેદછે તે વધારેં અગત્યનોછે; અને તે તું સાંભળ. વિલિયમ ડીલામાર્કે લીજ શેહેરની અંદર જબરી મજ[illegible]ત ફોજ એકઠી કરીછે અને દરરોજ બુઢા ધર્માધિકારીના ખજાનાવડે તેમાં વધારો કરતોજ જાયછે; પણ તે કાંઇ બરગંડીના શૂરવીરોની સાથે લડાઇના જોખમમાં ઉતરવા ધારતો નથી અને એ, ચુંથાઇ ગયલા શેહેરમાં, ઘેરો સહન કરવાનો તો નહીંજ. એનો મનસુબો એવો છે કે ગરમ મિઝાજના ચાર્લસને, સામો થયા વગર ત્યાં બેસવાદેવો; અને રાત્રિ વખતે પોતાના તમામ લશ્કર સાથે છાવણી ઉપર ઓચિંતો હુમલો કરવો. ઘણાઓને તે ફ્રેન્ચ બખ્તર પેહેરાવી રાખશે અને તેઓ જાણે શેહેરની અંદર **ફ્રેન્ચ કુમક ફોજનો** મજબુત ટુકડીઓ હોય તેમ ફ્રા**ન્સ સેન્ટ લુઈ અને ડેનોસ માટજાયના** પોકાર, કરશે; આથી કરીને બરગંડીના લોકોમાં ભારે ઘભરાટ થયા વગર રહશે નહીં અને જો બાદશાહ લુઇ જે કાંઇ તેની સાથે ચોકીબાન હજુરી અને લશ્કરી માણસો હોય તે લઇ તેને મદદ કરશે તો આરડીનીસના ભુંડની ખાત્રી છે કે બરગંડીના તમામ લશ્કરનો પરાજય થશે. આ મારી પાસે ભેદ છે અને તે હું તને વારસામાં આપી જાઊંછું. આ સાહાસકર્મને ગમે તો તું ઉત્તેજન આપ અને ગમે તો તેનો અટકાવ કર—આ સમાચાર તું બાદશાહ આગળ લેચ્યે કે ડાકોર આગળ લેચ્યે તેની મારે દરકાર નથી—મરજી પડે તેનો બચાવ કર કે નાશ કર; મને તો માત્ર એટલીજ દિલગીરી લાગેછે કે એને સુરંગની માફક ફોડી બધાનો નાશ કરવાનું મારામાં સામર્થ્ય નથી."

જે છાવણીમાં થોડા ફ્રેન્ચો અને થોડા બરગંડીયનો હોય તેમાં કેવી સેહેલાઇથી ઇર્ષા ઉત્પન્ન થઇ શકે તે ક્વેનટીન ઝટ સમજી ગયો અને બોલ્યો "ખરેખર એ અગત્યનો

બેઠુંછે." "હા, તેછે, અને મેં તે તને કહયો છે. મને જે કાંઇ માગવુંછે અને જેને માટે મેં આગળથી બદલો આપ્યોછે તે આપ્યા વગર તું કદાચ મને પડતો મુકી ચાલી જવાની ઇચ્છા કરે." "તારી માગણી શુંછે, બોલ. મારાથી જો બની શકશે તો તે હું માન્ય કરીશ." "એ કાંઇ મોટી માગણી નથી. મારી પાછળ જેને મારો ખપ પડશે તે સજીવ પદાર્થ મારો ટટ્ટુ બીચારો કલેપરછે અને તેને માટે મારે કાંઇ કહેવુંછે. બરાબર ઉત્તરમાં એક માઇલ ઉપર એક કોલસાનો ધંધો કરનારની ઉજ્જડ ઝુંપડી પાસે તમે તેને ચરતો જોશો; તેને આવી રીતે સીટી મારજો (તેણે ખાસ રીતે સીટી વજાડી દેખાડી) અને કલેપર કહી તેના નામથી બોલાવશો એટલે તે તમારી પાસે આવશે. આ રહી એની લગામ; મારા પોશાક તળે તે રાખેલી હતી. અને સારે ભાગ્યે કુતરાઓના હાથમાં તે આવી નહી—કેમકે એ બીજી કોઇ લગામને માનતો નથી. એને તું તારે સ્વાધીન લેજે અને તેનું સારી રીતે પોષણ કરજે; હું એમ નથી કહેતો કે એના ધણીને ખાતર પણ એક જબરી લડાઇનું પરિણામ તારે હસ્તક સોંપ્યુંછે તે માટે. ગરજને વખતે એ તને કામનો થઇ પડશે. રાત્ર કે દિવસ, ખડબચડું કે લીસું, સારી કે ખરાબ રૂતુ, ગરમ તબીલો કે શિયાળાનો ખુલ્લો આકાશ, કલેપરને એક સરખાંછે. જો હું પેરોનનો દરવાજો પાર કરી ગયો હોત અને જ્યાં મેં એને મુક્યોછે ત્યાં જો પહોંચી ગયો હોત તો હાલની સ્થિતિ મારી આ ન હોત.—તમે કલેપર ઉપર માયા રાખશો ?"

આવા કઠોર દિલનામાણસમાં વહાલનો અંશ દેખી કવેનટીનના મન ઉપર અસર થઇ અને તેણે જવાબ દીધો" હું તમારી આગળ સમ ખાઇ કહું છું કે હું માયા રાખીશ.' "ત્યારે હું તને છેલી સલામ કરૂં છું; પણ સબર, સબર. એક સ્ત્રીનો સંદેશો ભુલી જઇ અવિવેકથી મરી જવા હું ખુશી નથી. આ ચીઠી બહુ માયાળુ અને અત્યંત બેવકુફ આરડીનીસના જંગલી ભુંડની બાનુએ એની કાળી આંખવાળી ભત્રીજીને પહોંચાડવા આપેલી છે. તમારા ચેહેરા ઉપરથી મને માલમ પડેછે કે એ ચિઠ્ઠિ જે કાસિદ ખુશીથ પોહચાડે તેવો કાસીદ મેં ચુંટી કાઢયોછે.—એક બોલ વધારે બોલવા માગુંછું. હું કહેતાં ભુલી ગયો કે મારા જીનની ગાદીમાં તમને સોનાના સિક્કાની કીમતી થેલી જેને માટે મેં મારી જીંદગી જોખમમાં નાખી—અને જેને માટે મને એટલુ ભોગવવું પડેછે, તે તમને મળશે. એ તમે લેજો અને તેમાંથી આ ઘાતકી ચંડાળને તમે જે રૂપિયા આપ્યાછે તેથી સો ગણા તમારી કને રેહેશે. હું તમને મારો વારસ કરૂંછું."

"તારા આત્માના ભલા અર્થે દાન પુન કરી હું તે વાવરીશ." "ફરીથી એ શબ્દનું નામજ મારી આગળ ના લે. એવું કાંઇ છેજ નહી—એવી ચીજ કાંઇ હોઇ શકેજ નહી—એમ થવાનુંજ નહી. એતો પાદરીઓનું સ્વપ્નુંછે."

"કમનસીબ ! અત્યંત કમનસીબ પ્રાણી ! વધારે વિચાર કરીજો !—મને રજા આપ કે હું તરત પાદરીને બોલાવી લાવું—એ લોકો હજી જરા ઢીલ કરશે. હું તેમને લાંચ આપીને સમજાવીશ. આવા મત સહિત પશ્ચાતાપ કર્યા વગર તું મરણ પામશે તો પછી તું શાની વકી રાખીશકે ! તે કઠોર દિલના નાસ્તિકે પોતાના સીકડેલા હાથ છાતીએ દાબી કહ્યું " મારા અવયવો જુદા પડી મહાભૂતની સાથે મળી જવાના. મારી આશા, મારો ભરોસો, અને મારી ધારણા, એછે કે આ ભેદ ભરેલો મનુષ્ય દેહ પીગળીને કુદરતના સામાન્ય સમુદાયની સાથે મળી જશે; અને તેમાંથી જે જે દરરોજ નાબૂદ થાયછે તેને બદલે કુદરત જે જુદા જુદા આકારની પેદાયશથી દરરોજ ખોટ પુરી પાડેછે તે એમાંથી નિપજશે.—જળતત્વો, ઝરા અને વરસાદના પાણીની સાથે મળી જશે, સ્થળ તત્વો તેઓની ધરતી માતાની સાથે; વાયુ તત્વો પવનની જોડે જોડાઇ જશે અને અગ્ની તત્વો સૂર્ય અને તેના બંધુઓના ભડકો પુરો પાડશે.—આ મતમાં મેં મારી જીંદગી ગુજારીછે, અને તેમાંજ હું મરણ પામવાનો. ચાલો, જાઓ, અંહીથી દૂર થાઓ. મને વધારે હેરાન નહીં કરો. હું મારો છેલ્લો બોલ બોલી ચુકયોછું. એ કરતાં વધારે મારી પાસેથી કોઇ માનવી સાંભળનાર નથી."

તેની સ્થિતિ કેવી ભય ભરેલી હતી તે વિષે કવેનટીનને ભારે અસર થઈ. પરંતુ તેણે જોયું કે આવી તેની ભયાનક સ્થિતિ વિષે શુધ્ધિ આણી એ જાગૃત થાય તેની આશા રાખવી ફોકટછે; એટલા માટે તેણે એને છેલ્લી સલામ કરી. જાણે કોઇ પોતાન તોરમાં મચેલો હોય અને પોતાના વિચારમાં ખલલ કરવા ઇચ્છતો ન હોય તેવી રીતો ઉદાસપણે માત્ર જરા માથું હીલવી તે અપરાધીએ સલામનો જવાબ વાળ્યો. કવેનટીને જંગલનો રસ્તો લીધો; અને જ્યાં **કલેપર** ચરતો હતો ત્યાં તેને સેહેલાઇથી તે મળ્યો. તેના બોલાવ્યાથી એ પ્રાણી આવ્યો પણ થોડો વખત સુધી તેણે પોતાને પકડવા ન દીધો; જ્યારે તે તેની નજીક ગયો ત્યારે સુંઘવા અને ચમકવા લાગ્યો. આખરે કવેનટીન ઘોડાની આદતથી વાકેફ હોવાથી, કદાચ **કલેપરની** આદતો વિષે તેને ચોકસ માહિતિ હશે, (હીરાદીન અને તે જ્યારે સાથે મુસાફરી કરતા ત્યારે વારંવાર તેના તરફ તેનું ધ્યાન ખેંચાતું હતું) તેથી તે બોહીમીયનનો મરતી વખતનો વારસો પોતાના કબજામાં લેવાને શક્તિવાન થયો. તે પેરોન પાછો આવ્યો તે પેહેલાં તો તે બોહીમીયન જે ઠેકાણે એનો ભયંકર અને અહંકારવાળો મત કસોટી ઉપર કસાવવાનો હતો ત્યાં પેહોંચી ચુકયો હતો. જે શખ્સે ભૂતકાળ વાસ્તે કાંઇ પસ્તાવો કર્યો ન હતો અને ભવિષ્ય વિષે કાંઇ ધાસ્તી બતાવી નહી હતી તેને માટે એ ભય ભરેલો પ્રયોગ હતો.

# પ્રકરણ ૩૫ મું

## કીર્તિમાટેઈનામ.

જ્યારે કવેનટીન ડરવાર્ડ પેરોનમાં આવી પહોંચ્યો ત્યારે એક મંત્ર સભા મળેલી હતી. આ સભાના પરિણામમાં તે ધારી શક્યો હોય તેના કરતાં તેનો પોતાનો સ્વાર્થ ઘણો વધારે રહેલો હતો. જોકે આમા બીરાજેલા પુરૂષો એટલી મોટી પદવીના હતા કે તેઓની સાથે એનું પણ તેમાં કાંઇ લાગતું વળગતું છે એવું ક્વચિતજ ધારવામાં આવે તેમ છતાં તેની અસર એના પ્રારબ્ધ ઉપર અસાધારણ થવાની હતી.

ડીલામાર્કના એલચીનો વચ્ચે જે રકાશ થઇ ગયો, ત્યાર કેડે એ બનાવથી લુઇ વાસ્તે જે લાભકારી મત ચાર્લસના મનમાં ફરી ઠસવા લાગ્યો હતો તેમાં વધારો કરવાની કોઇપણ તક તેણે હાથથી જવા દીધી નહી. લીજ સામે ઠાકોર જોડે તે સહાયકારી તરીકે જવાનો હતો તે બાબત લશ્કર કેવા પ્રકારનું લેવું અને તેની સંખ્યા કેટલી તે વિષે ઠાકોરની સલાહ લેવામાં રોકાયો અથવા એમ કહીએ કે તેનો અભિપ્રાયજ સ્વીકારવા લાગ્યો તો તે ખોટું કહેવાશે નહી. તેણે ખુલ્લી રીતે જોયું કે ચાર્લસની ઇચ્છા એવી હતી કે મારી છાવણીમાં એવા ફ્રેન્ચ લોકો બોલાવવા કે તેઓ કુમકે આવેલા હોય તેવા નહી પણ ઓળમાં લીધા હોય તેવા થઇ પડે; તથાપિ ક્રેવેસિઅરની સલાહ ધ્યાનમાં રાખી જે કાંઇ ઠાકોર દરખાસ્ત લાવતો તે જાણે બાદશાહના પોતાનાજ મનમાં ઇચ્છા થઇ હોય તેવી રીતે તે તરતજ હા પાડતો આવ્યો. પરંતુ પાદરીની શીખવણીથી બર ગંડીના ઠાકોર ઉપર અત્યંત ભરોસો રાખી તે સપડાયો હતો તેનો બદલો લઇ પોતાની દ્વેશવાળી મનોવૃત્તિને તૃપ્ત કરવા ચુકયો નહી. ટ્રીસ્ટનને સહાયકારી લશ્કર આગળ ચલાવવા આજ્ઞા મળેલી હતી તેની સાથે આ કામ પણ સોંપાયું હતું કે પાદરી બેલ્યુ ને લાચીસના જે લોખંડી પીંજરા વાસ્તે એમ કેહેવાતુ હતુ કે એણેજ તેનો શોધ કર્યો હતો, તેમાં બંધ કરી મુકવો. એ વિશે બાદશાહ એમ બોલ્યો કે એને પોતાની જ કરેલી યુક્તિની અજમાયશ કરવા દો. એ પવિત્ર દેવળનો માણસછે તેથી એનું લોહી રેડવું યોગ્ય નહી ગણાય. પરંતુ સમ ખાઇ કહુંછું કે પાદરી તરીકે એના તાબાની જગ્યા દસ વરસ વેર વિસ્તારમાં નાની રહેશે પણ એને વાસ્તે કિલ્લો અજીત થઇ પડશે તેથી સાટું વળી રહેશે. બીજું તારે સત્વર લશ્કર તૈયાર થઇ રહે એવો બંદોબસ્ત કરવો.

કદાચ આવી રીતે તરત હા પાડી લુઇએ એવી આશા રાખી હોય કે સમજુતી કરતી વખતે બીજી જે વધારે અણગમતી શરત ઠાકોરે વચ્ચે આણી હતી તે વાત ઉડી જાય. પરંતુ જો એણે એવી આશા બાંધી હોય તો પોતાના પિત્રાઇનો સ્વભાવ પિછાનવામાં તેણે મોટો ભુલાવો ખાધો હતો, કારણ કે બરગંડીનો ચાર્લસ પોતાની વાતને જેવો વળગી રહેતો તેવા, વાતને વળગી રહેનારા બીજા થોડાજ હશે. તેણે ધાર્યું હોય કે કાંઇ નુકસાની થઇ જતો તેના વેરમાં કે ગુસ્સામાં જે કાંઇ શરત કરી હોય તે મુકી દે તેવો એ બિલકુલ ન હતો. જે લશ્કર સહાયકારી તરીકે છુટી કાઢવામાં આવ્યું હતું તેને બોલાવવા માટે જોઇતા પરવાના મોકલાવી ચુક્યા પછી તરતજ ડ્યુક આવ ઓરલીયન અને ઇસાબેલાના લગન સંબંધી જાહેર રીતે મંજુરીયત આપવા લુઇને તેના યજમાન તરફથી તેડું મોકલવામાં આવ્યું. બાદશાહે ભારે નિસાસો નાખી તેમ કીધું અને તે કેડે એ અમીરની પોતાની મરજી તપાસવાની અગત્યછે એ બાબત ઠાકોરના ધ્યાનપર આણ્યો."

ઠાકોરે કહ્યું "એ વાત એમે ચુકી ગયા નથી. ક્રેવેસિઅરે એ બાબત ઓરલીયનની સાથે વાતચિત કરીછે અને મને કહેતાં અજાયબી ઉપજેછે કે બાદશાહી કન્યા જોડે પરણવાના માનનું તેને ભાનજ ન હોય તેવું જણાતું હતું કેમકે જ્યારે ક્રાયની અમીરઝાદી સાથે પરણવાની દરખાસ્ત મુકવામાં આવી ત્યારે જાણે પોતાનો પિતા, તેની આગળ પ્રિયમાં પ્રિય દરખાસ્ત કરતો હોય, તેવી રીતે તેણે તે કબૂલ કરી લીધી." લુઇએ કહ્યું "એથી તો એ માયા રહિત અને કૃતઘ્ની ઠરેછે; પરંતુ જો બેહુ આસામીની મંજુરીયતથી એ કામ પાર ઉતરતું હોય તો તે બધું, મારા પિત્રાઇ, આપની ઇચ્છાછે તેજ પ્રમાણે કરવામાં આવશે."

ઠાકોરે કહ્યું "એ વિષે આપ કાંઇ ચિંતા કરશો નહી." આ બાબતની દરખાસ્ત કરવામાં આવી તે પછી થોડીજ મીનીટમાં ઓરલીયન અને ક્રાયની અમીરઝાદીને બેહુ રાજ્યકર્ત્તાની સમક્ષ બોલાવવામાં આવ્યાં. આગળની માફક આ પ્રસંગે પણ એ અમીરઝાદીની સાથે ક્રેવેસિઅરની અમીરઝાદી અને મહાધિકારિણી સાથે હતી. ચાર્લસને મોઢે બેહુ આ સામીઓએ સાંભળ્યું—અને લુઇએ તેમાં કાંઇ વાંધો લીધો નહીં, તેનો જાણે પોતાનું મહત્વ ઘટી ગયું હોય એવું જાણી ઉદાસ અને ચુપ થઇ બેઠો હતો—કે અમે બને રાજ્યકર્ત્તાની બુધ્ધિમાં એમ આવેછે કે તમારો હસ્ત મિલાપ કરવો જોઇએ જેથી ફ્રાન્સ અને બરગંડી વચ્ચે ભવિષ્યમાં જે સલાહ થવાની છે તે હંમેશ સુધી જલવાઇ રહે. આ દરખાસ્તથી ડ્યુક આવ ઓરલીયનને જે આનંદ ઉપજતો હતો તે માનમાન સમાવી શકતો હતો. લુઇની રૂબરૂ તે દેખાડવો એ અવિવેક ગણાય તેમ બાદશાહના રોઆબથી તે હંમેશ અંકુશમાં રહેતો હતો તેથી કરીને પોતાનો હરખ જેમ તેમ દાબી શક્યો અને માત્ર એટ-

સોજ જવાબ દીધો "મારી પસંદગી મારા બાદશાહની આગળ રજુ કરવી એ મારી ફરજ છે."

લુઇએ ઉદાસપણે અને ગંભીરતાથી કહ્યું "ભલા પિત્રાઇ આ દુ:ખદાયક પ્રસંગે મને અવશ્ય કરીને બોલવુંજ જોઇએ તેથી કહું છું કે તમને યાદ આપવાની જરૂર નથી કે તમારી લાયકી જોઇ મેં તમારે વાસ્તે મારા પોતાના કુટંબમાં વેવિશાળની ગોઠવણ કરી હતી. પણ બરગંડીના મારા પિત્રાઈના ધ્યાનમાં એમ આવે છે કે તમારૂં વેવિશાળ જુદીજ રીતે કર્યાથી મારા અને એમના મુલક વચ્ચે સ્નેહ રેહવાનો સૌથી ખાતરી પૂર્વક માર્ગ છે; અને બન્ને પ્રત્યે મારો ચાહ કાંઈ જેવો તેવો નથી કે મારી પોતાની આશા અને ઈચ્છાઓનો ભોગ તેને ન આપું." ડયુક આવ ઓરલીયન ઘુટણીએ પડયો અને એક વાર ખરા હેતથી જે હાથ રાજાએ. મ્હોં પછવાડે ફરવી લંબાવ્યો હતો તેને ચુંબન કર્યો. આ પંકાયલા ઢોંગીએ પોતાનો ઢોંગ છતાં તેણે જે નાખુશી સાથે હા પાડી તેથી, એક રાજા પોતાની પ્રિય યોજના રાજ્યદ્વારી જરૂરીયાત તેમજ પોતાના દેશ હિતાર્થે, પોતાની પિતા તરીકેની લાગણીઓ દાબી દઇ કેવી રીતે તજી દે છે તે ઓરલીયન તેમજ જે બીજા લોકો ત્યાં હાજર હતા તે સઘળાઓએ જોઇ લીધું. ઠાકોરના મન ઉપર આથી અસર થઇ, અને ઓરલીયન તો શાહજાદી જોનના બંધનથી મુક્ત થયાથી અનાયાસે ખૂબ મલકાવવા લાગ્યો. તેણે જો જાણ્યું હોત કે બાદશાહ તેને મનમાં કેવા શ્રાપ દતો હતો અને પાછળથી કેવી રીતે વેર લેવાની યુક્તિ રચતો હતો, તો તેણે એનું દિલ એટલું બધું દુ:ખવ્યું ન હોત."

પછી ચાર્લસે જવાન અમીરઝાદી ભણી મોઢું કરી, ધારી રાખેલો વિવાહ જાણે તેમાં આનાકાની કે ઢીલ જેવું કશુએ હોય નહીં, તેમ અસભ્યપણે જાહેર કર્યો અને તેની સાથે કહ્યું કે આગળે પ્રસંગે તમે જે અડીયલપણું બતાવ્યું હતું તેનો આ પરિણામ અતિ લાભકારક ગણવો જોઇએ. ઇસાબેલે હિમ્મત પકડી કહ્યું "મારા ઠાકોર સાહેબ અને બાદશાહ, આપની આજ્ઞા હું પાલું છું અને તેને આધીન થાઉંછું." ઠાકોર વચ્ચે બોલ્યો "બસ, બસ, બાકીની ગોઠવણ અમેજ કરીશું." બાદશાહ ભણી મોઢું ફેરવી તે બોલ્યો "સવારના આપે ભૂંડ શિકાર જોયો હવે બપોર પછી કોઇ વરૂને જગાડીએ તો કેમ ?"

જવાન અમીરઝાદીએ જોયું કે હવે તો દ્રઢતા દેખાડયા વિના છુટકો નથી. તે બીકથી, પરંતુ ઠાકોરનું ધ્યાન ખેંચાય તેવી રીતે મોટે સાદ અને દ્રઢતાથી બોલી, "મારૂં આધીનપણું, આપના વડીલોએ મારા વડાલોને જે જમીન અને જાગીર આપેલી છે

તેને લગતું છે; અને આપનો આ બાબતની અંદર મારી ના ફરમાનીથી એમ ધારતા હો કે એ ધરાવવાને હું નાલાયક ઠરૂં છું તો એ સઘળું હું આપને સોંપી દઉં છું." ઠાકોરે જોશથી જમીન ઉપર પગ અફાળી કહ્યુ "સેંટજાર્જ ! એ મૂર્ખી જાણેછે, કે તે કોની રૂબરૂમાં છે અને તે કોની પ્રત્યે બોલે છે ?" તે હિમ્મત હાર્યા વગર બોલી "ખુદાવંદ, હું મારા સત્તાધીશની રૂબરૂમાં છું અને હું ધારૂં છું કે તે ન્યાયી છે. જો આપ મારી જમીન છીનવી લેશો તો આપના વડીલોએ ઉદારતાથી જે કાંઇ આપેલું છે તે સઘળુંજ લઇ લેશો અને તેથી જે બંધનથી આપણે જોડાયલા છઇએ તે તુટી જશે. આ નિર્બળ આકૃતિ જેના ઉપર દુઃખના ઢગલા ઠલવાયા છે, તેઆપે બક્ષી નથી; અને તેમાં જે ચૈતન્ય રહેલું છે તેના ઉપર આપનો દાવો તો નહીંજ લાગુ પડે; એ વસ્તુઓ, મારી એવી ધારણા છે કે મઠમાં આ પવિત્ર માતા મઠાધિકરિણીના કહ્યામાં રહી ઇશ્વરને અર્પણ કરવી." કોઇ બાજની સામે કબુતર પાંખ ફડફડાવી તુચ્છકાર દર્શાવે તેથી તેને કેટલી અજાયબી થાય તેનો આપણે ખ્યાલ કરીએ તોજ ઠાકેરને જે અજાયબી અને ગુસ્સો ઉપજ્યો તેનો પુરતો ખ્યાલ આવી શકે. તેણે તિરસ્કારથી કહ્યું "શું પવિત્રમાતા કાંઇ પણ જીવિકા વગર તમને અંગીકાર કરશે ?" ઇસાબેલબાનુ બોલી "એક બારગી પોતાના મઠને એઓ એટલો બધો ગેરઇનસાફ કરેતો હું ધારૂંછુકે મારા કુટંબના કુલીન સ્નેહીઓમાં એટલીતો ઉદારતા હશે કે એક કાયના અનાથને ટેકો મળે એવું કાંઇક કરી-શકે." ઠાકોર બોલ્યો "એ બોલવું જુઠું છે; કોઇ છુપી અને અયોગ્ય કામના સંતાડવા માટે આ એક નીચ બહાનું છે.— મારા ઓરલીયનના અમીર, કદી મારે પોતાને હાથે એને દેવળમાં ઘસડી જવાની ફરજ પડશે તોપણ તે તમારીજ થશે." ક્લેવિસિઅરની અમીરઝાદી હિમ્મતવાળી, તેમ પોતાના ધણીની યોગ્યતા વિષે અને ઠાકોરની સાથે તેનો જે વગ હતો તે વિષે તેને ખાત્રી હોવાથી વધારે વાર ચુપ રહી શકી નહીં. તે બોલી "મારા સાહેબ, ગુસ્સાથી આપ તદન અયોગ્ય ભાષા વાપરો છો. કોઇ પણ કુલીન સ્ત્રીનું પાણી ગ્રહણ બળાત્કારે થાય નહીં." તે મઠાધિકરિણી બોલી "તેમ કોઇ પણ ખ્રિસ્થિ રાજ્યકર્ત્તાની એ ફરજ ન હોય કે દુનિયાના જુલમ અને જંજાલથી નાસિપાસ થઇ ઇશ્વરની કન્યા થવા ઇચ્છાતુર થાય તેના પવિત્ર મનની ધારણા નિષ્ફળ કરવી." ડુનાય બોલ્યો "જે દરખાસ્તની વિરૂધ્ધ એ બાનુએ આવી જાહેર રીતે વાંધો લીધો છે તે દરખાસ્ત મારો ઓરલીયનનો પિત્રાઇ આબરૂ સહિત માન્ય પણ કરી શકે નહીં." ઓરલીયનના પોચા મન ઉપર ઇસાબેલની ખુબસૂરતીથી ખૂબ અસર થઇ હતી તેથી તે બોલ્યો "અમીરઝાદી આગળ મારી માગણી વધારે લાભકારક રીતે દર્શાવવાનો પ્રયત્ન કરવા મને કાંઇક વખત આપવામાં આવે તો—" ઇસાબેલને ચોતરફથી જે ઉત્તજન મળ્યું હતું તેથી તે મજબૂતાઇથી બોલી "મારા સાહેબ, તેમ કરવું વ્યર્થ છે. એ સંબંધ મારી લાયકી કરતાં ઉપરાંતછે તોપણ તે વિષે ના પાડવા મેં નિશ્ચય કર્યો છે."

ઠાકોરે કહ્યું " ચંદ્રના આવતા ફેરફારની સાથે આ કાંટાઓ બદલે તે માટે વાટ જોવા મને વખત નથી.– ઓરલીયન, એક કલાકની અંદર એને શીખવવામાં આવશે કે તાબે થયા વિના છુટકોજ નથી." શાહઝાદાએ જોયું કે માન ભરેલું લાગે તેવા દેખાવથી ઠાકોરના હઠીલા સ્વભાવનો લાભ લેવો અશક્ય છે. તેથી તેણે જવાબ દીધો "નહીં, ખુદાવંદ, મારે વાસ્તે નહીં. ફ્રાન્સના બાદશાહી વંશજનો ખુલ્લી રીતે અને દ્રઢતાથી એકવાર અનાદર કરવામાં આવ્યો એટલુંજ બસ છે. તે પોતાનું માગું આગળ ચલાવી શકશે નહી."

ઠાકોરે ક્રોધ ભરેલી નજર પ્રથમ ઓરલીયન તરફ કરી અને પછી લુઇ તરફ કરી. લુઇને જે મનમાં જયાનંદ ઉપજતો હતો તેની લાગણી દાબવાની તેણે બનતી કોશેશ કરી તે છતાં તેના ચેહરા ઉપર હરખનાં ચિન્હ જણાઇ આવતાં હતાં. આથી ઠાકોરનો મિઝાજ હાથથી ગયો. પોતાના મંત્રીને કહ્યું "આ નાફરમાન, બે અદબ, અને નાલાયક માનીતી વિષે, લખ, અમારી શિક્ષા,–જપ્તી અને કેદખાનું. એને શાસન ગૃહ–કારા ગૃહમાં–મોકલશું જેથી બીજા, આ શિક્ષાને પાત્ર થયલા બે અદબ લોકોની સાથે, એ જઇ વસે."

ઘણા ખરા લોકો ધીમે સાદે પોતાની ઇતિરાજી સૂચવવા લાગ્યા. કાઉન્ટ આવ ક્રેવેસિઅર તેઓ બધાને બદલે બોલ્યો "ખુદાવંદ આના ઉપર વધારે પુખ્ત વિચાર કરવો જોઇએ. અમે આપના વફાદાર તાબેદાર, બરગંડીની **શીવલરી** અને અમીરી પદવીને આવી રીતે ઝાંખ લાગે તે સહન નહીં કરી શકીએ. અમીરઝાદીએ તકસીર કરી છે તો તેને શિક્ષા થવી જોઇએ; પણ તે શિક્ષા એની પદવીને તેમજ એના ખાનદાન સાથે સંબંધ તથા સગપણ ધરાવનાર જે અમે, તેઓની પદવીને યોગ્ય હોય તેવી રીતની જોઇએ."

ઠાકોર પલવાર ખંચાયો; અને પછી જેમ કોઇ ગોધાને ગોવાળ તેના ધારેલા માર્ગથી ખસેડવાનું કરે ત્યારે તે મનમાં વિચાર કરે કે આને તે તાબે થવું કે સામે ધસી જઇ હવાની અંદર ઉરાડી મેલવો તેમ તે પોતાના સલાહકાર તરફ ડગમગ જોવા લાગ્યો. પરંતુ તેણે જોયું કે કચેરીમાં ઘણા ખરા એજ મતના હતા તેથી, તેમજ એના તાબેદારોમાં કુસંપ જોઇ કદાચ લુઇ લાભ મેળવે, વળી પોતે દ્વેષવાળો નહીં પણ ગુસ્સાવાલો અને જરા અસભ્ય હતો, તેથી તથા પોતાની કરેલી, આબરૂને એબ લાગે એવી દરખાસ્તથી ઘણું કરી પોતેજ શરમાયો હોય તેથી ડહાપણે ક્રોધની ઉપર જય મેળવ્યો અને તે બોલ્યો "ક્રેવેસિઅર, તમારૂં કહેવું ખરૂં છે. મેં બહુ ઉતાવળ કરી **શિવલરીના** કાયદા પ્રમાણેજ એનો નિકાલ આણીશ. એ લીજ નાસી ગઇ તેથી ધર્માધ્યક્ષનું ખૂન થવાની એક ચેતવણી સરીખું થઇ પડયું. માટે આ કૃત્યનું જે સૌથી સરસ વેર લેશે અને જે

આરડીનોસના જંગલી ભૂંડનું મસ્તક લાવશે તે શખ્સ એનું પાણી ગ્રહણ કરશે અને જો એ તેના હકનો અનાદર કરશે તો એની જાગીરતો એ ધણીને અમે સોંપી શકીશું; પછી એ મઠમાં જઇ એકાંતે પોતાનો નિર્વાહ ચલાવી શકે તેને માટે તેની શ્રધ્ધામાં આવે તે એને આપે."

અમીરઝાદી બોલી "નહીં, વિચાર કરો કે **કાઉન્ટ રેનલ્ડ** જે આપના પિતાનો જુનો બહાદૂર અને નિમકહલાલ નોકર તેની હું દીકરી છું. શું સરસ શમશેરબાઝના સ્વાધીનમાં ઇનામ તરીકે મને આપી દેશો ?"

ઠાકોરે કહ્યું " તારી વડવી પણ યુધ્ધખેલમાં જીતાઇ હતી. તારે માટે તો ખરેખરી લડાઇ મચશે. **કાઉન્ટ રેનલ્ડ** ખાતર હું માત્ર એટલી શરત કરીશ કે ફતેહમંદ ઇનામદાર, સદ્ગ્રહસ્થ કુલીન અને નિષ્કલંક વર્ત્તણુકનો હોવો જોઇએ; જો એવી રીતનો હોય પછી ગમે એવો ગરીબ હોય તોપણ તારૂં પાણી ગ્રહણ કરવાની દરખાસ્ત કરી શકશે; એ વિષે હું સમખાઇ કહું છું." પછી પોતાના જે અમીરો હાજર હતા તેઓ ભણી મોઢું કરી બોલ્યો "મારા સાહેબો, હવે આ તો **શિવલરીના** કાનૂન મુજબ છે, નહી ?" ઘણાખરા લોકો ખુશી થઇ હા હાના પુકાર કરવા લાગ્યા અને તે સર્વ કરતાં વૃધ્ધ લાર્ડ ફ્રાફ્રર્ડ મોટે સાદે દિલગીરી બતાવવા લાગ્યો કે આવા સુંદર ઇનામ માટે દસ્ત અજમાવવાનું પાકી ઉમરને લીધે મારાથી બની શકતું નથી. આ પુકારથી ઇસાબેલનું વિરૂધ્ધ બોલવું તદન ઢંકાઇ ગયું. બધા એકમત થયા તેથી ઠાકોર ખુશ થયો અને જેમ એક ઉભરાઇ આવેલી નદિ પોતાની સ્વભાવિક હદની અંદર સમાઇ જાય તેમ એનો સ્વભાવ શાંત રીતે વહેવા લાગ્યો. ફ્રેવેસિઅર બોલ્યો" અમારે પ્રારબ્ધે તો સ્ત્રી ચોટેલીજ છે તેથી આ સુંદર ખેલ વખતે મોઢું જોતા ઉભા રહીએ કે ? એમ કરૂં તો મારી પ્રતિષ્ઠાને પણ બાધ લાગે કેમકે પેલા શૂળદંત અને જાડા વાળવાલા હેવાન ડીલામાર્કને ઠેકાણે પહોંચાડવા મેં બાધા લીધી છે."

ઠાકોરે કહ્યું "ફ્રેવેસિઅર, તું મારજે ફટકો, અને જો ફતેહમંદ થયો તો તું પોતે તો એની સાથે પરણી ન શકે તેથી તારી મરજીમાં આવે તેના ઉપર મેહેરબાની કરજે. તારૂં દિલ ચાહેતો તારા ભાણેજ કાઉન્ટ સ્ટીવનને સોંપી દેજે." ફ્રેવેસિઅરે કહ્યું "ખુદાવંદ મોટો ઉપકાર થયો. આ યુધ્ધમાં મારાથી બનશે તેટલો પ્રયત્ન કરીશ અને સારે ભાગ્યે સૌથી અગ્રેસર થયો તો પછી એક તરફ મઠાધિકરિણી અને બીજી તરફ સ્ટીવન પોતાનું વાકચાતુર્ય અજમાવશે."

ડુનાય બોલ્યો "હું ધારૂં છું આ ન્યાયપૂર્વક યુધ્ધથી ફ્રાન્સના શૂરવીરોને બાતલ કરવામાં નહીં આવશે ?"

ઠાકોરે જવાબ દીધો "ખુદા ન કરે ! બહાદૂર ડુનોય કદી મારી મરજી ન હોત તો પણ તમે બની શકે એટલો પ્રયત્ન કરો તે જોવા માટેજ હું રજા આપત. ઇસાબેલ બાનુ ફ્રેન્ચમેનની સાથે પરણી જાય તેમાં કાંઇ વાંધો નથી, પરંતુ એટલું અવશ્યનું છે કે, ક્રાયનો જે કાઉન્ટ થાય તે બરગંડીની પ્રજા થવો જોઇએ." ડુનોયે કહ્યું" બસ; બસ; મારૂં જે આયુધ્ધ ચિન્હછે તે બદલીને ક્રાયનો મુગટ કદી પણ ન થાય. હું ફ્રેન્ચ તરીકે જીવીશ અને મરીશ. જો કે જાગીર તો મારા હાથમાં ન આવે તોપણ એ બાનુને મેળવવા માટે હું મારો હાથ અજમાવી જોઇશ." આવા મેલાવડામાં લી બાલાફ્રે મોટે સાદે તો બોલવાની હિમ્મત કરી ન શકયો પરંતુ સ્વગત બડબડ કરવા લાગ્યો "સાન્ડરસ સુપલી જા, હવે તારૂં વચન પાળજે, તું હંમેશ કહેતો હતો કે તમારા ખાનદાનની દોલત વિવાહ થકી પ્રાપ્ત થવાની છે. તારૂં વચન પાળવાને માટે આવો અવસર તને કોઇ વાર મળ્યો નહીં હોય." લીગ્લોરીઓ બોલ્યો "સૌ વચ્ચેથી હું ઇનામ મારી જઇશ, પણ મારે વિષે તો કોઇ વિચારે કરતો નથી.'

લુઇ બોલ્યો " ખરૂં મારા બુધ્ધિસાગર મિત્ર, જે વાતમાં સ્ત્રી આવી તે વાતમાં સૌથી સરસ મૂર્ખનું માન વધે છે."

એક ગમ જ્યારે રાજ્ય કર્તાઓ અને અમીરો આ બીચારીના પ્રારબ્ધે વિષે મશ્કરી કરતા હતા ત્યારે બીજી ગમ ઇસાબેલ જે એ વેળા કચેરી છોડી ચાલી ગઇ હતી તેને ક્રેવેસિઅરની અમોરઝાદી અને મઠાધિકારિણી ઘણોએ દિલાસા આપતી પણ ફોકટ. મઠાધિકારિણી તેણીને ખાત્રી આપતી કે સેંટ અરસુલાની કબર આગળથી એક ખરી ભકિતઆણીને ખેંચી લેવાનો જે કાંઇ પ્રયત્ન થશે તેના ઉપર પવિત્ર કુમારિકા કોપાયમાન થવાની. બીજી તરફ ક્રેવેસિઅરની અમીરઝાદી તેણીને કાનમાં સંસારિક દિલાસો આપતી કે આ જે પરાક્રમ થવાનું છે તેમાં જે કોઇ ખરો **નાઈટ** ફતેહમંદ નિવડશે તે કાંઇ તારી મરજી ઉપરાંત, ઠાકોરે કરેલા ચુકાદાનો લાભ, લેશે નહીં. અને કદાચ એમ પણ બને કે જે હરીફ ફતેહમંદ થાય તે એવો નિવડે કે તારી પ્રસન્નતા મેળવી શકે જેથી તું સંતુષ્ટ થઇ તાબે થાય. જેમ નિરાશપણું સિવાલને પકડે છે તેજ રીતે પ્યાર પણ તેમ કરેછે. આ ઇશારાથી જો કે બહુ અપૂર્ણ આશા ઉપજી તોપણ એ બાબત વિષે ચિંત્વન કરતાં અમીરઝાદી ઇસાબેલનાં આંસુ વધારે શાંતીથી વેહવા લાગ્યાં.

# પ્રકરણ ૩૬ મું

## અચાનક હુમલો.

થોડા દહાડામા લુઇને પોતાનું વેર તૃપ્ત થયાની ખુશ ખબર મળી કે તેનો માનીતો અને સલાહકાર પાદરી બેલીયુ લોખંડના પીંજરામાં પીડાતો પડયો છે. એમાં ગોઠવણ એવી કરેલી હતી કે તે અઠંગીને પડયો હોયતોજ કાંઇ વિશ્રાંતિ તેને મળે. જો કે આ વાસ્તાની સાથે એનો ઘણો સંબંધ નથી તોપણ અમે એટલું જણાવીએ છઇએ કે આ સ્થિતિમાં તે બાર વરસ સુધી પડયો રહયો. ઠાકોરે લુઇને કુમક માટે જે લશ્કર મંગાવવા કહ્યું હતું તે આવી પહોંચ્યું હતું, પણ તેની સંખ્યા એટલી નહી હતી કે બરગંડીના મોટા સૈન્યને, કદી લુઇની તેવી મરજી થાય તો, પુરી પડી શકે. પરંતુ બાદશાહની ઉપર કાંઇ બળાત્કાર વાપરવામાં આવે તેમાંથી તેનું રક્ષણ કરી શકે એટલા માણસો હતા ખરા; અને તે વાતથી પોતે દિલાસો મેળવતો. વળી પ્રસંગ આવે ત્યારે પોતાની દીકરીને ઓરલીયનના અમીરની સાથે પરણાવવાની યોજના પાછી અમલમાં આણવાને મુખત્યાર હતો; અને જોકે તેના પોતાના તાબેદારના વાવટા તળે જે લોકોને તેણે ઉત્તેજન આપ્યું હતું તેનીજ સામે પોતાના સરસ અમીરોની સાથે નોકરી બજાવવી પડી હતી એ અપમાન ભરેલું હતું તોપણ તેણે જોયું કે વખત એવોછે કે એ વાત ધ્યાનપર લેવી ન જોઇએ, અને ભરોસોછે કે એવો દિવસ પણ આવી પહોંચશે કે એનું સારૂં વળી રહેશે. પોતાના વિશ્વાસુ આલીવરની સાથે વાત કરતાં તેણે કહ્યું હતું કે અકસ્માતે, કોઇ વખતે દાવ સારો આવી જાય પરંતુ આખી બાજી જીતવી તેતો ધીરજ અને ડહાપણનું કામછે. આવા આવા વિચારો સહિત કાપણીની મોસમની આખરે એક રમણિય દિવસે બાદશાહ પોતાના ઘોડા ઉપર સ્વાર થયો; તેને લોકો સ્વતંત્ર બાદશાહ તરીકે નહી, પણ વિજયીના શોભાના પુતળાંનો એક ભાગ ગણતા તેની દરકાર ન કરતાં પોતાના અંગરક્ષકો અને શૂરવીરોને લઇને બાદશાહ લુઇ પેરોનના ગાથીક બાંધણીના દરવાજામાંથી નિકળી બરગંડીયન લશ્કરની સાથે શામેલ થયો. એ લશ્કર તેજ વખતે લીજની સામે કુચ કરવા શુરૂ થયું હતું. ઘણી ખરી પ્રખ્યાત બાનુઓ જેઓ ત્યાં હતી તેઓ સરસમાં સરસ વસ્ત્ર સજી દરવાજાના કોઠા અને બચાવના સ્થળો ઉપર બેસી, આ સાહાસકામ માટે જે લડવૈયાઓ બાહાર નીકળી પડયા હતા તેનો ભપકા ભરેલો તમાશો જોવા એકઠી થઈ હતી. ક્રેવેસિઅરની અમીરઝાદીએ ઇસાબેલને જેમ તેમ સમજાવી ત્યાં આણી હતી; ચાર્લસનો તો ચોખ્ખો હુકમ હતો કે યુધ્ધખેલની અંદર જે સ્ત્રી વિજયની એંધાણી આપવાની હતી તેને, જે નાઇટો મેદાનમાં આવવાના હતા, તેઓ જોઈ શકે એવે સ્થળે તેણે બેસવું.

જે વખતે તેઓ મેહરાબ નીચેથી મળેલી ઠઠમાંથી બાહાર નિકળવા લાગ્યા તે વખતે ઘણા વાવટા અને ઢાલો જોવામાં આવતી. તેમાં તરેહવાર નવી નવી નિશાનીઓ પાડેલી હતી; એવા મતલબની કે તે ધરાવનારે આ સુંદર ઇનામ માટે કમર કસવાનો પકકો ઠરાવ કર્યોછે. એકના ઉપર શરત માટે છુટેલો ઘોડો ચિત્રેલો, બીજાની ઉપર નિશાન રાખી તીર તાકેલું—એક નાઇટે તો પોતાનો પ્યાર સૂચવવા લોહી લુહાણ થયલું હૈડું ઢાલની ઉપર પાડેલું હતું અને બીજાએ ખોપરી અને * સાઇપ્રસની માળા દર્શાવેલી એવું દેખાડવા કે જીતવું કે મરવું એવો નિશ્ચય કર્યોછે. એ સિવાય બીજી ઘણીક એંધાણીઓ હતી અને તેમાં કેટલીક તો એવી ગુંચવણ ભરેલી અને ગૂઢ કે ગમે એવો ચાલાક દુબાષીઓ ફાંફાં મારી રહે. વળી એમ પણ ધારવું જોઇએ કે દરેક નાઇટ, જે સુંદર સ્ત્રીઓ અને કુમારીકાઓ મંદ હાસ્ય કરી તેમજ રૂમાલ અને બુરકા હવામાં ઉરાડી તેઓના શૌર્ય ને ઉત્તેજન આપતી તે સુંદર મંડળીની પાસેથી વટી જતાં જીન ઉપર ખૂબ ભપકાથી બેસી પોતાના ઘોડાનું પાણી દેખાડતો હતો. ગાર્ડના તીરઅંદાઝો ઘણાખરા સ્કાટીશ રૈયત ના સૌથી સરસ ભાગમાંથી ચુંટી કાઢેલા હોવાથી તેઓના શોભાયમાન દેખાવને લીધે તેમજ તેઓની બહાદુરીને લીધે ઘણીખરી સ્ત્રીઓ તેઓને શાબાશી આપતી; અને આ પરદેશીઓમાંથી એક શખ્શે ઇસાબેલ બાનુની સાથે પોતાની ઓળખાણ દેખાડવા જેવી હિમ્મત કરી તેવી ફ્રેન્ચ અમીરોમાંથી સૌથી જે કુલીન હતા તેઓએ મણ કરી નહી. આ શખ્સ કવેનટીન ડરવાર્ડ હતો જે પોતાની પધ્ધતિ પ્રમાણે બાનુઓ આગળથી વટી જતાં ભાલાની ટોચ ઉપર રાખી ઇસાબેલનો ફોઇનો કાગળ તેના આગળ ધર્યો. કાઉન્ટ આવ ક્રેવેસિઅરે કહ્યું "મારા સમ, હવે તો આ નાલાયક સાહસિક પુરૂષ બેઅદબી કરવામાં આવ્યો કરેછે." ડુનાય બોલ્યો "ક્રેવેસિઅર, તમે એમ ના બોલો. એ બાનુનું રક્ષણ કરવે એણે જે બહાદુરી બતાવીછે તેનો સાક્ષી પુરવા મારી પાસે મઝબૂત કારણછે." ઇસાબેલ લજ્જાથી તેમજ કાંઇક ગુસ્સાથી રાતી પીળી થઇ બોલી તમે તો નકામો કાગનો વાઘ કરો મુકોછો. એ કાગળતો મારી ભાગ્યહિણ ફોઇ તરફથી આવ્યોછે. જોકે એની સ્થિતિ તો ભયાનક હોવી જોઇએ તોપણ તે આનંદમાં હોય એવી રીતે લખેછે."

ક્રેવેસિઅર બોલ્યો "એ ભૂંડની નવોઢા શું કહેછે તે અમને સંભળાવો. અમીરઝાદી ઇસાબેલે તે કાગળ વાંચ્યો તે ઉપરથી એમ જણાતું હતું કે તેની ફોઇએ ખરાબ મામલામાંથી પણ લાભની વાતજ કાઢી લેવી એવો નિશ્ચય કર્યો હતો; અને એનાં લગ્ન કેવી ઉતાવળ અને અસભ્યતાથી થયાં હતાં તે માટે પોતાના મનની શાંતી એવી રીતે કરતી કે હું આ જમાનાનો સૌથી બહાદુર પુરૂષ જેણે પોતાની બહાદુરીથી મુલક જીતી

---

* તજ કપુર વિગેરેના ઝાડની જાતનું એક ઝાડ પ્રાચીન કાળમાં જયની એંધાણી તરીકે એની ડાખળી આપવામાં આવતી.

લીધો હતો તેની સાથે પરણવાના સુખની પ્રાપ્તી મને થઇ. બીજાઓના કહેવાથી. મારા વિલ્યમ વિષે વિચાર નહીં કરતી પરંતુ તારી સાથે જાતે ઓળખાણ થાય ત્યાં સુધી તારે થોભવું, એવી રીતે તેણીએ પોતાની ભત્રીજીને વિનવી હતી. હા એમાં દુષણ છે ખરાં, પણ જે લક્ષણના માણસોને હું હમેશ માન આપતી આવીછુ તેઓમાંજ તે હોય એવાછે. મારા વિલયમને શરાબનું કાંઇક વ્યસન છે પરંતુ એતો મારો દાદો બહાદુર સર ગાડફ્રે તેમાં પણ હતું એઓ કાંઇક લોહીના તરસ્યા છે અને સ્વભાવે ઉતાવળિયાછે તો મારો ભાઇ સ્વર્ગવાસી રેનલ્ડ ક્યાં તેવો નહીં હતો? બોલવામાં જરા અસભ્યછે પણ ઘણાખરા જરમનો તેવાજ હોયછે. અને જરા સ્વછંદી અને પોતાની વાત પકડી લે તેવાછે પરંતુ હું ધારૂંછું કે માણસો સર્વે સત્તા ભોગવવા ઇચ્છેછે. એવી એવી મતલબનું કેટલુંક લખેલું હતું અને સૌથી છેડે વિનંતી પુર્વક તેણે એવી આશા બતાવી હતી કે ચીઠી લાવનારના સાધનથી બરગંડીના જુલમી ઠાકોર પાસેથી ઇસાબેલ નાસીને તેની વહાલી ફોઇની કને લીજ દરબારે આવે; અને ત્યાં તેઓની અમીરી જાગીરના વારસા બાબત હકનો જે કાંઇ વાંધો હશે તે અર્લ ૧ ઇબર્સનની સાથે ઇસાબેલ પરાણશે એટલે પતી જશે. 'એ વરરાજો તમારા કરતાં કાંઇક નાનોછે પરંતુ હું અનુભવ ઉપરથી કહી શકુંછું કે એ અસરખાપણું તમે ધારોછો તે કરતાં વધારે સેહેલાઇથી સહન કરી શકાશે. આ ઠેકાણે અમીર ઝાદી ઇસાબેલ અટકી: મઠાધિકારિણીએ ગંભીરતાઇથી કહ્યું "આવા સંસારિક મિથ્યાપણા વિષે તમે પુરતું વાંચી ચુક્યા. અને ક્રેવેસિઅર બોલી ઉઠ્યો "તીરસ્કાર્ય ઠાકણ તારૂં કાળું કર. ઉદરના છટકામાં મુકેલા પનીરમાંથી જેવી બદબો આવે તેવી આમાંથી નિકળેછે. હવે આ બુઢી ઠગાણનાજ ઉપર ફીટકાર પડજો, બેવડી ફીટકાર પડજો." ક્રેવેસિઅરની અમીર ઝાદીએ પોતાના ધણીને સારી રીતે ઠપકો આપી કહ્યું કે હેમીલાઇન બાનુ, ડીલામાર્કે સભ્યતાનું ડોળ ઘાલ્યું હશે તેથી ઠગાઇ ગઇ હશે."

ક્રેવેસિઅર બોલ્યો ,,એ સભ્યતા બતાવે! એવા સઘળા ઢોંગથી હું એને મુક્ત કરૂંછુ એમતો તમે ખરેખરા જંગલી ભુંડ પાસેથી સભ્યતાની વકી રાખી શકો—એમતો તમે જુના કાટ ખાધેલા લોખંડ ઉપર પણ સોનાનો વરક ચઢાવી શકો. મૂર્ખીતો એછે, પરંતુ એ એવીતો મૂઢ મતિની નહી હોય કે જે શિયાળે એને પોતાનીજ ગુફામાં આંચકી લીધી તેની સાથે પ્યારમાં પડે. પણ તમે બધી સ્ત્રીઓ એક સરખીજછો—દખાવથીજ તમે ભોળવાઇ જાઓછો—અને હું કહેવાની હિમ્મત કરૂંછું કે આ મારી સુંદર પિત્રાણ એની ફોઇ જે સ્વર્ગનું સુખ ભોગવેછે તેની સાથે શામેલ થવા અને આ ભુંડના બચ્ચાની સાથે પરણવા અધીરી થઇ રહી હશે." ઇસાબેલ બોલી "એવી મૂર્ખાઇ હું કરૂં! હુંતો ઉતકૃષ્ટ ધર્માધ્યક્ષ

---

૧ ડીલામાર્કનો દીકરો.

શું જેઓએ ખૂન કર્યું તેઓ ઉપર વેરલેવા બમણી ઇચ્છાતુર છું કેમકે એથીકરી મારી ફ્રાંસ પણ એ ચંડાળના કબજામાંથી મુક્ત થશે." અમીર બોલ્યો "ધન્યછે! એ અવાજ ક્રાય ખાનદાનનો ખરો આ પછી કાગળ વિષે વધારે વાતચિત થઇનહી.

ઇસાબેલે પોતાની ફ્રાંઇનો કાગળ પોતાના મિત્રો આગળ વાંચી સંભળાવ્યો ખરો પરંતુ એટલું જણાવવું જોઇએ કે તેની અંદર અમુક તાજે કલમ હતી તે વાંચવાની તેણે અગત ધારી નહી. એમાં અમીરઝાદી હેમીલાઇન સ્રીયોનો રવૈયોછે તે પ્રમાણે પોતે કેવાં કામમાં ગુંથાઇ હતી તે લખ્યું હતું અને પોતાની ભત્રીજીને જાણ કરી કે હમણા મારા પતિ વાસ્તે વિવાહ રૂઢી પ્રમાણે ક્રાય અને ડીલામાર્કનાં આયુધ્ય ચિન્હનો જે ઝભ્ભો મેં હાથમાં ધર્યો હતો અને જેમાં ઉભી આર પાર પટ્ટી હતી તે ભરતકામ હાલ પડતું મુક્યું છે કેમકે રાજયદ્વારી કારણોને લીધે મારા વિલિયમે એવો નિશ્ચય કર્યોછે કે પેહેલી લઢાઇમાં પોતાના આયુધ્ધ ચિન્હનો ડગલો બીજાઓને પેહેરાવવો અને પોતે ક્રુનાયના આયુધ્ધ ચિન્હનો ડગલો પેહેરવો. વળી તેના બીજા હાથમાં બીજી એક કાગળની ચીપ હતી તેમાં શું લખ્યું હતું તે ક્વેસીઅરને કહેવાની અમીરઝાદીએ જરૂર જોઇ નહી. એ કટકામાં માત્ર નીચેના શબ્દો હતા.—"જો થોડા વખતમાં તમે મારા વિષે સાંભળો નહી અને તે પણ કીર્ત્તિના ભુંગળદ્વારે—તો તમારે મને નાલાયક ન ધારવી પરંતુ મુવેલી સમજવી." ઇસાબેલને એક વિચાર સુજ્યો હતો પણ તેને તદન અશક્ય ધારી પોતાના મનમાંથી અત્યાર સુધી દૂર કરતી તે હવે તેના મન ઉપર બેવડી મજબૂતીથી ધસવા લાગ્યો. સાધનો ખોળી કાઢવામાં સ્રીમતિ કવચિતજ પછાત પડેછે તેથી હજી લશ્કરે કૂચ કરવા માંડી ન હતી તે પેહેલાં તેણીએ એવી ગોઠવણ કરી કે હેમીલાઇન બાનુની ચિઠ્ઠી કોઇ અજાણે હાથે ક્વિનટીનને પહોંચી ગઇ. જે ઠેકાણે તાજે કલમ હતી તેની સામે ત્રણ ક્રૂસ મારેલાં હતાં. અને તેની સાથે નીચે લખેલા શબ્દો જોડી દીધેલા હતા:—"ઓરલિયનનાં આયુધ્ધ ચિન્હ જ્યારે તેના બહાદુર માલેકની છાતીએ હતાં ત્યારે જે શખ્સ તેનાથી બીધો નહી તે શખ્સ જ્યારે તેજ ચિન્હ એક જુલમગાર અને ખૂનીની છાતીએ દેખે ત્યારે ડરે નહીજ." આ સૂચનાને હજારો હજાર વાર પોતાની છાતીએ દાબી તેને ચુંબન કરી કેમકે એ થકી ઇનામ માટે કીર્ત્તિ, અને પ્યારને રસ્તે પડવા તેને સૂચના મળી. જેના મોત થકીજ તેની આશાઓને ચૈતન્ય મળે અને પોતે કીર્ત પામે તે વેષેનો મર્મ જે બીજાઓના જાણ્યામાં નહી તે એને હાથ ચઢયો. એ મર્મ પોતાની છાતીમાં સંઘરી રાખવા તેણે ડહાપણથી નિશ્ચય કર્યો. પરંતુ જે ખબર તેને હીરાદીન તરફથી મળી હતી તે વિષે જુદીજ રીતે વર્ત્તવાની તેણે અગત્ય જોઇ કેમકે ડીલામાર્કે ધારે

તો એ અચાનક હુમલો બરાબર સંભાળ નહી લેવાઇતો ઘેરો ઘાલનાર લશ્કરનો નાશ નિપજાવે. તે ઘાંધલ ભરેલા યુધ્ધના જમાનામાં રાત્રિ વખતે એકદમ હુમલો થાય તેમાંથી મુક્ત થવું ઘણું કઠિણ હતું. એ બાબત ઉપર મનન કરતાં તેણે વધારે એ નિશ્ચય કર્યો કે એ ખબર પોતે જાતેજ આપવી અને તે પણ જયારે બેહુ રાજ્યકર્ત્તા સાથે બેઠા હોય ત્યારેજ. તેનું કારણ કદાચ એ હોય કે આવી સરસ રીતે રચેલી અને આશાથી ભરપૂર યોજના લુઇ જયારે ખાનગીમાં બેઠો હોય ત્યારે તેને કહી દીધી હોયતો એ બાદશાહની ડગમગથતી વફાદારી ચળી જાય અને તેથી ધારેલો હુમલો અટકાવવાને બદલે તેને મદદ કરવાની તેને મરજી થઇ જાય. એટલા માટે જયારે લુઇ અને ચાર્લસ એકઠા મળેલા હોય ત્યારે એ મર્મ જાહેર કરવાની તક માટે વાટ જોવા તેણે નક્કી કર્યું; અને એ તક જલદી મળી આવે તેવો સંભવ ન હતો, કેમકે તેઓ જયારે સાથે મળેલા હોય ત્યારે કેટલીક રીતનો પરસ્પર સંકોચ નિપજવો જોઇએ અને 'તેને માટે તેઓ ખસુસ કરીને ઇચ્છાતુર તો નહીજ હોય.

દરમ્યાન કૂચ ચાલુ થઇ અને જોડાયલું લશ્કર થોડાજ વખતમાં લીજના મુલકમાં દાખલ થવા લાગ્યું. અહીં બરગંડીયન સિપાહીઓ બધા નહી તો થોડા ઘણા—જેઓએ **ચામડી ઉખેડનારનું** ઉપનામ મેળવ્યું હતું તેઓ, ધર્માધ્યક્ષના મૃત્યુના વેર લેવાના બ્હાનાથી ત્યાંના રેહવાસીઓની સાથે જેવી રીતની વર્ત્તણુક રાખતા તે ઉપરથી એવું જાણાતું કે ઉપલા માન ભરેલા ઉપનામને તેઓ સારી રીતે યોગ્ય હતા.

પરંતુ તેઓની આ વર્ત્તણુકથી ચાર્લસના હકમાં ઘણું નુકસાન થતું; કેમકે નારાજ થયલા રહેવાસીઓ નહિકાં ઘર પકડી બેસી રહત પણ પોતાના રક્ષણને માટે તેઓ નાની નાની ટુકડીઓને કાપી નાખી અને લશ્કરનો મુખ્ય ભાગ જયારે શેહેર ઉપર ચઢી આવે ત્યારે તેઓ હટી જઇ એની કૂચમાં નડતર કરતા; અને તેથી જેઓએ શેહેરનો બચાવ કરવા નિર્ણય કર્યો હતો તેઓની સંખ્યામાં અને જોશમાં વધારો થતો. ફ્રેન્ચો સંખ્યામાં થોડા પણ દેશમાંથી સૌથી સરસ ચુંટી કાઢેલા સિપાહીઓ હોવાથી બાદશાહના હુકમને અનુસરીને તેઓ પોતપોતાના વાવટા આગળ રહેતા અને પરિપૂર્ણ કવાયદ જાળવતા. આથી કરીને ચાર્લસના શકમાં વધારો થયો અને તેણે એવી પણ ટીકા કરી કે લુઇના લશ્કરની વર્ત્તણુક એવી રીતનીછે કે જાણે બરગંડીના સાહ્યકારી નહી પણ લીજના લોકોના મદદગાર હોય તેવું દખાયછે. આખરે મેસનદોની ફળદ્રુપ ખીણમાં, અને મોટા વસ્તીવાળા લીજ શેહેરની આગળ, બહુ નડતર થયા વગર, લશ્કર આવી પહોંચ્યું. શાનવાલ્ડનો કિલ્લો સમુળો નાશ પામેલો તેઓએ જોયો અને તેઓને ખબર મળી કે વિલિયમ ડી

લામાર્ક પોતાની આખી ફોજ શેહેરમાં લઇ ગયો હતો અને ખુલ્લા મેદાનમાં ફ્રાન્સ અને બરગંડીના શૂરવીરોની સામે ટક્કર લેવાથી છટકી જવા તેણે નિશ્ચય કર્યો હતો; કોઇ મોટા શેહેરની ઉપર હુમલો કરવામાં—તે ગમે એવું ખુલ્લું હોય તોપણ જો ત્યાંના રહેવાસીઓ મુરણિયા થઇને તેનો બચાવ કરવા ધારેતો ભય કેવી રીતનો રહેલોછે તે અનુભવતાં તેઓને વાર લાગે નહી. બરગંડીયન સેનાગ્રનો એક ભાગ કોટની આવી ભાંગી તુટી હાલત જોઇ એમ સમજી ગયો કે આપણને તો માત્ર વગર હરકતે લીજમાં કૂચ કરવીછે તેથી તેઓ એકાદ ભાગોળ આગલ આવી પહોંચતા, "બરગંડી, બરગંડી, મારો, મારો, બધું આપણુંજછે, બુરબૉનના લુઇને યાદ કરો" એવી રીતના પોકાર કરવા લાગ્યા; પરંતુ સાંકડી શેરીઓમાંથી જેવા તેઓ વ્યવસ્થા વગર કૂચ કરતા હતા અને લૂટ અર્થે વીખરાઇ જતા હતા તેવીજ ત્યાંના રહેવાસીઓની એક મોટી ટુકડી શેહેરમાંથી એકાએક નિકળી આવી અને તેમના ઉપર જોશભેર હુમલો ચલાવી ભારે કાપાકાપી કરી. ડીલામાર્ક તો શેહેરની દીવાલની અંદર જે બાંકાં હતાં તેઓનો ઉલટો લાભ લેવા લાગ્યો. જુદે જુદે સ્થળથી બચાવ કરનારાઓ તેમાંથી નિકળવા લાગ્યા અને એ ભાગોળના જુદા જુદા માર્ગ લઇ આગલ પાછળ અને બાજુએથી હુમલો કરવા આવેલાઓ ઉપર એકદમ હલ્લો કરવા લાગ્યા. આ જોશ ભરેલા આણચિંત્યા જબરા હલ્લાથી તેઓ એવાતો ભયભિત થઇ ગયા કે પોતાનાં હથિયાર પણ બરાબર વાપરી શકતા નહી. સાંજ પડવા આવી અને તેથી તેઓના ગભરાટમાં વધારો થયો. જ્યારે ઠાકોર ચાર્લસને આ ખબર પડી ત્યારે તે ગુસ્સાથી હાંફલો ફાંફલો બની ગયો. આ વખતે બાદશાહ લુઇ, બરગંડીયન સેનાગ્રનો બચાવ કરી તેમને લઇ આવવા માટે પોતાનું ફ્રેન્ચ લશ્કર ભાગોળમાં મોકલવા ખુશી જણાવી તેથી ઠાકોરનો ક્રોધ ઉલટો વધ્યો. આ દરખાસ્ત વાસ્તે ટુંકામાં ના પાડી, તેનું જે લશ્કર અસાવધપણે આગળ વધી ગયું હતું તેઓને બચાવી લેવા તેણે સરદારી લીધી હોત, પરંતુ ડીહિમ્બરકોર્ટ અને ક્રેવેસીઅરે માંગી લીધું કે એ કામ અમને સોંપો. આ બે પ્રખ્યાત સરદાર, જે ઠેકાણે યુધ્ધ મચ્યું હતુ તે ઠેકાણે, બે સ્થળે આવી પહોંચ્યો, એક બીજાના ટેકામાં રહી વધારે વ્યવસ્થા ને સંભાળથી લીજના લોકોને હઠાવીને સેનાગ્રને મુકત કરવામાં ફતેહમંદ થયા. આ સેનાગ્રમાં આઠસો માણસ હતા જેમાંથી આસરે સો માણસ સીપાહી હતા; કેદી થયા તે જુદા. પરંતુ કેદીઓની સંખ્યા કાંઇ મોટી ન હતી, અને તેમાંથી પણ ઘણાખરાને હિમ્બરકોર્ટે મુકત કર્યા. તે હવે તકરારી ભાગોળને કબજામાં લેવા અને શેહેરની આગળ પહેરેગીર મૂકવા આગળ વધ્યો. એ પરાં અને શેહેરની વચ્ચે પાંચ છસે વાર જેટલી એક ખુલ્લી જગ્યા કિવાં મેદાન હતું. અને શેહેરના રક્ષણ અર્થે, તેમાં કોઇ ઇમારત ચણેલી ન હતી. તે જગાએ જમીન ખડક વાલી હોવાથી શેહેર

અને પરાં વચ્ચે કોઇ ખાઇ ન હતી. પરાંના મ્હોં આગળ એક દરવાજો હતો ત્યાંથી અચાનક હુમલો સેહેલાઇથી થઇ શકે. ઠાકોર ચાર્લસે સૈન્ટટ્રાનની લડાઇ પછી જે એ ત્રણ બાકોરાં દિવાલની અંદર પડાવ્યાં હતાં તે ઇમારતી લક્કડથીજ ઉતાવળે સમારી લીધાં હતાં. હુમબરકોર્ટે દરવાજા ઉપર બે તોપો અને બીજી બે શેહેરમાંથી અણચિંત્યો હુમલો થાય તેનો બચાવ કરવા મુખ્ય બાકોરાંની સામે મૂકાવી; અને પછી તે બરગંડીના લશ્કર તરફ પાછો ફર્યો અને જોયું તો તેઓ બહુ અવ્યવસ્થિત હતા. ખરૂં પુછાવો તો ઠાકોરની મોટી ફોજનો મુખ્ય ભાગ અને પાછલો ભાગ આગળ વધવા લાગ્યો હતો ને ફુટફાટ થયલું સૈનાગ્ર પાછું હટતું હતું. તેઓ એક બીજાની સાગે અથડી પડયા અને તેથી ભારે ગભરાટ થઇ પડયો; તેમ વળી હુમબરકોર્ટને **[1]કવાર્ટર માસતર જેનરલનું** કામ સોંપાયલું હોવાથી તે તે વખતે હાજર નહતો તેથી ગભરાટમાં વધારો થયો અને ઓછામાં પુરૂં રાત અંધારી ઘોર પડી. જાડા જાડા છાંટા સાથે વરસાદ ભારે જબર પડવા લાગ્યો અને જે જગાએ ઘેરો ઘાલનાર લશ્કરે અવશ્ય કરીને ઉભા રહેવું જોઇએ ત્યાં આગળ જમીન કાદવવાળી થઇ હતી અને ઘણીક નહેરોથી કટકે કટકે જુદી પડી ગઇ. બરગંડીયન લશ્કરમાં કેવી રીતનો ગભરાટ થઇ રહયો તેનો યથાસ્થિત ખ્યાલ કરવોજ મુશ્કેલ થઇ પડે. સરદારો પોતાના લશ્કરથી જુદા પડેલા અને સિપાહીઓ પોતાના વાવટા અને અમલદારોથી છુટા પડેલા; દરેક જણ, કનિષ્ટ પદવીના માણસોથી કરીને સૌથી શ્રેષ્ટ પદવીના સુધી, માત્ર પોતાને વાસ્તેજ જે કાંઇ આશ્રય અને સગવડ મળી શકે તે શોધવા લાગ્યું. એક કોરે લડાઇમાં જે થાકી ગયલા અને ઘાયલ થયલા હતા તેઓ બચાવ અને ખોરાક માટે ફોકટ બુમો મારતા હતા અને બીજી તરફ જેઓ આ સંકટથી અજાણ્યા હતા તેઓ લુટમાં પોતાની પાંતી રાખવા આગળ ધસતા હતા એવું ધારીને કે ખચીત લુટ તો આનંદભેર ચાલુ થઇ રહી હશે. જ્યારે હુમબરકોર્ટ પાછો વળ્યો ત્યારે તેને અત્યંત કઠિણ કામ કરવાનું હતું અને તેમાં વળી તેના સ્વામીના ઠપકાથી તેને ભારે વસમુ લાગ્યું. તે કેવા અગત્યના કામમાં રોકાયલો હતો તે વાત જરાપણ ધ્યાનમાં ન લેતાં જે અવિચારી ઠપકા ઠાકોર આપવા મંડયો તેથી તે બહાદુર સિપાહી વધારેવાર સહન ન કરી શકયો તેથી બોલ્યો "હું સૈનાગ્રમાં વ્યવસ્થા રાખવા અહીંથી ગયો અને લશ્કરનો મુખ્ય ભાગ આપની સરદારી તળે મુકી ગયો; અને હવે આવીને જોઉં છું તો અવ્યવસ્થા એટલી બધી વધી ગઇછે કે લશ્કરનો, ન મળે મોખરો, બાજુ કે પાછળનો ભાગ."

---

1 સિપાઇઓના મુકામ અને ખાવાપીવા વગેરેનો બંદોબસ્ત રાખનાર અમલદાર.

લી બ્લોરીઓએ જવાબ દીધો "આપણે પીપની અંદર જેમ માછલાં ભર્યાં હોય તેવી રીતના થઇ રહયા છઈએ. ફલેમીશ લશ્કર સ્વાભાવિક રીતે એવુંજ હોવું જોઇએ." મશ્કરાના બોલવાથી ઠાકોરને હસવું આવ્યું અને કદાચ તેથીજ તેની અને તેના સરદારની વચ્ચે વધારે વાદ થતો અટકયો. ઘણા શ્રમથી લીજના કોઇ ધનાઢ્ય શેહેરીનો બંગલો તેઓ મેળવી શકયા અને તે ખાલી કરાવી તેમાં ઠાકોર અને તેના હજુરીયા માટે ઉતારો આપવામાં આવ્યો. આખરે હુમબરકોર્ટ અને ક્રેવેસિઅરે પોતાની હકુમત વાપરી પડોસમાં આશરે ચાળીશ માણુસની એક ચોકી બેસાડી, બાહાર જે નાનાં નાનાં ઘર હતાં તે તોડી પાડી તેમાંથી લાકડાં કાઢી તેઓ મોટો વસ્તેવ કરી બેઠા. આ બંગલાની જરા ડાબી બાજુએ અને જે પરૂં અમે આગળ કહી ગયા તેમ શેહેરના દરવાજાની બરાબર સામે હતું અને બરગંડીની સેનાએ જેનો કબજો લીધો હતો, તેની અને આ બંગલાની વચ્ચે, બીજો બંગલો હતો. એની ચોતરફ એક બાગ અને ચોક હતો અને તેના પાછલા ભાગમાં બે ત્રણ નાનાં ખેતર હતાં. આ બંગલામાં ફ્રાન્સના બાદશાહે પોતાના હજુરીયા સહીત પોતાનું મથક કર્યું. સ્કાટીશગાર્ડનો એક ભાગ ચોકમાં મુકવામાં આવ્યો અને બાકીનાઓએ બાગમાં મુકામ કર્યો. બાકીનું ફ્રેન્ચ લશ્કર સારી વ્યવસ્થામાં પાસેજ રાખવામાં આવ્યું અને કદાચ હુમલો થાય તે માટે પેહેરેગીર બેસાડવામાં આવ્યા. ડુનોય અને ક્રાફર્ડે કેટલાક જુના અમલદારો અને સિપાહીઓની મદદથી (જેઓમાં લી બેલક્રે પોતાની ખંતથી સૌથી આગેવાન દીસતો હતો) દીવાલો તોડી પાડી, વાડની વચ્ચેથી બાકાં કરી, ખાડાઓ પુરી નાખી, ઇત્યાદિ સાધનથી લશ્કરનો એક બીજા સાથે સંબંધ સુગમ કરી મુકયો; અને જરૂર પડે તો આખું લશ્કર સારી રીતે જોડાઇ શકે તેવી સગવડ કરી દીધી. દરમ્યાન ઠાકોરના મથક આગળ વધારે સભ્યાચાર વગર જવા બાદશાહે યોગ્ય ધાર્યું. આગળ કેવી રીતે વધવું અને તે કેવી રીતે મદદ આપે તે વિષે નક્કી કરવા તે ત્યાં ગયો તેથી યુધ્ધમંડળ જેવો કાંઇક દેખાવ થયો. નહિકાં ચાર્લસનો તે વિષે બિલકુલ ખ્યાલજ ન હતો. કવેનટિને જોયું કે ટાકણું બરાબરછે તેથી તેણે કહાવી મોકલ્યું કે બેહુ રાજ્યકર્ત્તા સમક્ષ મારે કાંઇક અગત્યની વાત કરવીછે, માટે દાખલ થવાની પરવાનગી આપવી. તેને પરવાનગી મળવામાં ઝાઝી અડચાણ થઇ નહીં; વિલિયમ ડીલામાર્કે ઘેરો ઘાલનારની છાવણી ઉપર ફ્રેંચ લોકોના વાવટા તથા પોશાક ધારણ કરી અચાનક હુમલો કરવાનો મનસુબો કર્યો છે એવું જયારે તેણે શાંતપણે અને ખુલ્લી રીતે જાણાવી દીધું ત્યારે તે સાંભળી લુઇ ઘણો અજબ થયો. જો આવી અગત્યની ખબર લુઇને ખાનગી રીતે આપવામાં આવી હોત તો અલબતાં તે ઘણો ખુશી થાત; પરંતુ એ આખી વાત ઠાકોરની રૂબરૂ જાહેર રીતે કહેવામાં આવી, તેથી તે માત્ર એટલુંજ બોલ્યો કે એ બાબત ખરી હોય કે ખોટી હોય પરંતુ તે આપણા વાસ્તે બહુ અગત્યનીછે.

ઠાકોરે બેદરકારપણે કહ્યું "લેશભાર પણ નહીં. આ જવાન માણસ જેમ કહેછે એવોજ કાંઇ મનસુબો હોત તો સ્કાટીશગાર્ડનો એક તીરઅંદાઝ મને કહી ન દેત; લુઇએ જવાબ દીધો "ગમે તેમ હો, ભલા પિત્રાઇ, હું તમને વિનવુંછું કે કદાપિ આવી રીતે જો અચાનક હુમલો થાય તો તેના માઠા પરિણામ અટકાવવા માટે, હું મારા સિપાહીઓને પોતાના બખ્તરની ઉપર સફેદ ખેશ નાખવા કહીશ. કુનાય આજ પલે તેઓને ખેશ આપવામાં આવે તે વાસ્તે તારે દેખરેખ રાખવી—એટલે કે જો મારા ભાઇ અને સેનાધિપતિ પસંદ કરતા હોય તો." ઠાકોરે જવાબ દીધો "ફ્રાન્સના શૂરવીરો ને ભવિષ્યમાં **કાંચળી બહાદુરનુ** ઉપનામ આપવામાં આવે તેનો જોખમ ખેંચી લેવા જો તેઓ ઇચ્છતા હોય તો મારે કાંઇ તેમાં વાંધો નથી." લી ગ્લોરીયોએ કહ્યું "દોસ્ત ચાર્લસ, એતો બરાબર, યોગ્ય એલકાબ થશે; કારણ કે જે સૌથી બહાદુર નિવડશે તેને ઇનામ તરીકે એક સ્ત્રી મળશે."

લુઇએ કહ્યું "ડહાપણના ભંડાર, તેં ઠીક કહ્યું.—પિત્રાઇ, સલામ; હું જઇને હથિયારબંદ થાઊંછું—એક વાત પુછતાં તમને ભુલી ગયો; હું મારે પોતાને હાથે કદી અમીરઆદીને જીતું તો પછી કેમ?" ઠાકોરે પોતાના બોલવાની લઢણ બદલી કહ્યું "ખુદાવંદ, તો આપને વફાદાર ફ્લેમીંગ થવું જોઇશે."

લુઇ જાણે ખરો પરિચય રાખતો હોય તેવી લઢણથી બોલ્યો "મારા પ્રિય પિત્રાઇ, જો આપ મારૂં કહેવું માનો તો હું તેવો થઇ ચુકયોછું અને તેથી વધારે થઇ શકું નહીં." જેમ કોઇ સ્વાર ઘોડા ઉપર ચડતી વખતે તે શાંત ઉભો રહે તે માટે પીઠ ઠોકે અને ઘોડો ચમકીને નાક વાટે સુસવાટો કરે તેવી રીતે ઠાકોરે જવાબમાં માત્ર સલામનો જવાબ વાળ્યો. ઠાકોર ક્રેવેસિઅર પ્રત્યે બોલ્યો "હું એના બધા ઢોંગ દરગુજર કરી શકું; પરંતુ એના કહેવાથી હું ઠગાઇ જાઊં એવી મોટી મૂર્ખાઇ મારામાં હોય એવું જે એ ધારેછે તે મારાથી દરગુજર નહીં થાય."

લુઇ જ્યારે પોતાને ઉતારે આવ્યો ત્યારે તેણે પણ આલીવર ડુન્ટ સાથે મસલહત કરી. તે બોલ્યો "આ સ્કાટમાં ચંચળાઇ અને ભોળાપણાનુ એવુંતો મિશ્રણછે કે એના વિષે કેવી રીતનો ખ્યાલ બાંધવો તે મને સુઝતું નથી. હરી હરી! પ્રમાણિક ડીલામાર્કે અચાનક હુમલાની જે યોજના કરી હતી તે આસ્તે રહી મારા કાનમાં કહેવાને બદલે, ઠાકોર, ક્રેવેસિઅર અને સૌ બેઠેલા હતા તેઓની વચ્ચે કહી દીધી તેમાં એણે કેવડી મોટી મૂર્ખાઇ કરી તેનો તું ખ્યાલ કર. એ યોજનાને ટેકો આપવો કે તેને નિષ્ફળ કરવી

તે મારી મરજી ઉપર તો રાખવું હતું?" "ખુદાવંદ, જે થયુંછે તે સારાને વાસ્તે થયુંછે. હાલના આપના રસાલામાં ઘણાક એવા પડયાછે જેઓ બરગંડી ઉપર વિના કારણ હુમલો કરવા અથવા તો ડીલામાર્કની સાથે એકસંપ થઇ જવા આંચકો ખાય."

"આલિવર તું ખરૂં કહેછે. દુનિયામાં એવા મૂર્ખો પડયાછે અને તેઓને સ્વાર્થ રૂપી નાનો ગોટ પાઇ તેઓની ભ્રાંતિ દૂર કરવા આપણને અવકાશ નથી. આલિવર આજ રાતે તો બરગંડીના આપણે સારા સાહ્યકારી થઇ એકવચની થવું જોઇએ—આ થી સરસ દાવનો પ્રસંગ વખત જવે આવી જશે. જા, જઈને કહે કે કોઇપણ માણસે હથિયાર છોડવાં નહી; અને જો જરૂર પડે તો જેઓ 'ફ્રાન્સ અને ડેનીસના પોકાર કરે તેઓની ઉપર જાણે તેઓ નર્ક અને શેતાનના પોકાર મારતા હોય તેવી રીતે બંદુકનો ખૂબ મારો ચલાવવો. હું પોતે પણ બખ્તર પેહેરીને સુઇશ. ક્રાર્ફર્ડને કેહજે કે શેહેરની સૌથી નજદીક પેહેરેગારોની જે આપણી સફછે તેની છેક છેડે કવેનટીનને પોહોરા ઉપર રાખવો. જો નસીબ એને સાહ્ય થાય તો એના હકમાં સારૂંછે. જે અચાનક હુમલાવિષે એણે ખબર આપીછે તેનો પેહેલો લાભ એનેજ લેવાદો. પરંતુ માર્શિઅસ ગેલીઓટી નો ખાસ સંભાળ રાખવી અને તે પાછલા ભાગમાં સૌથી ભય રહિત જગ્યા હોય ત્યાં એ રહે એવો બંદોબસ્ત કરવો કેમકે એ ભારે સાહસિકછે તેથી રખે મૂર્ખ બની એ ફિલસુફ પટાબાજ થવા ઇચ્છા કરે. આલિવર એ બાબતોનો બંદોબસ્ત કરવો. મિરિયમ બીબી અને સેંટમાર્ટિન કરે ને મને સારી નિદ્રા આવી જાય."

---

# પ્રકરણ ૩૭ મું.

## અચાનક હુમલો.

લીજ આગળ જે જબરી સેના ઘેરો ઘાલવાને આવી પડી હતી તેમાં તરતજ ચુપ ચાપ પથરાઇ રહી. જેમ ભુલા પડેલા કુતરાઓ પોતાના ધણીને શોધવા માટે ભવાડો કરે તેમ લાંબો વખત સુધી સિપાહીઓ પોત પોતાના વાવટાની સાથે જોડાઇ જવાનો શોધ કરવા પોતાના સાંકેતિક ચિન્હ ઓચરતા તેનો આવાજ સંભળાઇ રહયો હતો; પરંતુ આખા દિવસનો જે થાક ચઢેલો હતો તેથી શક્તિહીણ થઇ વિખરાઇ ગયલા સિપાહીઓ જ્યાં ત્યાં આરામ લેવા ભરાઇ જવા લાગ્યા અને જેઓને આરામનું ઠેકાણું ન મળ્યું તેઓ દીવાલ, વાડ, અને એવીજ ક્ષણિક આશ્રયની જગ્યા તળે લોથપોથ થઇ સવાર માટે વાટ જોતા પડયા—એ સવાર આમાના કેટલાક માટે જોવા સરજેલી ન હતી. બાદશાહ અને ઠાકોરનાં ઉતારા આગળ જેઓને નાખુશીથી જેમ તેમ પોહરો ભરવો પડતો તેઓ સિવાય બીજા ઘણાખરા બધા ઉપર ભરનિદ્રાએ હુમલો કર્યો. આવતી સવારની આશાઓ અને તેના જોખમો એટલુંજ નહી પણ લીજના ધર્માધિકારીનું જે ખૂન થયું હતું તેનું જે કોઇ વેર લે તેને વાસ્તે જે સરસ ઇનામની આશા આપવામાં આવી હતી તેના ઉપર ઘણાક જવાન અમીરોએ જે કીર્ત્તિની યોજનાઓ રચી હતી તે થાક અને નિદ્રાથી બેભાન હાલતમાં તેઓ પડેલા હતા તે વખતે તેઓની સ્મરણ શક્તિમાંથી સરી ગઇ હતી; પરંતુ કવેનટિન ડરવાર્ડની સ્થિતિ એવી ન હતી. યુધ્ધની અંદર ડીલામાર્કને ઓળખી કાઢવાનું સાધન તે એકલોજ ધરાવતો હતો એવા ભાનથી અને તે ખબર કોના તરફથી મળી હતી અને તેણીએ એવી સૂચના આપી હતી તે ઉપરથી કેવું સરસ અનુમાન નિકળી શકે; અને, તેના પ્રારબ્ધે અતિજોખમ ભરેલા અને શક ભરેલા બારીક વખતમાં લાવીમુકયો હતો ખરો પરંતુ ફતેહમંદીથી પાર પડવાની એક તકતો તેણે હજી આપી હતી એ વીચારે, તેની ઉંઘવાની ઇચ્છાને નસાડીમુકી અને તેના સાંધાઓમાં એવીરીતનું બળમુકયું કે થાકની તે અવગણના કરી શકે.

અમે જે પરાં વિષે કહી ગયા તેની જમણી બાજુએ થોડા પંથ ઉપર અને શેહેર અને ફ્રેંચ લોકોના ઉતારાની વચ્ચે છેક છેડે બાદશાહના ખાસ હુકમથી તેને બેસાડવામાં આવ્યો હતો તેથી જે નદીના પ્રવાહથી તેના કાન ચમકતા રહેતા તેની ઉપરથી પોતાની આંખો તાણી તાણી જોવા લાગ્યો એવી મતલબથી કે ઘેરાયલા શેહેરમાં કંઇપણ ગડબડ થાય તેનો

કિંચિત માત્ર અવાજ જવા ન દેવો. ત્યાંના મોટા ઘડીઆલમાં મધ્યરાત પછી ત્રણ વાગ્યાના ટકોરા એક પછી એક તેણે સાંભળ્યા તોપણ કબરસ્તાનના જેવી ચુપચાપ ચાલુ રહી. આખરે જે વખત ક્વેનટીન એવું ધારવા લાગ્યો કે હવે તો પોહ ફાટયા સુધી હલ્લો મુલતવી રહેશે અને તેમ થયાથી તેને યાદ આવ્યું કે ઓરલિયનનાં આયુધ ચિન્હ પિછાનવાને પુરતી રોશની મળશે, અને તે વિચારથી ખુશી થવા લાગ્યો, તે વખતમાં જેમ મધમાખોની છેડતી કરવામાં આવે ત્યારે પોતાના મધપુડાના બચાવ માટે તેઓ એકઠી થઇ ગણગણાટ કરે તેવા પ્રકારનો આવાજ શેહેરમાં સંભળાયો હોય એવું તેને ભાસ્યું. તેણે ધ્યાન દઇ સાંભળ્યું—ઘોંઘાટ ચાલુ રહયો પરંતુ તે એવા પ્રકારનો હતો કે કોઇપણ ખાસ અથવા ચોખ્ખા આવાજથી પરખાઇ આવે એવો ન હતો; દૂરના મંડપની ડાંખળીઓમાંથી પવનના સુસવાટથી થયો હોય અથવા કદાચ થોડા વખત ઉપર પડેલા વરસાદને લીધે કોઇ નદીનાળું ઉભરાઈ જઇ ધીમે વહેતી અને હમેશ મુજબ આવાજ કરતી મેસ નદીમાં પડતું હોય, તેનો આવાજ પણ હોય. આ વિચારથી તરતજ જઇને ખબર આપવાનું ક્વેનટિને બંધ રાખ્યું, કેમકે ગફલતથી તેમ થયું તો તે મોટો અપરાધ ગણાય. પરંતુ ઘોંઘાટ જ્યારે વધવા લાગ્યો અને જ્યાં તેનો પોતાનો પોહોરો હતો તે તરફ અને પરાં તરફ આવવા લાગ્યો ત્યારે ધીમે રહી પાછળ હટી તેની મદદ માટે તીરઅંદાઝોની જે નાની ટુકડી રાખવામાં આવી હતી અને જેનો સરદાર તેનો પોતાનો મામો હતો તેને બોલાવવાનું તેણે ઘટિત ધાર્યું. ઘણો આવાજ કર્યા વગર તેઓ એક પલમાં ઉઠી ઉભા થયા. એક ક્ષણ કરતાં પણ ઓછા વખતમાં ક્રાફર્ડ મોખરે ચાલવા લાગ્યો; અને બાદશાહ તથા તેના માણસોને ચેતવણી આપવા એકાદ તીરઅંદાઝને મોકલી પોતાની નાની ટોળીને ચોકી વાસ્તે જે વસ્તેવ કરવામાં આવ્યો હતો તેની પાછળ લઇ ગયો. જે ધસતો આવાજ નજીક આવી લાગો હતો તે હવે એકાએક બંધ પડ્યો હોય એવું જણાયું. પરંતુ દૂરથી મોટી ટુકડી પરાં તરફ આવતી હોય તેવો ભારે પગલાંનો આવાજ હજુ સંભળાતો હતો.

ક્રાફર્ડ ધીમે સાદે બોલ્યો “ પૂળા જેવા બરગંડીયનો હજુ ચોકી ઉપર સુતાછે **કનીંગહામ**, તું પરાં ભણી જા અને એ આળસુ એદીઓને જઇને જગાડ. ક્વેનટિન બોલ્યો “ જતી વખત તમારે પાછલા ભાગની દિશા ધરવી; માણસના પગલાંનો કાંઈ પણ મને અનુભવ હોય તો.હું કહી શકુંછું કે આપણી અને પરાં વચ્ચે મજબુત ટુકડી આવી લાગીછે.”

કાફર્ડે કહ્યું “ ક્વેનટિન, મારા ભલા છોકરા, તેં બરાબર કહ્યુ. લશ્કરને લગતો અનુભવ તારામાં વય ઉપરાંત છે; બીજાઓ આગળ આવે ત્યાં સુધી તેઓ થોભી રહયાછે.

એ લોકો ક્યાંછે તેનો પત્તો મળે તો સારૂં. "સાહેબ, હું કળ ન પડે તેવી રીતે જઈ આપને ખબર લાવી આપીશ." "મારા આનંદી દીકરા, મને ખબર લાવી આપ. તારા કાન અને તારી આંખ તીવ્રછે અને વૃત્તિ સારીછે—પણ સંભાળ રાખજે મારી આગળ કોઇ હજાર રૂપિયાની ઢગલી કરે તોપણ હું તને ખોવા ઇચ્છતો નથી." કવેનટિને પોતાની ભરેલી બંદુક લઇ જે જમીન તેણે આગલી સાંજે ઝળઝળામા સંભાળથી તપાસી લીધી હતી તે ઉપરથી આસ્તે આસ્તે આગળ ચાલ્યો. તે એટલું ચાલી ગયો કે માણસોની એક મોટી ટોળી જે પરાં અને બાદશાહના ઉતારાની વચ્ચે મજબુતીથી ઉભી હતી તેની પડોસમાં પોતે આવી લાગેછે એટલુંજ નહી પણ તેમાંથી એક નાની નાખી પડેલી ટુકડી આગળ વધીને છેક અડોઅડ આવી લાગીછે, એવી તેની ખાત્રી થઇ. હવે શું કરવું તે વિષે જાણે ડગમગ હોય તેમ તેઓ મસલત કરતા જણાતા હતા. આખરે એ નાની ટોળીમાંથી બે ત્રણ જણ જુદા પડી માત્ર બે ભાલાની છેટાઇએ આવી લાગા. કવેનટીને જોયું કે માલમ પડયા વગર હટી જવું એતો અશક્યછે તેથી તેણે હાંક મારી કહ્યું "કોણ આવેછે?" જવાબ અપાયો કે "**સદા જીવો લીજ** એટલે કે (બોલનારે સુધારીને કહ્યું) **સદ. જીવો ફ્રાન્સ**"

કવેનટીને તરતજ પોતાની બંદુક છોડી—એક માણસ અરે અરે કરતો પડયો. તેજ પલે કેટલીક બંદુકોનો ભડાકો થયો પણ તેની નેમ બરાબર ન હોવાથી કવેનટિન ઝડપથી પોતાની મુખ્ય પેહેરેગીરોની ટોળીને આવી મળ્યો.

ક્રાફર્ડ બોલ્યો "ધન્યછે, મારા બહાદુર છોકરા. હવે છોકરાઓ એ લોકોની સંખ્યા મોટીછે માટે ખુલ્લા મેદાનમાં ન લડતાં ચોકની અંદર ભરાઇ જાઓ."

હુકમ મુજબ તેઓ ચોક અને બગીચામાં ભરાઇ ગયા. ત્યાં તેઓએ સર્વ વ્યવસ્થિત દીઠું અને બાદશાહ ઘોડા ઉપર સ્વારી કરવા તૈયાર થઇ ઉભો હતો. ક્રાફર્ડ બોલ્યો "ખુદાવંદ, આપ ક્યાં પધારોછો? અહીં આપ પોતાના માણસોની સાથે રહેશો તો બહુ સલામતી ભરેલુછે."

લુઇએ કહ્યું "નહી, નહી, એમ નહીં થાય. આજ પળે મારે ડાકોર કને જવું જોઇએ. આ બારીક ટાંકણે આપણી વફાદારીનો એને ખાત્રી કરી આપવી જોઇએ, નહિકાં એક ગમથી લીજના લોકો અને બીજી ગમથી બરગંડીના લોકો આપણી ઉપર ઉતરી પડશે." એમ કહી ઘોડા ઉપર કુદી પડી તે ઘરની બાહારની બાજુએ ફ્રેન્ચ લશ્કરની સરદારી ડુનાયને લેવા કહી અને તે બાગ અને તેની વાડનું રક્ષણ કરવા માટે તીરઅંદા-

ઓની જે ટોળી રાખી હતી તે સિવાયના પોતાના અંગના લશ્કરની સરદારી ક્રાફર્ડને સોંપી; લશ્કરના પાછલા ભાગમાં અડધાએક માઇલને છેટે તોપો મુકેલી હતી તેમાંથી બે મોટી અને બે નાની લાવી મૂકવા તેણે હુકમ કર્યો. દરમ્યાન તેઓએ સ્થાનક ઉપર રહી પોતાનો બચાવ કરવો, ગમેતેવી જીતથાય તો પણ આગળ વધવું નહી એવીરીતે હુકમ આપી ઘોડાપર સ્વાર થઇ, નાનો સરખો રસાલો લઇ ઠાકોરને ઉતારે ચાલ્યો.

આ બધી ગોઠવણો થઇ શકે તેટલો વખત મળી શકયો તેનું કારણ એ હતું કે તે બંગલાનો ધણી હુમલો કરવા લશ્કર સાથે ભોમિયો થઇ આવ્યો હતો તેનેજ ભોગજોગે કવેનટીને મારેલી ગોળી વાગી હતી. એ હુમલો જો તરતજ થાત તો તેઓ ફાવી જાત એવો સંભવ હતો. બાદશાહની આજ્ઞાથી કવેનટીન તેની જોડે ઠાકોરને ત્યાં ચાલ્યો હતો ત્યાં તેણે ઠાકોરને એવા ક્રોધાવેશમાંદીઠોકે તે પોતાની સરદાર તરીકેની ફરજ પણ બજાવી નહીં શકતો; અને એ વાતની તો આ પ્રસંગે બહુજ અગત્ય હતી કેમકે એમના લશ્કરની ડાબી બાજુએ પરાંમાં હમણાજ એક સખ્ત લડાઇ મચીરહી હતી તેની હોહા, અને બાદશાહના ઉતારા ઉપર મધ્ય ભાગમાં હુમલો જોશબંદ ચાલતો હતો તેનો ઘોંઘાટ ચાલુ હતો એટલુંજ નહીં પણ લીજના લોકોનું એક ત્રીજું મોટું લશ્કર દૂરના કોઇ બાકોરામાંથી ઉતરી પડયું હતું; અને તેઓએ બરગંડીના જમણી બાજુના લશ્કર ઉપર' બહુજીવો ફ્રાન્સ અને ડેનીસ મોંટજાય' પુકારતા હુમલો કરી ધાસ્તી ઉત્પન્ન કરી હતી. આ પુકાર 'લીજ' અને 'સાંગ્લીયર' ના પુકાર સાથે ભેળાયાથી એવો શક પેદા થતોકે ફ્રેન્ચ સહાયકારીઓએ દગોદીધોછે અને તેથી તેઓ બહુ અપૂર્ણરીતે અવ્યવસ્થિતપણે સામા થતા હતા. ઠાકોરતો રાતોપીળો થઇ પોતાના સત્તાધીશને અને જે કાંઇ તેનું હોય તે સર્વને શ્રાપ દેવા મંડયો. જે કાંઇ ફ્રેન્ચ નજરે પડે તેના ઉપર બંદુકનો મારો ચલાવવો, (રાજાએ જે સફેદ નિશાની બાંહેમાં રખાવી હતી તે વિષે ઇશારો કરી) કાળી કે ધોળી નિશાનીની દરકાર ન કરવી, એવો હુકમ આપ્યો.

બાદશાહ માત્ર લીબાલાફ્રે કવેનટીન અને દશેક તીરઅંદાઝ સાથે ત્યાં ગયો તેથી ફ્રાન્સ અને બરગંડી વચ્ચે પાછો વિશ્વાસ બંધાયો. હમબરકોર્ટ, ક્રેવેસિઅર, અને બીજા જેઓએ યુધ્ધમાં કીર્ત્તિ મેળવી હતી અને જેઓથી શત્રુ ડરતા રહેતા તેઓ ઉમંગ ધરા લડાઇમાં ઉતરી પડયા. કેટલાએક સરદારો, જેને દૂર ના લશ્કરને એ ઓચિંતા ભયની ખબર નહોતી, તેને તેઓ ઝટ બોલાવી લાવ્યા. બીજાઓએ બખેડાની અંદર ઝપલાવી લશ્કરને શુર ચઢાવ્યું; ઠાકોર, સાધારણ સિપાઇનો પેઠે, પોકાર કરતો, કાપાકાપી ચલાવતો, અગ્રેસર થઇ કુદી પડયો; અને પોતાના માણસોને રફતે રફતે વ્યવસ્થામાં લાવી તોપ-

ખાનાના બળથી હુમલો કરનારાઓને તેણે હઠાવ્યા. જેમ કોઇ બુદ્ધિવાન સરદાર સ્વસ્થ મન રાખી જોખમમાં એકદમ ઉતરે નહીં તેમ ભયથી દૂર દૂર નાસવાની પણ તજવીજ નહીં કરે તેવી વર્તણુક આ પ્રસંગે લુઇની હતી; અને સમયસૂચકતા તથા ડહાપણ એવી રીતનુ બતાવ્યું કે, તે જે કાંઇ હુકમ આપતો, તે, બરગંડીયન સરદારો તત્કાળ માન્ય કરતા.

હવે દેખાવ અતિ જોશ ભરેલો અને ભયંકર થઇ પડ્યો. જોશભેર લડાઇ ચાલ્યા પછી ડાબી બાજુના પરાંને આગ લગાડવામાં આવી; મધ્ય ભાગમાં ફ્રેન્ચ લશ્કર ઉપર હુમલો ચલાવનારી સૈના સંખ્યામાં જોકે બહુ બળવાન હતી, તોપણ તેઓએ એવો જબરદસ્ત મારો ચાલુ રાખ્યો કે, તે નાનો બંગલો, અવાર નવાર ભડકો થતો તેથી, પ્રકાશી નીકળતો; ડાબી બાજુએ જેમ જેમ શેહેરમાંથી તાજું લશ્કર કુમકે ચડી આવતું ગયું, અથવા તો બરગંડીના લશ્કરના પાછલા ભાગમાંથી જેમ જેમ માણસો આગળ આવતા ગયા, તેમ તેમ તેને અનુસરતો પરિણામ યુદ્ધમાં દેખાતો ગયો અને આખા ત્રણ કલાક સુધી નિરંતર જોશથી ઝઘડો જારી રહ્યો; અંતે સવાર પડી. ઘેરો ઘાલનારા તો તે માટે બહુ ઉત્સુક હતા. સવાર નજીક આવતી ગઇ તેમ તેમ જમણી બાજુએ તેમજ મધ્ય ભાગમાં સામેવાળાના પ્રયત્નમાં ઘટાડો થતો જણાયો; અને બંગલા ભાગીથી તોપ ફુટવાનો અવાજ સંભળાવા લાગ્યો જેવો બાદશાહને કાને અવાજ પડ્યો તેવોજ તેણે બેલાફ્રે અને કવેનટીનને કહ્યું "જાઓ તમે, તોપો આવી ચુકીછે અને બંગલો સલામત છે. ડુનોયને જઇને કહો કે આપણી કુમકે આવે; પરંતુ લીજની દીવાલની પાસે પાસે રહી આવે, અને તે ઘરના બચાવ સારૂ જેટલા માણસો જોઇએ તે સિવાય બીજા બધાને પોતાની સાથે લાવે. જમણી બાજુએ જે મુર્ખ લીજના લોકોછે તેઓની અને શેહેરની વચ્ચે થઇને એ દિશાએથી આવે."

મામો અને ભાણેજ ઘોડાઓને કુદાવતા કુદાવતા ડુનોય તથા ક્રાફર્ડની પાસે ગયા. તે લોકો પોતાનો બચાવ કરતા કરતા કંટાળી ગયા હતા તેથી આ હુકમને ખુશી થઇ તાબે થયા; જે સ્કવાયરો તીરઅંદાઝો અને તેઓના રસાલાનો મોટો ભાગ તેમની સાથે હતો તે ઉપરાંત લગભગ બસો ફ્રેન્ચ માણસોની બાહાદુર ટુકડીની મોવડમાં રહી જખમી થયલાઓને પગ નીચે કચડતાં તેઓ રણભૂમિની આરપાર જઇ જે ઠેકાણે બરગંડીઅન જમણા તરફના લશ્કર ઉપર લીજના રહેવાસીઓએ ભારે જબરો હલ્લો કર્યો હતો ત્યાં આવી પોંહોંચ્યા. પોહો ફાટયાથી વધતા જતા પ્રકાશ વડે, શત્રુઓ, તે ઠેકાણે લડાઇ ચાલુ રાખવા માટે અથવા તો તે લશ્કર ત્યાં રોકાયલું હતું તેને સહી સલામત પાછું આણવા માટે શેહેરમાંથી ધસારાબંધ આવતા ગયા તે જણાઇ રહેતું હતું.

બુઢો ક્રાફર્ડ ડુનોયને કહેવા લાગ્યો "ઇશ્વરના સમ, તું મારી બાજુએ ચાલેછે એવી જો મારી ખાત્રી ન હોત તો હું તો એમજ ધારત કે પેલા લુટારાઓ વચ્ચે રહી તેઓના લશ્કરને તું તારા ભાલાથી વ્યવસ્થામાં લાવેછે. ફેર માત્ર એટલોજ કે તારા કરતાં કદમાં તે જરા મોટો છે; શું તું નક્કી કહી શકેછે કે પેલો હથિયારબંધ સરદાર તારૂં ભૂત ન હોય?" ડુનોયે કહ્યું "ભૂતબૂત હું સમજતો નથી; પરંતુ પેલા હરામખોરે •પોતાની કલગી અને ઢાલ ઉપર મારાં આયુધ્ધ ચિન્હ ધારણ કર્યાં છે. એની બેઅદબી માટે હમણાજ હું એને સ્વાદ ચખાડુંછું. કવેનટીન બોલ્યો "સાહેબ એ વેર તો મનેજ સોંપી દ્યો, એ કામ મારૂં છે."

ડુનોયે કહયું "તને ! જવાન પુરૂષ શું તું ખરેખર કહે છે ? તારી માગણી સભ્યતાવાળી છે.—પણ નહીં. એવીવાતમાં બદલી ચાલી શકે નહીં." પછી આસપાસ નજર કરી તે મોટેથી બોલ્યો "ફ્રાન્સના ગૃહસ્થો તમે હારબંધ ઉભા રહો અને તમારા ભાલા તૈયાર રાખો. લીજના પેલા સૂવરો અને આર્ડીનીસના ભૂંડોએ આપણા અસલી આયુધ્ધ ચિન્હ ધારણ કર્યાં છે માટે એ ટોળાને ભાલાથી ઘોંચીને રસ્તો કરવો." લશ્કરના માણસોએ 'ડુનાય, ડુનાય, બહુ જીવો બાહાદૂર અનોરસ,' એવી રીતે મોટે મોટે પોકારી તેનું બોલવું અંગિકાર કર્યું, અને પોતાના સરદારને વચમાં રાખી, ઘોડાઓને ભર દોડે ચલાવી હુમલો કર્યો. તેઓના શત્રૂ કાંઇ બીકણ નહીં હતા. થોડા ઘોડેસ્વાર સરદારો સિવાય જે મોટી ટુકડી ઉપર તેઓએ હુમલો કર્યો હતો તેમાં બધું પાયદળ હતું. તેઓ પોતાના ભાલાને પગ ઉપર અઠંગી આગલો ભાગ ઘુંટણીએ પડયો હતો, બીજી હારના સિપાહીઓ વાંકા વળેલા અને તેઓના માથા ઉપરથી પાછલ ઉભેલા ભાલા ઉગામતા હતા. જેમ સિસોળી પોતાના શત્રૂની સામે થાય તેમ તેઓ સામા થતા હતા. આ લોખંડની દિવાલ જેવી મઝબૂત ટુકડીની વચ્ચેથી થોડાજ રસ્તો કરી શકયા અને તે થોડા માંહેલો ડુનાય એક હતો. તે પોતાના જાતીલા ઘોડાને એક છલંગે બાર બાર ફુટ કુદાવતો તે ટુકડીની વચ્ચો વચ્ચ આવી લાગ્યો અને પોતાના ધારેલા શત્રૂની તરફ ધસ્યો. જુએ છે તો કિવનટિન હજી સુધી બાજુએજ ચાલ્યો આવે છે અને પોતાની હેડીમાં લડતો આવેછે; એથી તે બહુ અચરત થયો. યુવાવસ્થા, મરવું કે મારવું એવો નિશ્ચય, તેમ જીત ઉપર આવ્યાથી ઉપજતું શુરાતન એવડે એ જવાન, યુરોપમાં તે જમાનાનો જે વાજબી રીતે સૌથી સરસ શૂરવીર ગણાતો તેને અંગે અંગે ટકી રહયો હતો.

તેઓના ભાલા જલદી ભાગી ગયા; પણ તેઓની લાંબી ભારી તરવારના ફટકા સામેવાળા ઝીલી શકયા નહીં. જે સ્થળે ડુનાયની અમીરી એંધાણી ધારણ કરનાર,

સાવધ અને શૂરા સરદારની પેઠે, લડતો હતો, તે સ્થળે ધસી જતા ડુનાય અને ક્વિન-ટીન હજી સુધી હરીફાઈથી મથી રહ્યા હતા તેટલામાં રણસંગ્રામના એક બીજા ભાગ તરફ ડીલામાર્કના હમેશનાં આયુધ ચિન્હ, ભૂંડનું મસ્તક અને તેના દાંત, ડુનાયની નજરે પડ્યાં, તેથી તેણે પુકારીને ક્વેનટીનને કહ્યું "ઓરલીયનનાં આયુધ ચિન્હ માટે વેર લેવા તું યોગ્ય પુરૂષ છે. એ કામ હું તનેજ સોંપુંછું. બેલેક્રે, તું તારા ભાણેજને મદદ આપ. પણ ડુનાય ભૂંડશિકાર કરશે તેમાં કોઈએ હાથ ઘાલવો નહી. આવી રીતની કામની વેંહચાણી ક્વેનટીને હરખથી સ્વીકારી હશે, તેમાં શક નહી. બેહુ જાણ પોત પોતાની ધારેલી નેમ પ્રમાણે ઉમંગથી આગળ વધ્યા; અને જે સિપાહીઓ તેઓ સરખા ચાલવાને સમર્થ હતા, તેઓ રક્ષણ અર્થે પાછળ ચાલ્યા.

પરંતુ આ ક્ષણે એવું બન્યું કે ડુનાયના હલ્લાથી, ડીલામાર્કનું જ્યારે આગળ વ-ધવું અટકી પડ્યું ત્યારે તેણે જે ટુકડીને આધાર આપવા મનસુબો કર્યો હતો તે ટુકડી રાત્રિ વખતે જે લાભકારક સ્થિતિમાં હતી તે તેની સ્થિતિ હવે બદલી ગઈ હતી બરગંડીયન લોકો પણ સૂર્યપ્રકાશ થયે, પોતાની ઉત્કૃષ્ટ કવાયદની ખૂબીઓ દેખાડવા લાગ્યા. લીજના મોટા લશ્કરને હટવાની ફરજ પડી અને છેવટે તેને નાસી જવુ પડ્યું. પલાયન કરતું ટોળું, જેઓ ત્રુન્ચ લશ્કરની સાથે યુધ્ધમાં મચ્યા હતા તેઓની સાથે અથડ્યાથી એકગમ લડ-નારા, બીજી ગમ નાસનારા, અને ત્રીજી ગમ તેઓનો કેડો પકડનારા એ સઘળાંનો અ-વ્યવસ્થિત ગોળાપીંડાળો થઈ શેહેર તરફ ચાલ્યો, અને અંતે જે વિશાળ અને રક્ષણ ર-હિત બાકોરામાંથી લીજના લોકોએ અણચિંત્યો હુમલો કર્યો હતો તેમાં ધસારાબંધ પ્રવેશ કરવા લાગ્યો.

ક્વેનટીને જે શખ્સનો ખાસ હેતુથી પીછો પકડ્યો હતો, અને જે હજી દ્રષ્ટિએ પડતો હતો તેને પકડી પાડવા માટે તે અદ્ભુત પ્રયત્ન કરવા લાગ્યો. પોતાના બચાવ માટે જે બાહાદૂર સિપાહીઓની ટોળી સાથે હતી તેઓને પુકાર મારી, પોતાનું જાતી શૌર બતાવી લડાઈ ફરી ફરી કરવા ઉશ્કેરતો. આવો યુવાન સિપાહી જે અસાધારણ શૂરા તન બતાવતો તેથી બહુ ચકિત થઈ લીબેલેક્રે અને કેટલાક તેના સાથી ક્વેનટીનની સોડમાંજ રહયા. એ બાકોરાની બરાબર કિનારી ઉપર, ડીલામાર્ક (એ કોઈજ નહી પણ ખુદ એજ પુરૂષ હતો) ક્ષણવાર સુધી થંભી રહી, પોતાની પાછળ આવનારામાંથી જેઓ બહુ આગળ વધી આવ્યા હતા તેઓને પાછા હટાવવામાં ફતેહ પામ્યો. તેના હાથમાં એક લોખંડની છડી હતી જે ફેરવતો કે જાણે બધા સાફ. તે લોહીથી એવો તો ખરડાઈ ગયો હતો કે જે આયુધ ચિન્હથી ડુનાય આટલો ક્રોધે ભરાયો હતો તે ભાગ્યેજ પર-

ખાઈ શકત ંહતાં; તોપણ તેને ચુંટી કાઢતાં કવેનટીનને મુશ્કેલી પડી નહીં, કેમકે તેણે જે ઊંચા સ્થળ ઉપર પોતાનું સ્થાનક રાખ્યું હતું અને તે જે ડરામણી છડી વાપરતો હતો તેથી ઘણાખરા હલ્લો કરનારા આવા ભયંકર સમોવડિયાને મુકી દઈ વધારે સલામત જગાએ નિકળી ગયા. પરંતુ આ બિહામણા સમોવડિયા ઉપર જય મેળવવો એ કેટલું અગત્યનુંછે તે કવેનટીન બીજાઓના કરતાં વધારે સારી રીતે સમજતો હતો તેથી એ બાકોરાના તળિયા આગળ તે ઘોડા ઉપરથી કુદી પડ્યો અને પોતાના જાતીલા ઘોડાને (જે ઓરલીયન તરફથી બક્ષીસ તરીકે મળેલો હતો) ભીડની અંદર છુટો મુકી દીધો અને પોતે આરડીનિસના ભુંડની સાથે શમશેરબાઝી ચલાવવા ખંડિયેર ઉપર ચઢ્યો; તે પણ એની ધારણા ચેતી ગયો હોય તેમ પોતાની છડી ઉગામી કવેનટીન તરફ ફર્યો. તેઓ ઝપાઝપીની તૈયારીમાં હતા પણ એટલામાં, ફતેહ, ગડબડ, અને નાઉમેદીનો સેળભેળ નાદ સંભળાયો અને તે ઉપરથી એવું માલમ પડતું હતું કે ઘેરો ઘાલનારા શેહેરની બીજી તરફથી દાખલ થતા હતા અને જે ઠેકાણે બાકોરાનો તેઓ બચાવ કરતા હતા તેની પાછળ હતા. આ ધાસ્તી ઉપજાવનાર આવાજથો વિલિયમ ડીલામાર્કે, હાંક મારી બ્યુગલ વગાડી, પોતાના જે મરણિયા થઈ લડનાર સંગાથી હતા તેઓને એકઠા કરી મેસની બીજી ગમ જવાય એવે રસ્તે પોબાર ગણી જવા પ્રયત્ન કર્યો. તેના અંગના માણસોએ તેની ચોતરફ ફરીવળી મજબુતીથી તેનો બચાવ કર્યો અને તેઓએ કોઈ સમયે શત્રૂ તરફ દયાની નજર રાખેલી ન હોવાથી આ વખતે વેરી પાસેથી જીવતદાન ન માગવું એવો નિશ્ચય કર્યો. તેઓ આવી નાસીપાસી વખતે એવા અચળ થઈ ગોઠવાઈ ગયા કે પોહોળાઈમા આખો રસ્તો રોકી રાખ્યો; ત્યાંથી થઈ ધીમેધીમે તેઓ પાછળ ખસવા લાગ્યા. અને અવાર નવાર સામા થઈ કેડો પકડનારાઓને આગળ વધવા દેતા નહી. પછવાડે લાગનારાઓમાંથી ઘણાએકે જોયું કે અહીં કાંઈ ફાવતુ નથી તેથી ઘરોની અંદર ઘુસી જઈ લૂટ ચલાવી. ડીલામાર્કે જે વેશ ધારણ કર્યો હતો તેથી, એની પછવાડે લાગનારા એનું માથું લાવી આપે તો તેઓને કીર્ત્તિ અને માન માટે કબુલાત અપાયલી હતી, તેઓના પંજામાંથી છટકી જાય એવો સંભવ હતો. પરંતુ કવેનટીન પોતાના મામા અને તેના બીજા સાથીઓ જોડે ધીટ થઈ એની પાછળ લાગ્યો હતો, તેણે તેમ થવા ન દીધું. ડીલામાર્ક પોતાના લશ્કર સાથે જ્યારે જ્યારે વિસામો લેતો ત્યારે તેઓ અને તીરઅંદાઝો વચ્ચે યુદ્ધ થતું અને દરેક પ્રસંગે કવેનટીન ડીલામાર્ક તરફ તાકતો હતો પરંતુ તેને દ્વંદ્વ યુદ્ધમાં ઉતારવાનો જવાન સ્કાટ જે પ્રયત્ન કરતો તેને તે ઉડાવતો હોય એવું જણાતું, કેમકે તેની ધારણા આ વખતે પાછળ હટી જવાની હતી. ચોમેર ગભરાટ પથરાઈ રહ્યો; સ્ત્રીઓનું કકલાણ અને આ સમયે લશ્કરે લૂટફાટ ચલાવી હતી તેને બીધેલા રેહેવાસીઓની ચીસો, લડાઈના પોકારની સાથે ભેળાયાથી ભયાનક શોર બકોર સંભળાતો

હતો. જાણે નિરાશા અને સંકટનો સાદ બળાત્કાર અને ઝપાટાની સાથે હોંશાતોશી કરતો હોય તેવો કલબલાટ થઇ રહયો હતો.

ડીલામાર્ક હજીતો કોઇ પવિત્ર દેવાલયના બારણા આગળથી વટી જઇ આ દોઝખી દેખાવ મધ્યેથી પાછો વળતો હતો તેવામાં "ફ્રાન્સ ! ફ્રાન્સ ! બરગંડી ! બરગંડી !" એવો પોકાર તેને સંભળાયો. આથી તેને માલમ પડ્યું કે ઘેરો ઘાલનારા જે સાંકડી શેરીમાં તે હતો તેને બીજે છેડેથી દાખલ થતા હતા અને તેથી તેનું પાછળ હટવું અટકી પડ્યું. તે બોલ્યો "**કાનરેડ**, તમે બધા માણસોને તમારી સાથે લઇ જાઓ. પેલા માણસો સાથે બહાદુરીથી લડો અને બની શકે તો તેઓને જુદા પાડી નિકળી જાઓ. મારા દિવસતો અંકાઇ ચુકયા. હવે તો મારે રક્ષણ ઉપર રહી સામે થવાની ફરજ પડીછે; તથાપિ આ ભટકનાર સ્કાટોને તો મારી પેહેલાં નર્કમાં મોકલી દેવા સમર્થછું". તેના નાયબે આજ્ઞા માન્ય કરી; અને થોડા ઘણા જે સિપાહીઓ જીવતા રહયા હતા તેઓને લઇને શેરીને બીજે છેડેથી જે બરગંડીયનો વધી આવતા હતા તેઓની ઉપર હલ્લો કરી જબરીથી નાસી જવાને ઉતાવળે આગળ ચાલ્યો. ડીલામાર્કના છએક સરસ માણસો પોતાના સ્વામી સાથે મરવાને તેની જોડે રહી તીરઅંદાઝોની સામે થયા. તીરઅંદાઝોની સંખ્યા પણ કાંઇ મોટી ન હતી. આ લુચ્ચો પણ ધીટ સરદાર પોતાનો દંડુકો ફેરવતો પુકારી બોલ્યો "ભૂંડ ! ભૂંડ ! આવી જાઓ, સ્કાટલાંડના ગૃહસ્થો. તાજ મેળવવાની તૃષ્ણા કોનેછે ? આર્ડિનિસના ભૂંડ ઉપર કોના હાથ ચળવળેછે ? તને, જવાન માણસ, તને કાંઇક તૃષ્ણા જણાયછે; પણ તે પેહેરવાં પેહેલાં તારે તે જીતવો જોઇએ."

કવેનટીન આ શબ્દો અપૂર્ણ રીતે સાંભળી શકયો; તેના કેટલાક શબ્દો તો તેની પોકળ જંજીરી ટોપીમાંજ સમાઇ ગયા, પરંતુ તેની હિલચાલ ભુલાય નહીં તેવી હતી. હજીતો તે પોતાના મામા અને તેના સાથીઓને સદ્‌ગૃહસ્થની રીતિ પ્રમાણે દૂર થઇ જવા સૂચવેછે, એટલામાં ડીલામાર્ક, વાઘની પેઠે તેના ઉપર છલંગ મારી જે વખતે ઘોડો પોતાના પગ નીચા ઢાળતો હતો તે વખતનો લાભ લઇ બળમાં બળ ઉમેરી, પોતાનો દંડુકો તેના ઉપર તાકયો; પરંતુ ચપળ અને તીવ્ર નજરવાળો કવેનટીન એક બાજુએ કુદી ગયો અને તેથી કરીને પ્રાણઘાતક થઇ પડે એવી નેમ ચુકાવી ગયો. ત્યાર પછી વરૂ અને શિકારી કૂતરાની પેઠે તેઓએ એક બીજાની સાથે બાથ ભીડી. બેહુના સાથીઓ ગુપચુપ તમાશો જોતા ઉભા કેમકે લી બાલાફ્રે પુકારી ઉઠયો "એ ગમે એવો જંગી પહેલવાન હોય તોપણ હું મારા ભાણેજને એ જોખમમાં ઉતરવા દઇશ અને તેમાં કોઇ એ વચ્ચે પડવું નહીં."

એ અનુભવી સિપાહીને જે ભરોસો હતો તે કાંઇ પાયા વગરનો ન હતો. જોકે આ મરણિયો થઇ લડનાર લૂટારાના ફટકા એરણ ઉપર હથોડો પડે તેવી રીતે પડતા હતા તોપણ જવાન તીરઅંદાઝ પોતાની ચાલાકી ભરેલી હાલચાલ અને તલવાર ફેરવવાની ઝડપથી છટકી જતો, એટલુંજ નહીં પણ ઓછા ઘોંઘાટથી પોતાના વધારે નાશકારક હથિયાર વડે સામા ફટકા મારતો અને ફટકા એવા ઝટ ઝટ મારતો અને તે એવા ગુણકારી નિપજતા કે તેનો બલિષ્ટ સમોવડિયો હાંફી રહેતો; અને જે સ્થળ ઉપર તેઓ ઉભા હતા ત્યાં લોહી લોહી થઇ રહયું એમ છતાં આર્ડિનિસના ભૂંડની હિમ્મત હજી ટકી રહી હતી અને ક્રોધમાં ને ક્રોધમાં પ્રથમના જેમજ લડયા કરતો હતો, તેથી કેવનટીનની ફતેહ શકભરેલી, દૂર નિકળી ગયલી, દિસતી હતી એવામાં કોઇ સ્ત્રીએ તેનું નામ દઇ આવીરીતે પુકાર માર્યો; " મદદ કરો ! સુખરૂપ કુમારિકા ખાતર મદદ કરો !" તેણે પોતાનું મ્હોં ફેરવ્યું અને તરતજ જરક્રૂડને દીઠી; તેનું વસ્ત્ર ખભા ઉપરથી નિકળી ગયલું અને એક ફ્રેન્ચ સિપાહી તેને જબરીથી ઘસડી જતો હતો. કેટલાએક સિપાહીઓ જેઓએ પાસેના દેવાલયમાં જે સ્ત્રીઓ ભય પામી આશ્રયમાટે નાસી આવી હતી તેઓના ઉપર તરાપ મારી હતી તેમાંનો આ એક હતો. પોતાની કલ્યાણ કરનારીને છોડવવી એ કેવું ભયભરેલું હતું તે કવેનટીન સમજતો હતો તેવું છતાં કુદકો મારી તેને મુક્ત કરવા ધાયો અને ડીલામાર્કને કહ્યુ " એક ક્ષણવાર મારે માટે સબર કરો." " હું કોઇની મરજીને અનુસરીને ખોટી રહેતો નથી," એમ કહી આવા ભયાનક હલ્લો કરનારથી છૂટો થય ડીલામાર્ક બેશક બહુ ખુશ થઇ પોતાનો દંડુકો ફેરવી પાછો હટવા મંડયો.

બાલાફ્રે બોલ્યો " માફ કરજો, મારી મરજી પ્રમાણે તો તમારે ખોટી રહેવુંજ પડશે. હું મારા ભાણેજને નાઉમેદ થવા દઇશ નહી." એમ કહી પોતાની બે હાથાવાળી તરવાર વડે ડીલામાર્ક ઉપર હુમલો કર્યો. "

દરમ્યાન કિવનટીનને માલમ પડયુંકે જરક્રૂડને ક્ષણવારમાં મુકત કરી શકાય એવું કામ સહેલું ન હતું. તેના પકડનારને પોતાના સાથીઓ તરફથી ટેકો મળ્યાને લીધે તેણે લૂટથી મેળવેલી સ્ત્રી આપી દેવા ના પાડી; અને કવેનટીન તેને પોતાના એકાદ બે દેશબંધુની સહાયથી તેમ કરવા ફરજ પાડવા પ્રયત્ન કરતો હતો ત્યારે તેણે જોયું કે દૈવજોગે દ્રવ્ય અને સુખની જે મને તક મળી હતી તે હવે હાથથી જતી રહેછે. પોતાની સોબતણની આશ્રય રહિત સ્થિતિ તદન વિસરી જઇ, શિકારી કુતરો જેમ હરણ પાછળ લાગે તેમ તે આર્ડિનિસના ભૂંડ પાછળ ધસી જવા લાગ્યો, તેટલામાં તેને વળગી પડી તે બોલી " તમારી જનેતાની પ્રતિષ્ઠા ખાતર મને અહીં મૂકી ના જાઓ; તમે સદ્દગૃહસ્થ છો માટે, જે ઘરમાં મારા પિતાજીએ તમને તથા ઇસાબેલને એકવાર આશ્રય આપ્યો હતો તે ઘર આગળ મને વળાવી આવો. તેને ખાતર મને અહીં પડતી નામૂકો." આ તેની અરજ કાલજું કોરી નાખે તેવી હતી પરંતુ તેમ કર્યા વગર છુટકો નહોતો. વર્ણન ન કરી શકાય તેવી ખિન્નતાથી જે ઉજળી ઉજળી આશાઓ વડે તે આટલો શ્રમ ખેંચવા શક્તિમાન થયો હતો, જે વડે પેલા ખૂનને દિવસે તે ફતેહમંદ ઉતર્યો હતો, અને જે અબઘડી ફળીભૂત થશે એવી સ્થિતિમાં પણ એક પલે તે આવી

ગયો હતો–તે સરવે આશાઓને તેણે **છેલ્લો બાકીના રામોરામ** કર્યા. જાણે કોઈ જિન તિલસ્માતની સામે ન થઈ શકયાથી પરાણે તાબે થાય તેવી રીતે ક્રિવનટીન જરફૂડને પેવીલીયનને ઘેર મૂકી આવ્યો અને તે વખતે કેટલાક તોફાની સિપાહીઓ તે ઘર ઉપર હુમલો ચલાવતા હતા. તેથી તેણે ઘરનું તેમજ તે પ્રતિનિધિનું પણ રક્ષણ કર્યું.

દરમ્યાન બાદશાહ અને ડાકોર, સ્વારી કરતા એકાદ બાકોરામાંથી પ્રવેશ કરી શેહેરમાં દાખલ થયા. બન્નેને પગથી માથા સુધી બખ્તર પેહેરેલાં હતાં. ડાકોર છેક એડ સુધી લોહીથી ખરડાયલો હતો; તે પોતાના યુધ્ધાશ્વને હાંકી જોશભેર બાકોરા આગળ આવો લાગો. બાદશાહ તો પ્રૌઢ પગલે, જાણે રસાલાનો પોતે આગેવાન હોય તેવી રીતે તે બાકોરાની આરપાર ગયો. શેહેરમાં જે લુટ ચાલુ થઈ ચુકી હતી તે બંધ પાડવા તેઓએ હુકમ મોકલ્યા; તથા વિખરાયલા લશ્કરને એકઠું કરવા પ્રયત્ન કર્યો. ત્યાંના મોટા દેવળમાં કેટલાક પ્રખ્યાત રહેશીઓ આશ્રય માટે આવી ભરાયા હતા તેમનું રક્ષણ કરવા તેમજ પ્રાર્થના સાંભળી લશ્કરી મંત્રસભા ભરવા બેહુ રાજ્ય કર્ત્તા પંડે પણ ત્યાં ચાલ્યા.

બીજા અમલદારોની પેઠે લાર્ડ ક્રાફર્ડ પણ પોતાની સત્તા નીચેના માણસોને એકઠા કરવામાં રોકાયો હતો. શોધતો શોધતો મેસ નદી તરફ જતી એકાદ ગલીના વાંક આગળ તે લીબાલાફ્રેને મળ્યો. હાથમાં એક માનવીનું મસ્તક હતું અને લોહીથી ખરડાયલા ગુચ્છા વડે તે ધરી, જેમ કોઈ શિકારી પોતાનું ભાથુ ઉપાડી જતો હોય તેવી રીતે તે ઢંડે પેઠે રખડતો રઝળતો નદી તરફ જતો હતો. તેના સરદારે પુછયું "કેમરે લ્યુડોવીક આ મુડદાલ માંસને લઈને શું કરેછે?"

"મારા ભાણેજે એક નાનું સરખું કામ તૈયાર કરી લગભગ પુરૂં કર્યું હતું તેને મેં મારે હાથે તમામ કર્યું. જેને મેં સ્વધામ પોહોંચાડયો તે માણસતો ભલો હો! મને વિનંતી કરી કે મારૂં માથું મેસમાં ફેંકવું. જ્યારે બુઢા કાકા **જમદેવ** છેલ્લી ઘડીની વેદના ચખાડેછે ત્યારે માણસને વિચિત્ર તરંગ આવેછે. એ બુઢાકાકા, વારી આવશે ત્યારે આપણને પણ કોઈ દહાડો નચાયશે." ક્રાફર્ડ આ મોતની ભયાનક એંધાણી તરફ વધારે ધ્યાનથી જોઈ કહ્યું "ત્યારે તું એ મસ્તકને મેસમાં ફેંકવા જાયછેકે?"

"હા, ખરેખર, તેમ કરવા જાઉંછું. મરતા માણસની માગણી કબુલ ના રાખી તો તે ઘણુંકરી ભૂતથઈ સંતાપે; અને હું તો સુખચેનથી સુવા ઇચ્છું છું." એ જોખમમાં તો તારે ઉતરવું જોઈશે. મારા સમ આ ડોકા ઉપર કેટલો આધાર રહેલોછે તે તું સમજતો નથી. ચાલ મારી સાથે–ગુપચુપ ચાલ મારી સાથે." "કાંઈ ફીકર નહીં. એ બાબત વિષે મેં કાંઈ કબુલાત આપી નહોતી; કેમકે હજુતો એ પુરૂં બોલી રહયો નહોતો તેટલામાં મેં એનું ડોકું કાપી નાખ્યું. સેંટ માર્ટીનના સમ, જયારે એ જીવતો હતો ત્યારે હું એનાથી ન બીધો ત્યારે એના મુવા પછી તે શું એનાથી બીહું? તેમ છતાં મારો દોસ્ત સેંટ મારટિનનો આનંદી સાધુ મને પવિત્ર પાણીનો કળસિયો આપશે એટલે થયું."

જ્યારે લીજના દેવળમાં પ્રાર્થના પુરી થઈ અને ગભરાટમાં આવેલા શેહેરમાં કાંઈક વ્યવસ્થા જેવું થયું ત્યારે લુઈ અને ચાર્લસ આ યુધ્ધ સમયે કોઈએ કાંઈ બહાદુરીથી નોકરી બજાવી હોય તે વિષેના દાવા પોતાના અમીરમંડળની સાથે સાંભળવા લાગ્યા. ક્રાયની જાગીર અને તેની સુંદર શેઠાણીને લગતા દાવા પ્રથમ સાંભળવામાં આવ્યા. કેટલાક

દાવાદાર તો આ કીમતી ઇનામ મેળવવા ખાતરી રાખીબેઠા હતા તેઓ નિશ્ફળ થયા. તેઓના દાવાંમાં શંકા પડી અને વાત મર્મમાં રહી. ડીલામાર્ક હમેશ ભૂંડનું ચામડું પેહેરતો હતો તે ક્રેવેસીયરે રજુ કર્યું. કુનોએ તંગ આયુધ્ધ ચિન્હ સહિત ચીરેલી ઢાલ દેખાડી; અને બીજાઓએ પણ ધર્માધ્યક્ષના ખૂન કરનારને મારી નાખવાનો યશ મેળવવા એવીજ રીતની જુદીજુદી એંધાણીઓ બતાવી; એટલી બધી એંધાણીઓ એકઠી થઇ તેનું કારણ એકે ડીલામાર્કનું ડોકું લાવનાર માટે જે મૂલ્યવાન ઇનામ નિર્ણય થયોહતો તેથી જે જે આસામીએ વેશ ધારણ કર્યો હતો તે સઘળાનું મોત નિપજ્યું હતું; હરીફાઇ કરનાર લોકો માંહોમાં હે ભારે ઘોંઘાટ અને ઝઘડો કરી રહ્યા હતા અને ચાર્લસ પણ મનમાં પસ્તાવા લગ્યો કે મારી રૂપાળી જાગીરદારણની દોલત અને તેના પાણી ગ્રહણ કરનાર સંબંધી આવીરીતનો મે વીમો કર્યો. અને આખરે તેને આશા બંધાઇ કે આ વિરૂધ્ધતા ભરેલા દાવા હું ઉડાવી શકીશ તેવામાં, લી બાલાફ્રેને જેમ તેમ ઘસડતો આ મંડળમાં ક્રાફર્ડ આવી લાગો, અને મોટેથી બોલ્યો" દૂર કરો તમારી ખરીઓ, ચામડાઓ અને આ રંગેલું લોખંડ. જેણે ભૂંડને માર્યો તેજ ભૂંડદંત દાખવી શકે." એમ કહી તેણે તે લોહીથી ભરેલું માથું ભોંય ઉપર ફેંક્યું. જેઓએ એને જોયલો હતો તે બધાઓએ તરતજ તે ઓળખ્યું કેમકે જે પ્રાણીનું તેણે નામ ધારણ કર્યું હતું તેનાજેવા ખરેખર એનાં જડબાં હતાં. ચાર્લસતો નાખુશી અને ખિન્નતા સૂચક વિસ્મયથી ચુપથઇ રહયો. લુઇ બોલ્યો " ક્રાફર્ડ હું ધારૂંછું કે આ ઇનામ મેલવનાર મારા વફાદાર સ્કોટોમાંથી હશે." " ખુદાવંદ, એ લ્યુડોવિકલેસ્લી જેને આપણે લીબાલાફ્રે કહીએ છઇએ તે છે."

ઠાકોર બોલયો " પણ એ ઉંચા કુળનો છે ? શું એ મોટા ખાનદાનથી ઉતર્યો છે? જો તેમ નહીં હોયતો અમારૂં આપેલું વચન લાગુ પડી શકે નહીં.

ક્રાફર્ડ તે તીરઅંદાઝની ઉંચી, કઢંગી અને અશોભિત આકૃતિ તરફ જોઇ બોલ્યો " બેડોલ લાકડાના વાંકાચુંકા કટકા જેવો એ છે. જોઇ લ્યો તમારે આ ગણ-પતિની શિકલ. એ બેડોલ તો છે પરંતુ ફ્રાન્સ કે બરગંડીના કોઇપણ ઉંચા કુળની બરો બરી કરી શકે એવું જે રાથિસનું ખાનદાન તેમાંથી ઉતરેલોછે એવી હું ખાત્રી કરી આપુંછું. એ કુળના સ્થાપનાર વિષે કહેવાયલું છે કે :–

**નાની મોટી લીને તીર,**

**હેર કર્યો એણે શૂરવીર.**

ઠાકોરે કહ્યું " ત્યારે હવે કાંઇ ઉપાય રહ્યો નથી. બરગંડીમાં જે સૌથી સુંદર અને શ્રીમંત વારસાણ તે કાંતો આવા એક જંગલી ભાડુતી સિપાહીની સ્ત્રી થાય અને કાંતો મઠમાં એકાંતવાસ ભોગવી જીંદગી પુરી કરે–અરે મારા વફાદાર રેજીનાલડી ક્રાયની એકપૂરી દીકરી ! હું બહુ ઉતાવળિયો થયો." એમ બોલી રહયો કે તેના સંકોચાયલા ભવાં ઉપરથી તે ચિંતામાં પડ્યો હોય એવું જણાતું હતું–આથી તેના અમીરોને અચંબો લાગ્યો કેમકે નક્કી કરેલા ઠરાવના આવશ્યક પરિણામ માટે તે પસ્તાવાના ચિન્હ કોઇકજ વાર દાખવતો.

લાર્ડ ક્રાફર્ડ બોલ્યો " જરા ધીરજ રાખો; સાહેબ, આપ અનુમાન કરો છો તે કરતાં સારૂં પરિણામ નિપજી શકે તેમ છે. આ સ્વાર શું કહેછે તે જરા સાંભળો." લી બાલાફ્રેને તેણે બાજુએ તેડી કહ્યું" ચાલ બોલ, તને ઠુંટિયો આવે, બોલ." આ બણુચક સિપાહી, બાદશાહની સાથે પરિચય હોવાથી તેની આગળ તો પોતાના વિચાર

સમજાણ પડે તેવીરીતે જાણાવી શકતો હતો પરંતુ આવી ભપકાવાળી સમાજમાં તે પોતાનો ઠરાવ જાહેર કરવાની હિમ્મત કરી શકયો નહીં. બન્ને રાજ્યકર્ત્તા તરફ ફરી ખોખરા ઘાંટાથી હાસ્ય કરી બે ત્રણ વાર મ્હોડું વાંકુચુકું કરી તે માત્ર આટલાજ શબ્દ ઓચરી શકયો. "સાન્ડર્સ સુમ્લીન્જે"—અને પછી અટકી પડયો.

"ખુદાવંદ આપ તથા ઠાકોર સાહેબની રજા લઇ મારે મારા દેશબંધુને બદલે બોલવું જોઇએ. આપને હું વિદિત કરૂંછું કે એના દેશના કોઇ જોશીએ એને માટે એવી અગમચેતી કરી હતી કે તારા કુળની દોલત વિવાહથી વધશે, પરંતુ મારી માફક વિવાહ કરવા તરફ એની પ્રસન્નતા નહીં હોવાથી, અને સ્ત્રીમંડપના કરતાં મદિરામંડળ વધારે પ્રિય હોવાથી, વળી બરાકમાં રહેવું એને ગમેછે તેથી કરીને મોટાઇ ભોગવવી એક બોજા જેવું થઇ પડે એ કારણોને લીધે મારી સલાહથી વિલિયમ ડીલામાર્કને મારી નાખવાનો દાવો, જે શખ્સે એ ભૂંડને બરાબર રીતે સપડાવ્યો હતો અને જે એનો ભાણેજ થાય તેને આપી દેછે."

આવું સરસ ઇનામ દૈવજોગે જે જવાન ઉપર પોતાનો કાંઇક વગછે તેવા પુરૂષને મળશે તેથી હરખાઇને બાદશાહ બોલ્યો "એ જવાનની સેવા અને એના ડહાપણ વાસ્તે હું ખાત્રી આપુંછું; એના ડહાપણ અને સાવધપણા વગર આપણે બધા માર્યા ગયા હોત. રાતના હલ્લો થવાનોછે એવી ચેતવણી એણેજ આપણને આપી."

ચાર્લસ બોલ્યો" મેં એની સાચવટ ઉપર શક આણ્યો તેથી તેનો બદલો પણ મારે કાંઇક આપવો જોઇએ."

ડુનાય બોલ્યો" અને યોધ્ધા તરીકે એની બહાદુરી માટે હું ખાત્રી આપુંછું."

ક્રેવિસિઅર વચ્ચે બોલ્યો "પણ મામો ઊંચા કુળનોછે તેથી કાંઇ ભાણેજ અવશ્ય કરીને તેવોજ ઠરતો નથી."

ક્રાફર્ડ બોલ્યો " એ **ડરવર્ડ** ખાનદાનનો, સ્કોટલંડનો જે **હાઈ સ્ટુઅર્ડ એલેન ડરવર્ડ** તેના વંશનોછે."

ક્રેવિસિઅર બોલ્યો" જો એ જવાન ડરવર્ડજ હોય તો મારે કાંઇ કહેવું નથી; કેમકે દૈવગતિ એના પક્ષમાં એવી સ્પષ્ટરીતે ઉતરીછે કે એ તરંગી દેવીની સાથે મારાથી કાંઇ ઝઘડો થાય નહીં. પણ એ સ્કાચ લોકો, અમીરથી કરીને અશ્વપાળ સુધી, એકબીજા પ્રત્યે વળગી રહેછે એ અચરત જેવુંછે." આ મગરૂર બરગંડીયનનો ગર્વ ઉતર્યો તેથી હસીને લાડે ક્રાફર્ડ બોલ્યો, "**હાઈલાન્ડર** લોકો તો જરૂરી વખતે એકબીજાને ખભે ઉચકે તેવાછે."

ચાર્લસ વિચારમાં પડી બોલ્યો "પણ આ ફતેહમંદ સાહસિક પુરૂષ પ્રત્યે એ સુંદર બાનુનું કેવું વલણછે તે હજી જોવાનુંછે." ક્રેવેસિઅર બોલ્યો "મારી તો ખાત્રી થઇ ચુકીછે કે આગળના કરતાં આ પ્રસંગે તે આપના હુકમને વધારે આધીન માલમ પડશે. પણ આ જવાનના દરજ્જાની મારે શુંકામ અદેખાઇ કરવી જોઇએ? એણેતો પોતાનાં શાણપણ, દ્રઢતા, અને બહાદુરી વડે **કનક કીર્તિ** અને **કાન્તા** પ્રાપ્ત કર્યાંછે.

---

**પ્રિય વાંચનાર**—કવેનટીન ડરવાર્ડ અને અમીરઝાદી ઇસાબેલનાં લગ્ન કેવા ભપકા અને ઠાઠ માઠથી થયા, તે પ્રસંગે કેવા કેવા યુધ્ધખેલ થયા અને આ જવાન સોહામણા શૂરવીર અને તેની અપ્સરા જેવી સ્ત્રીને કેટલાં પુષ્ટ અને મજબૂત સુંદર છોકરાં થયાં તે આ નામાંકિત ગાથા રચનાર સર વાલ્ટર સ્કાટે વર્ણવાની કૃપા કરી નથી, માટે તેનું ચિત્ર તારી કલ્પના વડેજ પૂર્ણ કરવું.

**ક. ર. ના.**

# પૂરવણી

પાનું લીટી

૧ ૧૯ **નૂહ નબીનું નાવ.** (Noah's Ark.) જળપ્રલયની વખતે જે વાહણની અંદર નોહા અથવા નૂહ અને તેનું કુટુંબ સહી સલામત રહ્યું હતું તે. એમાં દરેક જાતના સ્વચ્છ પશુનાં સાત જોડાં અને અસ્વચ્છનું એક જોડું હતું દરેક જાતના પક્ષીના પણ સાત સાત જોડાં હતાં. એ સિવાય બીજા બધા પ્રાણીનો સમૂળો નાશ થયો હતો. એ વખતે એક મોટું મેઘ ધનુષ નીકળ્યું હતું.

૨ ૧૨ **પોઍટીઅર્સની લડાઈ.** એ લડાઇ ઇંગ્લાંડના લડાયક રાજા ત્રીજા એડવર્ડનો પાટવી કુંવર જે **બ્લાક પ્રિન્સ**ના નામથી ઓળખાતો તેણે મારી હતી. એમાં ફ્રેન્ચ રાજા **જૉન** કેદ પકડાયો હતો. (ઇ. સ ૧૩૫૬.)

૬ ૫ **યાર્ક અને લાનકૅસ્ટર.** ઇંગ્લંડમાં એ નામના બે તડાં હતાં. છઠ્ઠા હેનરીના પક્ષમાં જેઓ હતાં તેઓ લાન્કાસ્ટ્રીયન કહેવાતાં અને તેના હરીફ ડ્યુક ઑવ યાર્કના પક્ષના યાર્કીસ્ટ કહેવાતાં. સાતમો હેનરી રાજા લાનકૅસ્ટર પક્ષનો હતો અને તે યાર્ક પક્ષની એલીઝાબેથ સાથે પરણ્યો તેથી એ બે તડાંની સમાધાની થઇ. એના સંબંધમાં કુલ્લે ૩૦) લડાઇઓ થઈ. (ઇ. સ ૧૪૬૦–૧૪૮૬.)

૩૪ ૧૨ **ફ્લૉરેન્સનો કવિ.** એ કવિ **ડેન્ટી** વીરરસ કાવ્યમાં આખી દુનિયામાં જે જે કવિઓ થઇ ગયાછે તેમાં સહુથી પહેલાં વર્ગનો ગણાયછે. ફ્લૉરેન્સમાં (ઇ. સ. ૧૨૬૫) જનમ્યો હતો અને રેવીનામાં (ઇ. સ. ૧૩૨૧) મરણ પામ્યો.

૮૮ ૩૦ **હેલેન.** આ રૂપ માટે વખણાયલી યુનાની શાહઝાદીએ સ્પાર્ટાના રાજા મેનિલાસ સાથે સ્વયંવર કર્યું હતું. રાજાની ગેરહાજરીમાં તે ટ્રાયના પાટવી કુંવર પ્રાયમ સાથે ચાલી નીકળી. તે ઉપરથી **ટ્રોજન વૉર** જે દસ વરસવેર ચાલી અને જેને અંતે ટ્રાય શેહેર બળી ખાક થયું, તે શુરૂ થઈ. આ ઊપરથી યુનાનના પ્રખ્યાત પ્રાચીન કવી હોમરે એક મહાભારત પુસ્તક બનાવ્યું જેને **ઇલીયડ** કરી કહેછે. જેમ ફારસીમાં ફિરદોસીનું બનાવેલું **શાહનામું**, સંસ્કૃતમાં **રામાયણ** અંગ્રેજીમાં પૅરેડાઇઝ લૉસ્ટ તેમજ યુનાનીમાં એ સૌથી શ્રેષ્ઠ વીરરસયુકત કાવ્ય છે.

૯૯ ૯ **આરજન અને ઑર.** એનો સાધારણ અર્થ રૂપું અને સોનું થાય છે; હેરલ્ડોની ભાષામાં એ સફેદ અને પીળા રંગને અર્થે વપરાય છે.

૧૨ ૨૪ **વંશાવળી.** જૉન ફ્રાન્સનો રાજા



# ભાગ ત્રીજાના આગળથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સાહેબોનાં નામ.

---

| નકલ. | ગ્રાહકોનાં નામ. | ઠેકાણું. |
|---|---|---|
| ૫૦ | ખુદાવંદ વાલાશાન મહારા ઓશ્રી ખેંગારજી બહાદુર. | ભુજ દરબાર |
| ૫ | મે. રાવબહાદુર નંદશંકર તુલજાશંકર કચ્છના દીવાન સાહેબ .. ... | ભુજ |
| ૫ | મે. રાણાશ્રી જાલમસંગજીભાઈ ... | ,, |
| ૫ | રા. રા. વિનાયકરાઓ નારાયણ ભાગવત કચ્છના નાયબ દીવાન સાહેબ.. | ,, |
| ૧૦ | રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, એ. ઈ. સાહેબ... ... ... | ,, |
| ૫ | મીર કાસમ મીયાં વકીલ.. ... | ,, |
| ૪ | રા. રા. શ્રી પ્રથીગરજી ... ... | ,, |
| ૪ | રા. રા. જીવણભાઈ હીરાચંદ ... | ,, |
| ૪ | રા. રા. મોહનલાલભાઈ મણીલાલ... | ,, |
| ૪ | રા. રા. વીઠલજી કેશવજી દ્વિવેદી B. A. .. ... ... | ,, |
| ૨ | શા. પાનાચંદ વિ. નથુભાઈ | ,, |
| ૨ | રા. રા. ખુશાલરાય સારાભાઈ .. | ,, |
| ૨ | રા. રા. જેશંકર નરસીંહરામ | ,, |
| ૨ | ,, ,, છોટાલાલ સેવકરામ ... | ,, |
| ૨ | ,, ,, નરમદાશંકર લાધા | ,, |
| ૨ | ,, ,, નરભેરામ જીવણ .. ... | ,, |
| ૨ | શેઠ વીશનજી માનસંગ ... ... | ,, |
| ૨ | ,, જેરામ રૂડા ... ... | ,, |
| ૨ | ,, હીરાજી રૂસ્તમજી ... ... | ,, |
| ૨ | રા. રા. જેઠા લીલાધર ... ... | ,, |
| ૨ | મો. કલ્યાણજી કસતુર ... ... | ,, |
| ૨ | શેઠ રતનસીભાઈ પોરેંદીના ... | ,, |
| ૨ | શેઠ બરજોરજી નવરોજજી આગા ... | ,, |
| ૧ | રા. રા. હોરાબજી હોરમસજી ... | ,, |
| ૧ | મેતા ગોવરધનદાસ મલુજી ... | ,, |
| ૧ | રા. શીવજીભાઈ મનજી ... ... | ,, |
| ૧ | શેઠ બંધાલીભાઈ લાલજી... ... | ,, |
| ૧ | રા. રા. અમૃતલાલ નારાણજી ... | ,, |
| ૧ | શેઠ નાનાભાઈ રણછોડજી દવે ... | ,, |
| ૧ | રા. શીવજી પુરશોતમ ... ... | ,, |
| ૧ | રા. ભવાનીદાસ ગોવિંદજી ... | ,, |
| ૧ | શેઠ વીસનજી વીજપાળ ... ... | ભુજ |
| ૧ | ઠાકોરશ્રી સુમરાજી લાકડીઆના ... | ,, |
| ૧ | ડી. ગોકળજી નારાણજી કલ્યાણજી ... | ,, |
| ૧ | ડા. પ્રેમજી હંસરાજ ... ... | ,, |
| ૧ | શા. ફતેચંદ ખેંગાર ... ... | ,, |
| ૧ | શા. મોનજી ઓધવજી ... ... | ,, |
| ૧ | શેઠ જાફરભાઈ [illegible].. .. | ,, |
| ૧ | શેઠ આદુભાઈ સુરજી .. ... | ,, |
| ૧ | શેઠ [illegible] .. ... | ,, |
| ૧ | રા. મંગળજી મોહનજી ... ... | ,, |
| ૧ | શેઠ દામોદર [illegible] નલાડી ... | ,, |
| ૧ | શા. [illegible] ગિરધર .. ... | ,, |
| ૧ | રા. રા. [illegible]... ... | ,, |
| ૧ | વ્યાસ [illegible].. ... | ,, |
| ૧ | રા. રા. [illegible] ... | ,, |
| ૧ | [illegible] ... | ,, |
| ૧ | [illegible] રતનજી | ,, |
| ૧ | [illegible] (રા. રૂર [illegible]) ... | ,, |
| ૧ | રા. [illegible] પંડયા. | ,, |
| ૧ | રા. [illegible] ... | ,, |
| ૧ | શેઠ [illegible] દેસાઈ ... | ,, |
| ૧ | [illegible] શ્રીમાળી. | ,, |
| ૧ | મેતા [illegible] ... | ,, |
| ૧ | ડા. [illegible] . ... | ,, |
| ૧ | રા. રા. [illegible].. ... | ,, |
| ૧ | રા. [illegible]રામ.. ... | ,, |
| ૧ | રા. [illegible] જોશી.. ... | ,, |
| ૧ | રા. [illegible] જોશી ... | ,, |
| ૧ | રા. [illegible] જગજીવન ... | ,, |
| ૧ | જોશી [illegible] લખમીદાસ ... | ,, |
| ૧ | ગોર [illegible] ... | ,, |
| ૧ | ડા. [illegible]રામ . ... | ,, |
| ૧ | ડા. [illegible] ... ... | ,, |
| ૧ | શેઠ આલીદીના રહીમતુલા.. ... | ,, |
| ૧ | રા. રા. [illegible] મગનલાલ ... | ,, |
| ૧ | શેઠ [illegible] ઇબ્રાહીમ ... | ,, |
| ૧ | ,, દુલેરાય દલપતરામ વોરા ... | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ઠા. વીસનજી સામજી ... ... | અંજાર |
| ૧ | શેઠ દોલતરાય વી. રણછોડજી ... | ,, |
| ૧ | શેઠ અલીદના ગાંગજી ... .... | કેરા |
| ૧ | શેઠ મેરઅલીભાઈ સયેદના ... | ,, |
| ૨ | મેતાજી પીતાંબર રાઘવજી ... | ,, |
| ૧ | શેઠ ખંદાલીભાઈ હાસમ .... | ,, |
| ૧ | શેઠ રહીમભાઈ અલારખીઆ ... | બારાપેર |
| ૨ | શેઠ હંસરાજભાઈ રણમણ ... | ,, |
| ૧ | શેઠ મુલજીભાઈ પ્રેમજી ... ... | ,, |
| ૫ | આયસ શ્રી સેવાનાથજી... ... | ખખડીઆ |
| ૨ | જોગી બાળનાથજી તા. કાસમબિન રોગારા ... ... ... | ,, |
| ૧ | રા. મગનલાલ નરસીહરામ ... | ખડીર |
| ૧ | દફતરદાર છોટાખાં ... ... | ,, |
| ૧ | બારોટ અભ હીરાણી ... ... | ,, |
| ૧ | મો. મેગજી ઉકેડા ... ... | ,, |
| ૧ | ઠા. શામજી સુંદરજી ... ... | ,, |
| ૧ | રા. ત્રીભોવન દેવજી ... ... | રાપેર |
| ૫ | રા. રા. શેઠ નારાયણજી અરજણ ... | તેરા |
| ૧ | શા. જીવરાજ દેવજી...... ... | ,, |
| ૧ | શા. આણુદજી બારમલ... ... | ,, |
| ૧ | મેતા ભવાનજી વ્યાહારીદાસ ... | ,, |
| ૧ | ઠા. કાનજી પુરશોતમ ... ... | ,, |
| ૧ | રા. લખમસી હરીદાસ ... ... | ,, |
| ૧ | શા. લખમસી શીવજી ... ... | ,, |
| ૫ | ઠાકોર સાહેબ વેરસલજી ... | રોહાદરબાર |
| ૧ | રા. પનજી વી. નથુ ... ... | રોહા |
| ૧૦ | મહરાજશ્રી કરસનદાસજી... ... | નારાણસર |
| ૨ | રા. રા. મુરારજી રાઘવજી.. .. | લખપેત |
| ૨ | આયસશ્રી સાગરનાથજી ... ... | મોટીઅરલ |
| ૧ | શેઠ ભીમજી ઇબ્રાહીમ .. ... | લાખાપેર |
| ૧ | ભટ નાનાલાલ છબીલરામ ... | બીદડા |
| ૧ | ભટ વીસ્વનાથ જગનનાથ.. ... | ,, |
| ૨ | રા. હરજીવન ઉત્તમરામ મેતા ... | લાકડીઆ |
| ૧ | રા. ખીમચંદ વી. જીવાભાઇ ... | ,, |
| ૨ | જા. હરસંગજી સુમારાજી .. ... | ,, |
| ૧ | રા. ગંગાશંકર અંબાશંકર ... | લાખાણીઆ |
| ૧ | નળીઆ લાયબ્રેરી ... ... | નળીઆ |
| ૫ | શેઠ કાસમભાઇ ધરમસીભાઈ ... | મુંબઈ |
| ૭ | શેઠ જેરાજભાઈ પીરભાઈ ... | ,, |
| ૫ | શેઠ કરીમભાઇ ઇબરામભાઈ ... | ,, |
| ૫ | ,, જુમાભાઈ લાલજીભાઇ ... | ,, |
| ૫ | ,, મથુરાદાસ લવજી ... ... | ,, |
| ૫ | ,, દયાલભાઈ રતનસી... ... | ,, |
| ૫ | શેઠ ઝવેરચંદ સુંદરજી ... ... | ,, |
| ૪ | શેઠ હાસમભાઇ વીસરામ ... | ,, |
| ૪ | શેઠ જાફરભાઇ લધા ચતુ ... | ,, |
| ૩ | મે. શેઠ જમશેદજી અરદેશર દલાલ M. A. L. L. B. ... ... | ,, |
| ૩ | શેઠ નાનસીભાઈ મેરાજ... ... | મુંબઇ |
| ૨ | રા. રા. મનસુખરામ સુર્યરામ ... | ,, |
| ૨ | રા. રા. રણછોડભાઈ ઉદયરામ ... | ,, |
| ૨ | શેઠ મુલજીભાઇ જીવરાજ .. ... | ,, |
| ૨ | શેઠ અબદુલાભાઇ મેરાલી ધરમસી B.A. | ,, |
| ૨ | શેઠ કાસમભાઇ સુમાર ... ... | ,, |
| ૨ | શેઠ મસમભાઇ શિવજી ... ... | ,, |
| ૨ | ,, મેરાલી દેવરાજ ... ... | ,, |
| ૨ | શેઠ ભીમજી સાજન ... ... | ,, |
| ૧ | શેઠ શરીફભાઇ સાલેહમહમદ ... | ,, |
| ૧ | શેઠ ઠાકરલાલ દુરગારામ B.A.... | ,, |
| ૧ | શેઠ દેવજી કાનજી .. ... | ,, |
| ૧ | શેઠ મામદભાઇ ડોસા ... ... | ,, |
| ૧ | ,, વેરસીભાઇ પુંજા ... ... | ,, |
| ૧ | ,, રેમતુલાભાઇ નુરમામદ ... | ,, |
| ૧ | ,, મણીલાલ નભુભાઇ દ્વિવેદી B A. | ,, |
| ૧ | ,, અલાદીનભાઇ જાનમાહમદ... | ,, |
| ૧ | ,, નાપુરજી જીવાજી બાટલીવાલા... | ,, |
| ૧ | ,, મનચેરજી કાવસજી બરૂચા ... | ,, |
| ૧ | ,, કાવશજી જમશેદજી બાપુ ... | ,, |
| ૧ | ,, બેરામજી માણકજી દેસાઇ ... | ,, |
| ૧ | ,, હીરજી રતનસી ... ... | ,, |
| ૧ | ,, લધાભાઈ અલારખીઆ ... | ,, |
| ૧ | ,, પીરભાઈ મહમદ ... | ,, |
| ૧ | ,, કાસમભાઇ થાવર ... | ,, |
| ૧ | શેઠ નાનજી શામજી ... ... | ,, |
| ૧ | શેઠ હરીદાસ નથુભાઇ... ... | ,, |
| ૫ | રા. બા. મે. મણીભાઇ જશભાઈ ..... | વડોદરા |
| ૧ | રા. રા. જગનનાથ સદાશિવ ... | ,, |
| ૧ | ,, ઇબ્રાહીમ મહમદ સાચાની B.A. | નડિયાદ |
| ૧ | ,, દલપતરામ વિઠલદાસ દયાળ... | ,, |
| ૧ | ,, રૂસ્તમજી ધનજીભાઇ પટેલ ... | ,, |
| ૧ | ,, ઝવેરીલાલ બાપુલાલ ગોર ... | ,, |
| ૧ | ,, હરીલાલ કૃપારામ ... ... | ,, |
| ૧ | ,, ચતુરભાઇ ભાઇશંકરભાઇ.... | ,, |
| ૧ | ,, સકળચંદ મગનલાલ પારેખ.. | ,, |
| ૮ | ,, અબદુલાભાઈ હાસમભાઈ ... | સેંગાઇ |
| ૬ | ,, જાફરભાઈ માવજી ... ... | હાંગકાંગ |
| ૪ | રા. બા. મુકુંદરાય મણીરાય ... | અમદાવાદ |
| ૫ | શ્રી વઢવાણ દરબાર (હ. રાજ્યમા સાહેબ હરીદાસ વેહારીદાસ) ... | વઢવાણ |
| ૧ | વીંજાણના ઠાકોરશ્રી સાહેબજી (હા. કારભારી વ્રજલાલ વી. મુરારજી). | વિંજાણ |
| ૧ | શેઠ વસનજી હંસરાજ ... ... | નવાનગર |
| ૧ | ફરાતમજી જીવાજી.. ... ... | સતારા |
| ૧ | પંડીત ગોપાળચંદ્ર ... ... | એડ |
| ૧ | શેઠ રૂસતમજી નવરોજી ... ... | જેહલમ |
| ૧ | શેઠહાજી રેમતુલા શરીફ ... ... | કરાંચી |
| ૧ | ,, બી. ડોસાભાઈ ... ... | ,, |
| ૧ | ,, નાનાભાઇ માણેકજી.. ... | ધરમપુર |
| ૧ | ,, રેહમતુલા રામજી ... ... | કલકતા |
| ૧ | ,, બેરામજી હોરમસજી કડાકા ... | મોરબી |

## ક્વેનટિન ડરવાર્ડ.

# અભિપ્રાય.

ગુજરાતી. તા૦ ૧૯ મી નવેમબર ૧૮૮૨.

અંગ્રેજી નોવેલ-વારતાનો તરજુમો અમને ઘણો લાંબો વખત થયા મળ્યો છે. એમાં મી. નાનજીઆનાએ પહેલા ભાગ કરતાં આ બીજા ભાગમાં પોતાની ભાષા ણ્ હરજે સુધારી છે. ડરવારડની બહાદુરીનાં જે વખાણ કરીએ તે થોડા અને અમીરઝાદી ઇસાબેલને બચાવવાને લીજમાં તેણે જે શ્રમ ને શૌર્ય બતાવ્યું છે તે વાંચીને કોઇ પણ તરૂણ જુવાન મગ્ન થશે. પહેલા ભાગમાં માત્ર બાર પ્રકરણ પુરા કીધા હતા ને આ બીજા ભાગમાં ૨૫ મું પ્રકરણ પણ પુરૂ કીધું નથી, તોપણ એટલાજ ભાગમાં રાજકીય કાવાદાવા, દેશ પ્રત્યે પ્રીતિ-પરમ ગુરૂના આચરણ, દેશને માટે બીજાનો આશ્રય શોધીને તેને તરાવવાની ગોઠવણ, કુળીન સ્ત્રીના સુલક્ષણ વિગરે બાબતો ઘણી રસયુકત છે.—અને તે માટે કંઇ મી. નાનજીઆણીની તારીફ અમે કરતા નથી. એ બધી ખુબી તો સર વોલટર સ્કાટની છે. તોપણ મી૦ નાનજીઆણીએ તે રસ રાખીને યોગ્યતાએ વારતાની રચના કીધી છે. તે સ્તુતીપાત્ર છે. બુઇના છળભેદ અને ડરવારડને ફસાવવાની તાલમેલ છતાં ડરવાર્ડ પોતાનો લીજ જવાનો રસ્તો બદલીને જ્યારે તે લીજ પહોંચ્યો ને પછી ત્યાંના લોકનો ઉત્સાહ ને આગ્રહ ને પોતાનાં દુશમનો થી બચવા માટે તેની મદદની માંગણી જોઇને. ડરવાર્ડ પછાડી લોકોના ટોળે ટોળાં ભેગાં થયાં તે દેખાવ સચીત્ર અવલોકન કરવા યોગ્ય છે. પણ તેવામાં પેલો વિક્રાળ ભુંડ વિલયમ ડી લા માર્ક એકદમ ચઢાઇ કરીને ત્યાંના ધરમાધીકારીને મારી નાખે છે, તે વખતે ખરો વિર છતાં ડરવરડ થરથરે છે તે. ને જ્યારે ધરમાધીકારીને મારી નાખવામાં આવ્યા છે તે સમે તેનું લોહી ઉકળી આવે છે તે એક વિર પુરૂષને જશ અપાવે તેવું છે. પણ સ્ત્રીના કાલા હાવા ઇસાબેલની બુઢી ફોઇનું હીરાદીન સાથે નાસી જવું એ વળી એ વારતાના મુખ્ય રસમાં ઉમેરણ કરે છે. તેમ જ્યારે ઇસાબેલાપર સંકટ આવી પડે છે ત્યારે જે સહાસથી ડરવરડ તેણીને બચાવે છે તે પ્રસંગ મનભેદક ને ચિતવેધક છે. રજપુતક્ષાત્ર બળનો જોરસો ડરવરડમાં ઠામ ઠામ માલમ પડે છે પરંતુ તે આગ્રહી છતાં ધીરોદત્ત નાયક નથી. પ્રેમમાં લીન હોવાથીજ ધીટવીર બનીને કર્મ કરે છે. આ આપણા ક્ષાત્ર કુળોની પણ મોટી ખુબીઓ છે. અમને શિવલરીના મહત ગુણો માટે મોટું માન છે. અમે તેની વૃદ્ધિ થયલી જોવા ઇછાયે છિયે. આવી વારતાના ભાષાંતરો જેમ બને તેમ વિશેષ આપણી ભાષામાં થવા જોઇયે—ને નિરસ વારતાના શોખીનોને આવા ગ્રંથો હાથમાં અવશ્યે ધરવા જોઇએ. પણ છેલે અમારે કહેતું જોઇયે કે મી. નાનજીઆની બડા સુરતી છે-પહેલા ભાગને બહાર પડયા પછી ૧૧ માસે આ બીજો ભાગ

ચાંલેલો સંવાદ ઘણો અનુસરતો હોવાથી એ ચીત્ર વાંચનારનાં મન ઉપર અચ્છો છાપ પાડેછે.

કેટલાક માણુસો જો કે પરમાર્થે હોયછે પણ પોતાને મોહડેજ પોતે કરેલાં કામ કહી બતાવેછે અને જેનો ઉપર ઉપકાર કીધો હોય તેને પણ ઘડી ઘડી પોતે કરેલા ઉપકારની યાદ આપ્યા કરેછે એ કેવું હસવા જેવુંછે તેનો એક અચ્છો નમુનો પ્રતિનિધી પેવ્રીલીઅનમાં જો ઇએ છિએ. ટુકામાં ઘણેક ઠેકાણે સંસાર વેહેવારમાં ઉપયોગી થઇ પડે એવી શીખામણો 'કવેન્ટીન ડરવાર્ડ' માંથી મલી આવેછે.

મી૦ કરમઅલીને અમો મજબુત ભલામણ કરીયે છિએ કે તેઓએ ત્રિજો ભાગ જેમ બને તેમ જલદી બાહેર પાડી આ વારતાને સંપૂર્ણ કરી નાખવી.

રાસ્ત ગોફતાર. ૨૧ મી જાનેવારી ૧૮૮૩.

ઇંગ્રેજીમાં ગાથા યાને વારતાઓ શુમાર વીનાનીછે. અને તેમની સંખ્યામાં દીનપરદીન વધારો થતો જાયછે. એ સઘળી ગાથા લખનારાઓમાં સર વાલ્ટર સ્કાટનું નામ સર્વેથી પેહેલું મેળાએછે. જેની ઉપલા નામની એક ગાથાનો ગુજરાતી ભાષામાં તરજુમો કરવાનું મી૦ કરમઅલી રહીમ નાનજીઆણી બી. એ. એ માથે લીધુંછે. અને તેના ત્રણમાંના બે ભાગ એઓ પ્રગટ કરી ચુકયાછે. મી૦ કરમઅલીના તરજુમાના પેહેલા ભાગની અમે ગયે સાલ તપાસ લીધી હતી તે વેળા એમને વીશે તથા એમનાં ભાષાંતર વીશે જે ઘરતી સ્તુતી અમે કરી હતી તે એઓએ પોતાના આ બીજા ભાગમાં ઉતારી લીધીછે. પણ તેજ તપાસમાં અમે ઇંગ્રેજી ભાષાંતર કરનારાઓને જે સુચના કરી હતી તે ભાગ એઓએ કાહાડી નાખ્યોછે. મી૦ કરમઅલીનો આ બીજો ભાગ પેહેલાં કરતાંબી વધારે રસીલો અને જલદી સમજ પડી જાય એવી સલીસ ઇબારતમાં લખેલોછે. અને વલી કેટલાક અઘરા શબ્દોનો પછવાડે પુરવણીમાં ખોલાસો આપ્યોછે. પણ તે સઘળું છતાં એક ઇંગ્રેજી ગાથાનાં ભાષાંતરની આપણા દેશીઓમાં જેટલી જરૂર હશે તે કરતાં વધારે મોટી અને પેહેલી જરૂર આપણા દેશીઓની તવારીખ, રીતભાત અને ચાલચલણ દરશાવનારી ગાથાઓનીછે. "કવેન્ટીન ડરવાર્ડ" ની ગાથામાં ૧૫ મી સદીની યુરોપીઅન રીતભાત દેખાડેલીછે. પણ ૧૫ મી સદીની રાહરસમનું જ્ઞાન મેળવવાની ઇંગલાંડને જેટલી અગત હશે તેને એકસોમે હીસ્સેબી આપણા દેશીઓને તે જ્ઞાનની જરૂર નથી. હીંદુસ્તાનની તવારીખ આખાં યુરોપની તવારીખ જેટલાજ બલકે તે કરતાં વધારે રસોથી અને રસીક બનાવોથી ભરપુરછે. પ્રથમ આ દેશમાં તુરાનીઓનો વાસ થયા પછી હીંદુ આર્યો આવયા. તયારબાદ ઇરાનીયો, યુનાનીયો, મોગલો અને શેવટે ઇંગ્રેજોની ચડડાઇઓ અને રાજ્યપાટોનાં વરણનો તથા વળી હીંદુ રાજાઓની પોતાની ચહડતી પડતી, બ્રાહ્મણ અને બુદ્ધ ધર્મોની હરીફાઇ અને તે સંબંધી થયલાં યુધો, અને એ વીનાએ બીજા અનેક રસીલા બનાવો, અને તે બનાવો વખતનાં લોકોની રીતભાત વીગેરેનું મી૦ કરમઅલી જેવા ઇંગ્રેજીગાથા ઉપરથી ભાષાંતર કરનારા આપણા કેળવાયલા ગ્રાજેયુએટો આગળ એક વીસ્તીર્ણ મેદાન પડેલુંછે. પણ તવારીખ ઉપરાંત વળી આપણા દેશીઓના કેટલાક કુચાલોનું ખંડન કરવા માટે આપણા ગુજરાતી વારતા યા નાટક લખનારાઓને પુરતી સામગ્રી મળે એમછે. અમે ઉમેદ રાખીયે છીયે કે મી૦ કરમઅલી હવેથી ઇંગ્રેજી ગાથાનાં ભાષાંતરને બદલે અસલીઆત વરાવનારી દેશી ગાથાઓ બનાવવા પાછળ મંડીને 'કવેન્ટીન ડરવાર્ડ' ના તરજુમાં કરતાં દેશીઓની વધારે કીમતી સેવા બજાવશે.

**જ્ઞાન વર્દ્ધક ડીસેમબર ૧૮૮૨.**

કચ્છી ભાષામાં ઘણી તો શું પણ ગણત્રીમાં ફક્ત બેજ ચોપડીયો છપાયલી અમોને ખબર છે; તેમાં એક શાજન બાવની તથા બીજી "કરસનદાસના સવૈયા" છે અને આ ત્રીજી 'કચ્છી કેહવતો' નામની એક નાની ચોપડી બાહાર પડીછે. આજે કચ્છીઓમાં વાંચનારી પ્રજા જોકે ઘણી નથી તોપણુ આવી આવી ન્હાની ચોપડીયો જો શસ્તી કીંમતમાં ને લોકોને સાધારણુ ઉપયોગમાં આવે એવી રીતે બાહેર પડેતો, અલબતાં કચ્છીયોનો વાંચન શોખ વધે ખરો. સર્વે ભાષાની કેહવતો છપાયલી છે પણ કચ્છી કેહવતો આજ સુધી બાહેર પડીજ નહીં હતી; એ ખુટ મી૰ કરમઅલી રહીમ નાંનજીઆણી બી૰ એ૰ એ પુરી પાડીછે. આ સવા આનાની નજીવી કીંમતની ચોપડીનો બોહળો ફેલાવો કચ્છીયોમા જેવાને અમો આતુર છિયે.

શમશેર બહાદુર

આ નામની નાની પણ રમુજી કહેવતોની ચોપડી તેના કરતા મી૰ કરીમઅલી રહીમ નાનજીઆણીયે અમને ભેટ મોકલીછે તેની પહોંચ મોટા માનસાથ સ્વીકારીયે છીયે ગુજરાતી ભાષાથી કહેવત સંગ્રહ અને 'કથન સપ્તસતી' નામની ચોપડીયોમાં પ્રગટ થયેલી છે તેમ તેમ ગુજરાતી કહેવતોનો સંગ્રહ આપેલો છે તેવોજ સંગ્રહ આ ચોપડીની અંદર કચ્છી કહેવતોનો આપવાની ભલી કોશીશ મી૰ કરમઅલીએ કરી છે. ગુજરાતી ભાષા ગુજરાતમાં બોલાયછે અને કચ્છ પણ ગુજરાતમાંજ આવવાથી ત્યાં પણુ ગુજરાતી ભાષા બોલાતી હશે એમ નથી. ઘણું કરીને આખા કચ્છમાં કચ્છી ભાષા બોલાય છે અને તે ગુજરાતી ભાષાથી કેટલેક દરજ્જે જુદીછે તે જણાવવાને આ કહેવતની અંદરથી બેચાર નીચે ટાંકવાની તક લઇયે છીયે. આ કચ્છી કહેવત સંગ્રહની કીમત માત્ર સવા આનો છે અને તે મુંબઇમાંથી મળેછે.

૧ સપંજે ડરેમેં હથ ન વિજજે. ૨ હરહીલે રોજી હરબાને મોત.

૩ હીકડી તોલડી તેરો વાના ગુરે. ૪ હંજે ગિચીકેં નમાઇ યુંત કાગ ભનયાકાંજી.

૫ પાણી ધણીઆણી રાજી તકુરો કરે કાજી.

**ત્રિમાસિક ટીકાકાર સવંત ૧૯૩૯**

મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવા જેઓએ બીજી ભાષા, ફારસી અથવા ગુજરાતી પસંદ કરી હોય તેઓને ઉપયોગી મદદગાર થઇ પડવા માટે આ ચોપાન્યું પ્રગટ કીધેલું દીસેછે અને અમે આશા રાખીએ છીએ કે જે ભલી મતલબથી બહાર પાડયું છે તે ભલી મતલબ આથી પાર પડશે. શીખનારને એક અચ્છો ભોમીઓ થશે, એ નક્કી છે. પ્રસાદી દાખલ નીચેના વાક્યો એમાંથી પસંદ કીધાછે.

"આદર્યાં અધુરાં રહે. હરિ કરે તે હોય"

"Man purposes God disposes."

"રાજાને ગમી તે રાણી છાણા વીણતી આણી"

"Fair is not fair but that which pleaseth"

"વાવશો તેવું લણશો"

"As you sow so you will reap."

"ભરમ ભારી ખીસ્સા ખાલી"

"Clean clothes empty pockets"

"ઉતાવળા સો બાવરા"

Haste makes waste.

# MISCELLANEOUS WORKS

BY

# K. R. NANJIANI.

| | Rs. | a. | p. |
|---|---|---|---|
| Persian Proverbs with their English and Gujaráti Equivalents...... .................. | 0 | 6 | 0 |
| English and Gujarati Proverbs only (detached from the above)...... ................ | 0 | 4 | 0 |
| Kutchi Proverbs (in Gujaráti characters)... | 0 | 1 | 8 |
| Gujaráti Translation of Quentin Durward, | | | |
| Each part .................................. | 1 | 2 | [illegible] |
| Do. Cloth bound ........ ........ ....... | 1 | 6 | 0 |

"This is a very cheaply available Proverb Book, and of great importance to students preparing for the Matriculation Examination, who have taken up Gujarati or Persian as their second language. The general reader also, as he says will derive amusement.

*Kutchi Proverbs*,—by the same author, Price 5 Pice. The Book will serve as a Guide to those who have frequently to intercourse with the Kutchis."

(The morning star February, 1883)

These books can be had from J. B. Karani, Fort and many other book-sellers of Bombay.

| | રૂ | આના | પઇ |
|---|---|---|---|
| અંગ્રેજી, ગુજરાતી તથા ફારસી કહેવાતોનોમુકાબલો......... | ૦ | ૬ | ૦ |
| અંગ્રેજી તથા ગુજરાતી કહેવતો (ઉપલી ચોપડી માંથી છુટીપાડેલી) | ૦ | ૪ | ૦ |
| ક્વેન્ટિન ડરવાર્ડનું ગુજરાતી ભાષાંતર (ત્રણભાગમાં)............ | | | |
| દરેક ભાગનાં.................................................. | ૧ | ૨ | ૦ |
| મજબુત પુઠાં સાથે.............................................. | ૧ | ૬ | ૦ |

**અંગરેજી ગુજરાતી અને ફારસી મલતાંકેહેવતો**—ની ચોપડી મી૦ નાનજીઆણી તરફથી મળી છે. એમાં ઈંગ્રેજી; ગુજરાતી. તથા ફારસી કહેવતોનો સંગ્રહ કરવામાં શ્રમ સારો લીધો છે. મેટ્રીકયુલેશનની પરીક્ષામાં ગુજરાતી તથા ફારસી સવાલ પત્રમાં વારંવાર કહેવતોના તરજુમા પુછવામાં આવેછે તેથી તે પરીક્ષામાં ગુજરાતી તથા ફારસી ભાષા લેનાર ઉમેદવારોને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે. દરેક તેવા ઉમેદવારોને આ ચોપડીને પોતાની પાસે રાખવા અમે ભલામણ કરીએ છીએ; કહેવતોની ગોઠવણ ઘણી સારીછે તેઓને કકાવારી ગોઠવી છે, અને ત્રણે ભાષામાં મળતી આવતી કહેવતોને તે તે ભાષાના આંકડાથી દરશાવી છે, અને તેથી જોનારને ઘણું સુગમ પડેછે. કીમત આના છ રાખી છે.

(સૌરાષ્ટ્ર દર્પણ ફેબરવારી સને ૧૮૮૩.)

**મુખ્ય આડતિયા જહાંગીર બેજનજી કરાણી, કોટ.**